# બોધદાયક દૃષ્ટાંતો

(૭૬ દૃષ્ટાંતો)



લેખક અને સંગ્રાહક

પૂ. મુનિરાજ શ્રી કુંદકુંદવિજયજી મહારાજ



-: પ્રકાશક :-

નમસ્કાર આરાધના કેન્દ્ર.

વ્યવસ્થાપક :- કાંતિલાલ સોમચંદ ગાંધી

મુક્તિનિલય જૈન ધર્મશાળા

ઠે. તળેટી રોડ,

પાલીતાણા - ૩૬૪૨૭૦

(સૌરાષ્ટ્ર)

# આ...પ્તિ...સ્થા...નો.

(૧) શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ જૈન પુસ્તક ભંડાર
મુ. શંખેશ્વર વાયા- હારિજ (ઉ. ગુજરાત)-૩૮૪૨૪૬.

(૨) સોમચંદ ડી. શાહ
પાલીતાણા (સૌરાષ્ટ્ર)

(૩) સરસ્વતી પુસ્તક ભંડાર
ઠે. રતનપોળ, હાથીખાના
અમદાવાદ ૧

(૪) સેવંતીલાલ વી. જૈન
મહાજન ગલી,
પહેલે માળે, રૂમ નં. ૨૦
ઝવેરી બજાર. મુંબઈ-૨

(૫) મેઘરાજ પુસ્તક ભંડાર
૨૧૯ A કીકાસ્ટ્રીટ, ગોડીજી ચાલ
મુંબઇ-૨

(૬) શાહ ધીરજલાલ વેલજી મેઘજી
૧૬૮ મોતીશાહ લેન, મોતીશાહ જૈન પાર્ક, ભાયખાલા મુંબઇ-૨૭

(૭) ઝવેરચંદ મોતીચંદ ગુઢકા
C/o હરખચંદ એન્ડ કું. પો. બોક્ષ નં. ૫૦૬૨
ઠે. ૧૨-૧૪ કાઝી સૈયદ સ્ટ્રીટ, ત્રીજે માળે. મુંબઇ-૯

(૮) શાહ જયંતિલાલ માણેકલાલ
C/o શાહ મેઘજી પુંજાભાઈ ઘીવાળા, ૨૬૧ ભાત બજાર મુંબઇ-૯

વિ. સં. ૨૦૩૬
સને ૧૯૮૦
મૂલ્ય : ૧૩-૫૦

: મુદ્રક :
કાંતિલાલ ડી. શાહ
ભરત પ્રિન્ટરી
પાલીતાણા-૩૬૪૨૭૦

# પ્રકાશકનું નિવેદન



સંસ્કારપોષક બોધદાયક દૃષ્ટાંતો એ વિશ્વનું એક ઉત્તમ ધન છે. ઉપદેશમાં આવતી કઠિન જણાતી વાતને પણ સરળતાથી સમજાવવાના કાર્યમાં દૃષ્ટાંતો ઘણાં જ ઉપયોગી નિવડે છે, વળી તે આબાલ-ગોપાલ, ઓછું ભણેલા કે વધુ ભણેલા સૌને ઉપકારી બની શકે છે.

પ્રાચીન સાહિત્ય તરફ આપણે નજર કરીશું તો આપણને સ્પષ્ટ જણાશે કે તેમાં કથાનુયોગે ઘણી સારી એવી જગ્યા રોકી છે. હજારો કથાઓ એમાં ભરી પડી છે. પ્રાચીન કાળમાં કોઈપણ કથા આશય વગરની રચાતી નહોતી અને એ આશય પણ જનતામાં કેવળ ઉત્તમ સંસ્કારોને રેડવાનો હતો.

ઉપદેશને અસરકારક બનાવવા માટે કોઈપણ કાળમા અને કોઈપણ ક્ષેત્રમાં દૃષ્ટાંતો વિના ચાલ્યું નથી અને તેથી

સર્વકાળમાં અને સર્વક્ષેત્રમાં વિચારક પુરૂષોએ એનો એક સરખો ઉપયોગ કર્યો છે.

"બોધદાયક દૃષ્ટાંતો" નામના આ પુસ્તકમાં પણ રજુ થયેલા દ્રષ્ટાંતો અનેક લેખકો દ્વારા અનેકવાર અનેક રીતે પૂર્વે પ્રગટ થઈ ચૂકયાં છે. એ દૃષ્ટિએ અહીંયા એક હકીકત એ પણ જણાવવી ખાસ ઉચિત છે કે, આજ પૂર્વે જેમણે-જેમણે આ સાહિત્યને રચ્યું છે, તેને ટકાવ્યું છે, તેમાં વિવિધતા અને અસરકારકતા લાવવા પ્રયત્ન કર્યો છે, જનતા સુધી તેને પહોંચાડયું છે, અને તે દ્વારા પ્રજાના સંસ્કારોની સુધારણા કરવાના કાર્યમાં સફળતા મેળવી છે, તે પ્રાચીન અને અર્વાચીન તમામ મહાનુભાવોનો આમાં ઘણો મોટો ફાળો છે. તે સર્વ મહાનુભાવો પ્રત્યે આ સ્થળે અમો કૃતજ્ઞતા ભાવ દર્શાવીએ છીએ. કારણ કે, આમાં જે કાંઈ સારૂં છે, તેના યશના સાચા માલિક તેઓ છે.

આમાં પ્રગટ થયેલાં બોધદાયક ૭૬ દૃષ્ટાંતો દૃષ્ટાંતરુચિ જીવો માટે ઉપકારી છે, બાળજીવો તેને વધુ સહેલાઇથી સમજી શકે તે માટે જયાં જયાં જરુર જણાઈ ત્યાં ત્યાં તેને વધુ સરળ બનાવવાનો તથા તેનું તાત્પર્ય ખોલવાનો શક્ય પ્રયત્ન આમાં થયો છે.

અનેકવાર આ દૃષ્ટાંતો પ્રગટ થયા હોવા છતા તેનુ વાચન કંટાળાજનક બનતુ નથી, પણ હોંશે હોંશે લોકો તેને વાંચે છે અને તેમાંથી કંઇને કંઈ પ્રેરણા મેળવે છે. સૌ કોઈને ઓછા-વત્તા પ્રમાણમાં એવો સ્વાનુભવ પણ છે

આજે ચારે બાજુ વાંચનની પ્રવૃત્તિ ખૂબ જ વધી રહી છે, પરંતુ જ્યા સુધી મનુષ્યોને વાંચન માટે સાત્ત્વિક અને સંસ્કારપોષક યોગ્ય સામગ્રી ન મળે ત્યા સુધી શૃગારપોષક કે ગમે તે જે હાથમા આવ્યુ તે વાંચવા માત્રથી લાભને બદલે હાનિ થવાનો વધુ સંભવ છે. તેવા વાંચનથી જીવનમા સદ્ગુણોનો હ્રાસ અને દુર્ગુણોની વૃદ્ધિ થવાનો પૂરો ભય રહેલો છે

આ પુસ્તકમાં રજુ થયેલા પ્રત્યેક દૃષ્ટાતોમાં કોઇને કોઈ સદ્ગુણને મધ્યબિન્દુમા રાખીને તેને સરળતાપૂર્વક સમજાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે

જુદી જુદી ભૂમિકાવાળા અને ભિન્ન ભિન્ન રૂચિવાળા જિજ્ઞાસુ જીવોને આમાંથી પોતાને ઉપયોગી કઈકને કંઇક સસ્કાર પોષક સાત્વિક સામગ્રી મળી રહેશે એવી અમારી ધારણા છે.

કોઇ એકાદ જીવને પણ આ વાંચનથી લાભ થશે તો પણ અમો અમારો આ પ્રયત્ન સફળ થયો છે એમ માનીશું

પરમકૃપાળુ પરમપૂજ્ય પંન્યાસ પ્રવરશ્રી ચન્દ્રકવિજયજી ગણિવરશ્રીના શિષ્ય પૂ૦ મુનિરાજ શ્રી કુંદકુંદવિજયજી મહારાજશ્રી તરફથી આ કાર્યમાં અમને સુંદર સહકાર મળ્યો છે અને તેથીજ આ કાર્ય અમે પાર પાડી શક્યા છીએ

ભરત પ્રિન્ટરીના માલિક કાંતિલાલ ડી. શાહે પણ ખૂબ જ લાગણીથી અને કાળજીપૂર્વક મુદ્રણ કાર્ય કર્યું છે તથા બીજા નામી અને અનામી અનેક મહાનુભાવો જે જે રીતે આ કાર્યમાં અમને સહાયક બન્યા છે, તે તમામ મહાનુભાવો પ્રત્યે આભાર પ્રદર્શિત કરીએ છીએ.

ઉત્તમ સુસંસ્કારોને પુષ્ટ કરે તેવા જીવનનું ઘડતર કરવામાં આ દૃષ્ટાંતોનું વાંચન કેટલું બધું ઉપયોગી છે, તે બાબત અમે અહીં વધારે લખતા નથી. એનો નિર્ણય વાચક પોતે જ કરે એમ અમો ઈચ્છીએ છીએ.

અનુકુળતા મુજબ બીજાં પણ સંસ્કારપોષક બોધદાયક ઉત્તમ દૃષ્ટાંતો પ્રગટ કરવાની અમે ભાવના રાખીએ છીએ.

કાંતિલાલ સોમચંદ ગાંધી

# પ્ર સ્તા વ ના.

ઉપદેશના ક્ષેત્રમા દૃષ્ટાંતો દ્વારા સિદ્ધાન્તને દૃઢ કરવાની પદ્ધતિ ઘણી સુપ્રસિદ્ધ છે. દ્રવ્યાનુયોગ, ચરણકરણાનુયોગ, ગણિતાનુયોગ અને ધર્મ-કથાનુયોગ, આ ચાર અનુયોગોમા સમગ્ર દ્વાદશાગી વહેંચાયેલી છે પરંતુ તેમા અધિકારીની દૃષ્ટિએ જોઈએ તો કથાનુયોગના અધિકારીઓની સખ્યા વિશેષ નજરે પડે છે

વક્તા દ્રવ્યાનુયોગના સારા અભ્યાસી હોય, અને વ્યાખ્યાન આદિમા દ્રવ્યાનુયોગથી ઝીણવટભરી વ્યાખ્યા કરવામા સમર્થ પણ હોય છતા શ્રોતાઓના અધિકાર ભેદે ભાવનાધિકારે ચોમાસામાં બીજા વ્યાખ્યાનમા કોઈને કોઈ કથાનક ગ્રન્થ પણ રાખવો પડે છે, એ હકીકતથી પણ કથાનુયોગની ઉપયોગિતા સહેજે સિદ્ધ થઈ જાય છે.

દૃષ્ટાંતોની ઉપયોગિતા સર્વકાલમા સિદ્ધ થયેલી છે ખુદ યુગાદિદેવ શ્રી આદિનાથ ભગવાને પણ પોતાના નવાણુ પુત્રોને સસારની અસારતા અને ધર્મની સારભૂતતા સમજાવવા માટે અગારકારકના દૃષ્ટાનનો ઉપયોગ કર્યો હતો, તેમ આપણે શાસ્ત્રોમા સાભળીએ છીએ.

જૈન દર્શનમા જ્ઞાતાધર્મકથા નામના એક મૂળ આગમમા મુખ્ય રીતિએ દૃષ્ટાંતો દ્વારા જ ઉપદેશ આપવામા આવ્યો છે તે સિવાય પણ જૈન ગ્રથોમા કથાનુયોગને ઘણુ સારુ સ્થાન આપવામા આવ્યું છે તેનુ મુખ્ય કારણ એ છે કે તે દ્વારા અલ્પજ્ઞ આત્માઓને પણ અપરિચિત અને અગમ્ય એવા સિદ્ધાતોમા પણ સરળતાથી પ્રવેશ કરાવી શકાય છે અને તેમનામા તત્ત્વરુચિ વિકસાવી તેમને ધર્મમાર્ગમા આગળ વધારી શકાય છે

ઉપકારી મહાપુરૂષોએ ચરિત્રગ્રન્થોમાં પણ કેટલાંક દૃષ્ટાંતોને તો એવા સરસ રીતે યુક્તિપૂર્વક ગુંથ્યાં છે, કે-તેમાં ચારે અનુયોગોનો સરળતાપૂર્વક સમાવેશ થઇ જતો હોય, અને તેના શ્રવણ મનનથી શ્રોતાઓએ પ્રાપ્ત કરેલું દ્રવ્યાનુયોગ આદિનું જ્ઞાન પણ અત્યંત નિશ્ચલ બની જાય.

ચરિત્રગ્રન્થોમાં શિરોમણિભૂત, સાત્ત્વિક આદિ સર્વરસોથી ભરપૂર, વૈરાગ્યપ્રધાન શ્રી સમરાદિત્ય કથાનક નામના ગ્રન્થરત્નના પ્રારંભમાં સમર્થ શાસ્ત્રકાર ભગવંત શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ કથાનુયોગવિષયક જે સુંદર સમાલોચના કરી છે તે તથા ઉપમિતિ ભવપ્રપંચા કથામાં શ્રી સિદ્ધર્ષિગણી ભગવંતે જે સુંદર હકીકત રજુ કરી છે, તે હકીકત પ્રસ્તુત વિષયમાં ઉપયોગી હોવાથી તેનો સારભાગ અહીં રજુ કરીએ છીએ.

## ચાર પ્રકારની કથાઓ.

સામાન્ય રીતે કથાઓ ચાર પ્રકારની હોય છે. તેમના નામો નીચે મુજબ છે. (૧) અર્થકથા, (૨) કામકથા, (૩) ધર્મકથા અને (૪) સંકીર્ણ-કથા. આ ચારે કથાઓનું સંક્ષિપ્ત સ્વરૂપ નીચે મુજબ છે.

**(૧) અર્થકથા :-** અર્થકથા એટલે ધન ઉપાર્જન કરવા સંબંધી કથા. ધન ઉપાર્જન કરવાનાં સાધનો મુખ્ય રીતિએ નીચે મુજબ ગણાય છે. **અસિ** (તલવાર આદિ શસ્ત્ર વિષયક), **મષિ** (વ્યાપાર આદિ સંબંધી), **કૃષિ** (ખેતી વિષયક), શિલ્પ સંબંધી, વિચિત્ર ધાતુવાદ, તથા સામ, દામ, દંડ અને ભેદ વિગેરે. આ બધા અર્થ ઉપાર્જનના ઉપાય વિષયક કથા અથવા તેની સાથે સંબંધ રાખનારી કથા જેમાં કહેવામાં આવી હોય તે અર્થકથા કહેવાય.

**(૨) કામકથા :—** ઈન્દ્રિયોના વિષયમાં અભિમાનજન્ય રસરૂપ જે પ્રીતિ થવી તેને કામ કહેવામાં આવે છે. આ કામ પ્રાપ્તિમાં હેતુ-ભુત વિષયવાળી કથા જેમ કે શરીર, વય, કળા, અનુરાગ આદિ કામ-શાસ્ત્રોમાં પ્રસિદ્ધ એવા વિષયોનું જેનાથી ગ્રહણ થાય એવું વર્ણન જેમાં હોય તે કામકથા કહેવાય.

**(૩) ધર્મકથા :—** જે કથા ધર્મપ્રાપ્તિમા હેતુભુત ક્ષમા, નમ્રતા, સરળતા, નિર્લોભિતા, તપ, સંયમ, સત્ય, શૌચ, આકિંચન્ય અને બ્રહ્મચર્યની પ્રધાનતાવાળી હોય ઉપરાત જેમા પાચ અણુવ્રતો, દિશિપરિમાણ, ઉપભોગ–પરિભોગ–પરિમાણ, અનર્થદંડવિરતિ, સામાયિક, દેશાવકાશિક, પૌષધોપવાસ અને અતિથિસંવિભાગ વ્રતોના વિષયવાળી હોય તેમજ અનુકંપા આદિ વિષયવાળી હોય તે ધર્મકથા કહેવાય છે અર્થાત્ જેમા પ્રધાન રીતિએ ક્ષમાદિ ઉત્તમ ધર્મોનું અને અહિસાદિ અણુવ્રતોનું તથા અનુકંપાદિનુ એવુ પ્રતિપાદન થયુ હોય કે જેનુ શ્રવણ–મનન કરતા તે ધર્મો ઉપર અનન્ય અનુરાગ પ્રગટે અને તેને આચરવાનું મન થાય.

**(૪) સંકીર્ણ કથા —** જે કથા અનેક પ્રકારના રસયુક્ત, ધર્મ, અર્થ અને કામ એ ત્રણે વર્ગના સાધનભૂત, ઉપાયોનું પ્રતિપાદન કરનારી હોય તેને સકીર્ણ કથા કહેવામાં આવે છે

## શ્રોતાઓના ચાર પ્રકાર

હવે અહીં પ્રસગોપાત શ્રોતાઓના પ્રકાર બતાવવામા આવે છે. ઉપર કહેવામા આવી તે ચાર પ્રકારની કથાઓના સાભળનાર શ્રોતાઓ પણ ચાર પ્રકારના મનુષ્યો હોય છે. (૧) અધમ, (૨) મધ્યમ, (૩) વર મધ્યમ, અને (૪) ઉત્તમ

**(૧) અધમ શ્રોતા :—** ક્રોધ, માન, માયા, લોભ, શોક, ભય, મોહ અને મદથી જેમની મતિ આચ્છાદિત થઈ ગઇ હોય, પરલોક સુધારવાના વિચારથી જેઓ સર્વથા પરાઙ્મુખ હોય, આ લોકને જ જે પરમાર્થરૂપે જોનારા હોય, જીવો ઉપર દયાના પરિણામ વિનાના હોય, જેમના સ્વભાવમા તામસની પ્રધાનતા હોય, જેઓ દુર્ગતિમા જવા માટે તૈયાર થયા હોય, તેવા શ્રોતાઓ સદ્દગતિના માર્ગથી વિરુદ્ધ, મનને ખરાબ કરનારી અને તેથી જ પાપ સાથે સબંધ કરાવનારી અને ઘણા અનર્થવાલી એવી માત્ર અર્થ કથાને જ સાભળવા તૈયાર થાય છે. અર્થાત્ તેમને અર્થકથા અત્યત વહાલી લાગે છે, પણ ધર્મકથા ગમતી નથી

વધ્યાં હોવા છતાં અંદરની શાંતિ ઓછી થતી દેખાય છે, ભૂતકાળમાં મનુષ્યો અલ્પમાં અલ્પ બાહ્ય સાધનોમાં મનની શાંતિ ભોગવી શકતા હતા.

આ ઉપરથી વિચાર કરતાં જણાશે કે સુખનું કારણ માત્ર બાહ્ય સામગ્રીની વૃદ્ધિ નથી, પરંતુ વિવેક અને સંતોષના બળથી જ માણસ સાચું સુખ પ્રાપ્ત કરવા સમર્થ બની શકે છે. આવો વિવેક અને સંતોષવૃત્તિ આપણને ધર્મકથાઓના વાંચન, શ્રવણ, મનન અને પરિશીલન દ્વારા પ્રાપ્ત થઈ શકે છે.

ઉત્તમ ધર્મકથાઓના પરિશીલન આદિમાં માણસને શ્રમ ઘણો ઓછો પડે છે અને ઉત્તમ જીવન ઘડવા માટેના આદર્શો તેમાંથી અનાયાસે મલી રહે છે. અને એ રીતે મનુષ્ય દિવ્યતાને પંથે વળી શકે છે.

કેટલાક ભાવિક આત્માઓની માંગણીથી બાળજીવોના હિતને માટે આ પુસ્તક દ્વારા ધર્મભાવનાપોષક લોક લોકોત્તર દર્શનોમાં પ્રસિદ્ધ દૃષ્ટાંતોનો સંગ્રહ રજુ કરવામાં આવ્યો છે. તેમાં પ્રાચીન અર્વાચીનઅનેક ગ્રન્થકારોના ગ્રન્થોની સહાય લેવામાં આવી છે. તે તમામ મહાનુભાવો પ્રત્યે કૃતજ્ઞતાભાવ દર્શાવીએ છીએ.

પરમ શાસન પ્રભાવક, ગચ્છાધિપતિ, પરમ પૂજ્ય આચાર્ય દેવ શ્રીમદ્ વિજય **રામચંદ્રસૂરિશ્વરજી** મહારાજ સાહેબના શિષ્યરત્ન મારા પરમ ઉપકારી પરમ કૃપાળુ પરમ પૂજ્ય ગુરુમહારાજ પંન્યાસજી પ્રવર શ્રી ભદ્રંકરવિજયજી ગણિવરશ્રીના પરમ આશીર્વાદ અને તેઓશ્રીની પરમ કૃપાથી આ કાર્ય નિર્વિઘ્ન પૂર્ણ થયું છે.

આ દૃષ્ટાંતો રજુ કરવામાં મતિ મંદતા આદિના કારણે જે કાંઈ શ્રી જિનાજ્ઞાવિરુદ્ધ લખાયું હોય તે બદલ મિચ્છામિ દુક્કડં યાચીએ છીએ.

સૌ કોઇ આ દૃષ્ટાંતોને વાંચી, વિચારી, હૃદયસ્થ કરી સ્વપરનું કલ્યાણ સાધનારા બનો એજ શુભેચ્છા.

**પાટણ** (ઉ. ગુજરાત) **મુનિ કુંદકુંદવિજય**

## બોધદાયક દૃષ્ટાંતો

# અ નુ ક્ર મ ણિ કા

# ૧ સત્યમેવ જયતે

આજના પડતા કાળમા હિત મિત્રો ઘટ્યા છે, અને તાળી મિત્રો વધ્યા છે, એટલે પાપકર્મ કરનારને હિત વચનો કહેનારા ઘટી ગયા છે માતાને પોતાના બાળક તરફ અપાર વાત્સલ્ય હોય છે, તેમ છના બાળકને જ્યારે તાવ આવે છે, ત્યારે કડવુ કરીઆતુ પાતા એ માતા અચકાતી નથી. કારણ કે એના હૈયે બાળકનુ હિત વસેલુ હોય છે સત્ય પણ કટુક અને કરીયાતા જેવુ ગણાય છે, પણ તેના સેવનથી આત્માનો મોહ જ્વર દૂર થયા સિવાય રહેતો નથી. પરંતુ આ રહસ્ય બહુ જ ઓછા મનુષ્યો જાણે છે એ જાણવા માટે શુદ્ધ બુદ્ધિ અને નિર્મળ દષ્ટિની અપેક્ષા રહે છે આ બાબતમાં અહીં દર્શાવવામાં આવેલ પરમાર્હત ધનપાલ નામના મહાપંડિતના જીવનનો એક પ્રસંગ આપણા સૌને માટે ખૂબ જ પ્રેરણાત્મક છે

જગમશહુર ધારા નામની નગરીમાં દાનશૂર રાજા ભોજ રાજ્ય કરતો હતો તે જેવો દાનશૂરો હતો તેવો જ વિદ્યાભ્યાસગી પણ હતો. તેના દરબારમાં અનેક કવિઓ તેમજ પંડિતરત્નો આશ્રય પામતા હતા. આ રાજાને નવા શ્લોકો તેમજ કવિતાઓનો એવો શોખ હતો કે જે કોઈ પંડિત યા કવિ એના દરબારમા આવીને નવો એક શ્લોક યા નવિન કવિતા સંભળાવતો તેને એ મોટું ઇનામ આપતો હતો. આથી રાજાની કીર્તિ ચારે દિશામાં ફેલાયેલી હતી.

રાજા ભોજના જીવનમાં મૃગીયા ખેલવાનો 'પણ એક ભારે દોષ હતો. એ જ્યારે મૃગીયા ખેલવા જતો ત્યારે સેંકડો સૈનિકો, દાસ-દાસીઓ તેમજ બે-ચાર પંડિતોને પણ પોતાની સાથે લઈ જતો કે જેથી મૃગયાનો પરિશ્રમ હાસ્ય અને વિનોદ દ્વારા દૂર થઇ શકે.

ભોજરાજાના દરબારમાં અનેક જે કવિરત્નો હતા તેમાં ધનપાલ નામના એક શીઘ્ર કવિ પણ માનભર્યું સ્થાન પામ્યા હતા. પોતાના ભાઇશ્રી શોભનમુનિના સદુપદેશથી ધનપાલ કવિ અહિંસક અને જૈનધર્મમાં પરમ રૂચિવાળા બન્યા હતા. રાજા ભોજને આ કવિરત્નની રચનાઓ ઘણી ગમતી હતી.

એક વખત રાજાભોજ શિકારે જવા નીકળ્યા. મહાકવિ ધનપાલને પણ શિકારમાં સાથે આવવાનું કહ્યું. કવિરાજ અહિંસાપ્રેમી હતા. એટલે શિકારમાં રાજાની સાથે જવાની વાત સાંભળીને તેમને અપાર દુઃખ થયું. ધનપાલ સારી રીતે સમજે છે કે કેટલાક વિરોધી કવિઓની ચડામણીથી રાજા પોતાને શિકારમાં સાથે લઇ જવાનો આગ્રહ રાખે છે. એટલે હવે જો પોતે નહિં જાય તો પણ મુશ્કેલી વધશે, એમ વિચારીને ધનપાલ કવિ શિકારમાં રાજાની સાથે ગયા. મોટા રસાલા સાથે શિકારે નીકળેલા રાજાએ જંગલમાં પડાવ નાખ્યો. અત્યારે રાજાનું મન શિકારની શોધમાં હતું એટલે પંખીઓના નિર્દોષ અને મધુર ગીત અને ઝરણાનાં સંગીત એને ન રૂચ્યાં.

જંગલમાં નિર્ભયપણે હરતાં-ફરતાં ને ચરતાં નિર્દોષ પશુઓને ફસાવવાના ઇરાદાથી, તેણે પોતના સૈનિકોને

આજ્ઞા કરી કે સામે દેખાય છે તે વન વિસ્તારને ફરતો મજબુત પહેરો ગોઠવી દ્યો. તેમાંથી એકપણ પશુ છટકે નહિ તેની તકેદારી રાખજો

સૈનિકોએ રાજાની આજ્ઞાનું પાલન કર્યું. આ ઘેરામાં અનેક હરણાં, હરણબાળ, સસલાં અને ભૂંડ ઘેરાઈ ગયાં. નિર્દોષ પ્રાણીઓ વાણીથી તો કંઇ બોલી શકે નહિ, પણ તેમને ભયની ગંધ આવી ગઇ ભયભીત હરણાં ચોમેર દોડા દોડ કરવા લાગ્યા પણ તેમના છટકવાના બધા રસ્તા બંધ હતા કારણ કે ત્યાં રાજાના સૈનિકોનો પહેરો હતો હવે શિકાર સરળતાથી થઇ શકશે, એમ વિચારીને ભોજરાજાએ સપડાયેલાં હરણોમાંથી એક હરણને એક જ બાણ વડે વીંધી નાખ્યુ

રાજાના આ હીચકારા કૃત્યથી ગભરાઇ ગયેલાં અન્ય પશુઓ પોતાના પ્રાણ બચાવવા કરૂણ ચીચીયારીઓ કરવા લાગ્યા.

એક જ બાણથી એક હરણને હણીને રાજા ભોજ આનંદમાં આવી ગયો. તેણે મહાકવિ ધનપાલને પ્રશ્ન કર્યો. કવિરાજ! નીચું જોઇને શું ઉભા છો? આ હરણાઓ આકાશ તરફ કૂદી રહ્યાં છે. અને આ વરાહો-ભૂંડો પોતાના લાંબા તીક્ષ્ણ દાંતોથી પૃથ્વીને ખોદી રહ્યા છે, જરા તમારી શક્તિને સતેજ કરીને કાવ્યની જબાનમાં એ તો બતાવો કે આ પશુઓ આમ શા માટે કરી રહ્યા છે?

મહાકવિએ સંસ્કૃત કાવ્યની શીઘ્ર રચના કરીને કહ્યું રાજન્! આ હરણાંઓ આપનાં તીખાં બાણોથી ભય પામીને ચંદ્રમાં રહેતા પોતાના જાતિબંધુ હરણ પાસે ફરિયાદ કરવા પ્રયત્ન કરે છે

અને આ વરાહો-ભૂંડો-પાતાળમાં નિવાસ કરતા આદિ વરાહ આગળ પોતાની વ્યથા રજૂ કરવા ભૂમિ ખોદી રહ્યા છે.

પ્રશંસાઘેલા માનવને જ્યાં સુધી પોતાની પૂરેપૂરી પ્રશંસા સાંભળવા ન મળે ત્યાં સુધી સંતોષ થતો નથી. સામેથી માંગીને કે દબાણથી પાપકાર્યની પ્રશંસા મેળવવામાં આવે તો પણ એ પ્રશંસા તે વ્યક્તિના અભિમાનને વધારવા સિવાય બીજું કોઈ ફળ આપતી નથી.

વ્યંગમાં બોલતા ભોજરાજાએ કહ્યું, કવિરાજ ! આપના કાવ્યની તો પંક્તિએ પંક્તિએ રસના ફુવારા ઉડતા હોય છે. આપના શબ્દે શબ્દમાંથી ફુમાશ-સુવાસ અને ઉલ્લાસ પ્રગટતા હોય છે. ત્યારે આજનું આપનું કાવ્ય મને નિરસ લાગ્યું. એમાં નથી તો મારા શરસંધાનનું વીરત્વપૂર્ણ વર્ણન કે નથી મૃગયા વિહારનું જીવંત ચિત્રામણ-માટે ફરીવાર વહાવો તમારી કાવ્યગંગાને !

રાજાની આ ટકોરથી કવિરાજ મુંજવણમાં પડી ગયા. જો રાજા ઈચ્છે એવી કાવ્યરચના કરે તો હિંસાનું સમર્થન થતું હતું અને જો તે એવી કાવ્યરચના ન કરે તો રાજાનો રોષ વહોરી લેવો પડે તેમ હતું. આ દ્વિધામાં અટવાયેલા કવિરાજ મૌન જ રહ્યા.

અંતે સત્ય જ વિજયવંત છે. કલ્યાણકારી અને સુંદરમાં સુંદર આ જગતમાં કોઈ વસ્તુ હોય તો તે સત્ય જ છે. સત્ય વચન જ સર્વ જગતના જીવોને હિત કરનારૂં છે. તેથી

બુદ્ધિમાન મનુષ્યો સર્વ જીવોને હિતકરનારુ એવુ સત્ય વચન જ બોલવાને ટેવાયેલા હોય છે. પરંતુ કોઇ અસાધારણ સંજોગોમાં બોલવાથી વધારે અનર્થ થવાનો સંભવ તેમને જણાય તો તેવે પ્રસંગે તેઓ મૌનનો જ આશ્રય લે છે પણ બીજા જીવોને પીડાકારી એવુ વચન તો તેઓ બોલતા જ નથી. કવિરાજ પણ અહીં સકારણ મૌન રહ્યા છે. કવિરાજને મૌન રહેલા જાણી રાજાએ કહ્યું કવિરાજ! મૌન કેમ બની ગયા છો? તમારા મુખમાં બિરાજતાં સરસ્વતી દેવી શરમાતાં તો નથી ને?

મહાકવિ ધનપાલે ઉત્તર આપ્યો કે મહારાજા! સરસ્વતી દેવીને શરમાવાનું કોઈ કારણ નથી

તો પછી આપની કાવ્યધારાને વહેતી મૂકવામાં વિલંબ શા માટે? રાજાએ બીજીવાર પ્રશ્ન કર્યો

બીજાની ઉન્નતિને સહન ન કરી શકે એવી ચિત્તવૃત્તિને શાસ્ત્રમાં 'અસૂયા–ઈર્ષ્યા' કહે છે મહાકવિ ધનપાલ પ્રત્યે ભોજરાજાને જે આદરભાવ હતો તે અન્ય કવિઓ સહન કરી શકતા ન હોતા. એ કવિઓ મહાકવિનું મૌન જોઇને મૂછોમાં હસી રહ્યા હતા. તેમાંનો એક બોલી ઉઠ્યો :–

મહારાજ! મહાકવિ ધનપાલના કહેવા મુજબ જો એમનાં સરસ્વતી દેવી શરમાતાં ન હોય તો પણ કંઇક અસ્વસ્થ તો જરૂર બની ગયાં છે. આપ આજ્ઞા ફરમાવો તો હું આજની આપની આ વનમૃગયાને તત્કાલ સાકાર બનાવી દઉં!

મારાં સરસ્વતી દેવી પૂરેપૂરાં સજાગ છે. આપની કીર્તિનાં કિરણો વિશ્વભરમાં ફેલાય એવું સરસ કાવ્ય હમણાં જ સંભળાવવા એ તત્પર છે.

આ ઉપહાસથી વ્યથિત મહાકવિ ધનપાલના હ્રુદયમાં અત્યારે લોકમાં પ્રસિદ્ધ એવા મહાભારતના 'સભાપર્વ'ની એક ઘટના ડોકિયું કરી રહી હતી.

મહાસતી દ્રૌપદી અશ્રુ ટપકતી આંખે થડકતા હૈયે, નિઃસહાય દશામાં કૌરવોની ભરસભામાં ઊભાં છે.

દુષ્ટતાએ જેના મન પર શાસન સ્થાપ્યું છે, એ દુઃશાસન મહાસતીનાં વસ્ત્રો ખેંચી રહ્યો છે. લાજ બચાવવા ખાતર દ્રૌપદી પોતાના બે દાંત વચ્ચે સાડલાના છેડાને મજબૂત રીતે દબાવીને સભામાં બેઠેલાં મહારથીઓ તરફ મદદ માટે નજર ફેરવે છે પણ એ બધી આંખો તેને મડદાલ લાગી. મહાપ્રતાપી ભીષ્મ–દ્રોણાચાર્ય–કર્ણ તેમ જ અન્ય મહારથીઓ મહાસતીની વહારે ધાવાને બદલે નિર્વીર્ય બનીને આ કરૂણ દશ્ય જોઈ રહ્યા છે. સતી સહાયની પુકાર પાડે છે. પણ દુઃશાસનની દુષ્ટતાને પડકારવા માટે સભામાંથી એક પણ ભડવીર ઊભો થતો નથી. સંસ્કૃતિના કલંક સમા આ દશ્યથી અકળાઇને ભક્તવિદુર ભરસભામાં ઊભા થયા અને વીરત્વભરી વાણીમાં નીચે મુજબ બોલ્યા :–

ભાઇ દુર્યોધન! દ્રૌપદીજી તારા ભાઇઓનાં જ ધર્મપત્ની છે. એમની ઇજ્જતની રક્ષા કરવી એ તારો ધર્મ છે. એ

ધર્મથી ભ્રષ્ટ થઈને તું તથા દુઃશાસન જે અધમતા આચરી રહ્યા છે, મહાસતીને વસ્ત્રવિહિન બનાવવાની જે પશુતા દાખવી રહ્યા છે, એ તો ઘૃણાસ્પદ છે જ, પરંતુ એથી અધિક ઘૃણાસ્પદ તો એ હકીકત છે કે ભીષ્મ અને દ્રોણ જેવા મહાપ્રતાપી પુરૂષો પણ તારા દાસ બનીને અધમ કૃત્યની સામે એક શબ્દ પણ ઉચ્ચારવાને બદલે મૂંગા બેઠા છે તને કડવું પણ સત્ય કહેતા ડરી રહ્યા છે. આથી નક્કી થાય છે કે :–

सुलभाः पुरुषाः राजन् सततं प्रियवादिनः ।
अप्रियस्याऽपि पथ्यस्य वक्ता श्रोता च दुर्लभाः ॥

અર્થ – માત્ર પ્રિય વચનો બોલનારા મનુષ્યો જગતમા સુલભ હોય છે, પરંતુ કડવા છતાં હિતકારક વચનો કહેનારા અને સાંભળનારા બન્ને દુર્લભ હોય છે

મહાભારતકાળનું આ દુઃખદ દશ્ય અને આ શ્લોક હુબહુ મહાકવિ ધનપાલના હૃદયના દર્પણમાં તરવરી રહ્યા. અને તેમણે તેમાથી સાર તારવીને નિશ્ચય કરી લીધો કે –

મહારાજા ભોજ મારી સાથે મિત્રતાપૂર્વક વર્તે છે એ જાતે જ મારી પાસે સચોટ વર્ણનની માગણી કરી રહ્યો છે. તો પછી મારો પણ એ ધર્મ બની રહે છે કે જે વાકયોથી એનુ કલ્યાણ થાય તે વાકયો મારે કહેવા જોઇએ. સત્ય કહેવામા જો હુ પ્રમાદ સેવુ તો હું તેનો મિત્ર નહિ પણ શત્રુ ગણાઉં કારણ કે :–

यो न पृष्टो हितं ब्रूते परिणामे सुखावहम् ।
मन्त्री च प्रियवक्ता च केवलं स रिपुः स्मृतः ॥

અર્થાત્ પૂછ્યા છતાં પણ પરિણામે સુખ આપનારા હિતવાક્ય ને બદલે જે માત્ર મધુર વાક્યોથી રાજાના પાપને પંપાળે છે, તે મંત્રી કે મિત્ર થવાને યોગ્ય નથી. એ તો એનો શત્રુ જ છે.

જેના હૃદયમાં સત્યનો પ્રકાશ હોય છે, તે મનુષ્યો માત્ર પેટની ખાતર કદીપણ અસત્યને બોલતા નથી. અને કોઈના પાપની પ્રશંસાનું પાતક પણ વહોરતા નથી. પાપીને પાપ કરવામાં વધુ પ્રેરણા મળે એવું સત્ય પણ ન બોલાય.

સત્યના પક્ષકારને છાજતી આ વિચારણાને પોતાના હૃદયમાં દૃઢ કરીને મહાકવિ ધનપાલે રાજાને જવાબ આપ્યો :– મહારાજ ! આપની સામે બેઠેલા કવિરાજ કહે છે, તેમ મારી સરસ્વતી અસ્વસ્થ બની નથી. એ તો પૂરેપૂરી સ્વસ્થ છે. આ નિર્બળ હરણાંઓ અને આ શક્તિહીન વરાહો આપને કંઈક કહેવા માગે છે, પરંતુ એ બિચારા પશુઓને વાચા નહિં હોવાથી સ્પષ્ટપણે બોલી શકતા નથી, પણ પોતાની આવી જાતની પ્રવૃત્તિથી તેઓ આપને શું કહી રહ્યા છે તે સાંભળો :–

વિરોધી કવિઓ અને સ્વયં રાજા ભોજ મહાકવિ ધન-પાલ સામે ધારી ધારીને જોઈ જ રહ્યા.

સત્ય પ્રકાશવા માટેની કવિની આંતર ચેતના જાગી ઉઠી હતી. એટલે પોતાની કવિત્ત શક્તિથી એમણે તરત જ બે શ્લોકો રચી નાખ્યા. અને તેનો ભાવાર્થ દર્શાવતા બોલ્યા, હે રાજન્ ! ભૂમિ પર મસ્તક પછાડનારા આ વરાહો આપને એમ કહેવા ઈચ્છે છે કે ઓ રાજા ! તારો પુરૂષાર્થ રસાતળમાં

જવાને યોગ્ય છે. નિર્દોષ અને સાધનહીન દુર્બળ પ્રાણીઓ બળવાન અને સાધનસંપન્નના હાથે વિના કારણે હણાય એ ક્યાંનો ન્યાય છે? દુઃખની વાત તો એ છે કે જો કોઈ ક્રૂર મનુષ્ય કોઈ નિર્દોષને હણવાનો પ્રયત્ન કરે તો તેની ફરિયાદ રાજા પાસે કરી શકાય પરંતુ રાજા પોતે જ જ્યારે નિર્દોષ પશુઓને મારવા તૈયાર થાય તેમજ મારી નાખે ત્યારે એ ફરિયાદ કોના આગળ કરવી? આથી એમ જ માનવુ રહ્યુ કે આ જગત રક્ષકવિહોણુ, નિર્દય અને નઠોર થઈ ગયુ છે.

"અને રાજા!" બીજા શ્લોકનો ભાવાર્થ રજૂ કરતાં મહાકવિ બોલ્યા–આ મૃગો કહે છે કે હે રાજા! તારા સામે સમરાંગણમાં ટક્કર લેનારા શત્રુઓ અને વીરયોદ્ધાઓનો પાર નથી, છતાં તારો હિંસાપ્રેમ પૂરો નથી થયો શુ? અમારા જેવા અસહાય અબોલ પશુઓ પર નિર્દયતા શા માટે દાખવી રહ્યો છે? નિંદાને પાત્ર આ કાર્યને ધિક્કારવા માટે અમે જબાન ખોલી શકીએ તેમ નથી એટલે આકાશ તરફ આંખ માંડીને કૂદી રહ્યાં છીએ

રાજા ભોજે આજ સુધી મધ જેવાં મીઠાં પ્રશંસાના વાક્યો જ સાભળ્યા હતા. કડવા છતાં હિત કરનારાં વાક્યો કહેનારો કોઇ આજ સુધી તેને મળ્યો નહોતો એટલે મહાકવિના આ શબ્દો સાભળીને તે સ્તબ્ધ થઈ ગયો. એનાં રૂંવાટાં ઊભાં થઈ ગયા તેની આંખોમાં ક્રોધની રતાશ ઉભરાવા લાગી. આવેશપૂર્ણ હૃદયે તે બોલ્યો –

"મહાકવી! તમે ભાન ખોઇ બેઠા લાગો છો. મારા

શૂરાતનને બિરદાવવાને બદલે એ શૂરાતનનો ભોગ બનેલાં પશુઓને આગળ કરીને તમે પોતે જ મને ભાંડી રહ્યા છો. એનો તમને ખ્યાલ છે?

ખૂબ ખ્યાલ રાખીને આપના કલ્યાણ માટે હું આ શબ્દો કહી રહ્યો છું. મહાકવિના શબ્દોમાં જાણે કે નિર્ભેળ સત્ય બોલી રહ્યું હતું.

રાજન્! આપતો શરણાગત પ્રતિપાલક છો અને જે અપરાધી મોંમાં તરણું લઈને આવે છે, તેના તમામ અપરાધોને માફ કરીને આપ તેને જીવનનું દાન આપો છો. આ નિર્દોષ પશુઓ તો નિરંતર ઘાસનો જ કોળિયો મોંમાં ભરીને પોતાના જીવનનું દાન મેળવવા માટે આપના તરફ આશાભરી મીટ માંડી રહ્યાં છે.

અને એક બીજી વાત, સહેજ અટકીને મહાકવિ બોલ્યાઃ- આપને કવિઓ ધર્મપાલક કહીને બિરદાવે છે. ત્યારે સર્વમાન્ય અને સર્વસંમત તે 'अहिंसा परमो धर्मः' અહિંસા એજ પરમધર્મ છે. શાસ્ત્રકાર મહાત્માઓ અહિંસા ધર્મનું પ્રતિપાદન કરતાં કહે છે કેઃ-

हिंसकान्यपि भूतानि यो हिंसंति स निर्घृणः ।
स याति नरकं घोरं किं पुनर्यः शुभानि च ॥

અરે! હિંસક પ્રાણિઓનો પણ જે મનુષ્ય નિર્દય થઇને વધ કરે છે, તે પણ ઘોર નરકનો અધિકારી બને છે. તો પછી અહિંસક અને ભોળા પશુઓને મારનારની કેવી ગતી થાય?

કેટલાક લોકો માત્ર પોતાની જીભના સ્વાદની ખાતર જ નિર્દોષ પશુ–પક્ષીઓનો વધ કરે છે, પરંતુ તેઓએ વિચાર કરવો ઘટે કે–

योऽत्ति यस्य यदा मांसमुभयोः पश्यतामन्तरम् ।
एकस्य क्षणिका तृप्तिरन्यः प्राणैर्विमुच्यते ॥

જ્યારે માણુસ પશુઓનો વધ કરીને કે કરાવીને માંસ ભક્ષણ કરે છે, ત્યારે મરનાર અને મારનારની વચ્ચેનું અંતર તો જુઓ! માંસ ભોજન કરનારને માત્ર ક્ષણવારની જ તૃપ્તિ થાય છે ત્યારે મરનાર પશુ કે પક્ષી પોતાના સમગ્ર પ્રાણ ગૂમાવે છે.

આપ તો વિચારશીલ અને ગુણજ્ઞ છો દાનમાં આપની જે રૂચિ છે, તે જોતાં પણ આપને કોઈના પ્રાણનું હરણ કરવાને બદલે તેને પ્રાણનું દાન કરવાનુ જ અધિક રૂચિકર નીવડવુ જોઇએ પરંતુ આપના કેટલાક ખુશામતખોર માણુસોએ જ પોતાની જીભનો સ્વાદ મેળવવા માટે આપને આ અધમ રસ્તે ચડાવ્યા છે

કોઈપણ પાપ સારૂં તો નથી જ. તો પણ અપેક્ષાથી વિચારીએ તો જુગાર આદિ પાપ કરતા પણ પ્રાણી વધનું પાપ અધિક ભયકર છે એ પાપ આત્માને વજ્રલેપ સમાન ચોટીને ભયાનક દુર્ગતિમાં લઈ જાય છે એટલે ક્ષણુ બે ક્ષણુની ક્ષુદ્ર મોજમઝા ખાતર કરાતું આ પાપ આ ભવમાં અશાંતિ અને અંતરાયો તેમજ ભવાંતરમાં દુર્ગતિ આપનારૂ નિવડે

છે. કડવાં પણ આ સત્ય વચનો મારે આપના આલોક તેમજ પરલોકના હિતને ખાતર કહેવાં પડ્યાં છે. આપ સ્વયં વિચાર કરી શકો છો કે–

स्वच्छंदवनजातेन शाकेनाऽपि प्रपूर्यते ।
अस्य दग्धोदरस्यार्थे, कः कुर्यात् पातकं महत् ।।

પેટ તો અનાયાસે ઉગી નીકળતી શાકભાજીથી પણ સારી રીતે ભરી શકાય છે, તો પછી એ પાપી પેટનો ખાડો પૂરવા માટે આવા મોટા પાપનો ભાર શું કામ વધારવો ?

ભલા ભોળા માણસોના મોટા ભાઇ જેવા ગણાતા આપ ભલાભોળા પશુઓના કાળ બનીને કાળપુરૂષને શો જવાબ આપશો ? કર્મસત્તાની આકરી સજામાંથી શી રીતે છુટી શકશો ? જીવની તો રક્ષા જ કરવાની હોય. ભલે પછી એનું શરીર સસલાંનું હો કે સિંહનું, હરણનું હોય કે હાથીનું, વરાહનું હોય કે વરૂનું, કીડીનું હોય કે કુંજરનું.

મહાકવિએ કહ્યું રાજન્ ! આપને આ કડવું પણ સત્ય કહેવા પાછળ મારો આશય આપના ગૌરવની લાઘવતા કરવાનો નથી પણ આપને હિંસાના મહાપાપમાંથી બચાવવાનો છે. આપ વિશ્વાસ રાખો કે 'स्पष्टवक्ता न वंचकः' સ્પષ્ટ કહેનારો કદાપિ કોઈને છેતરનારો કે ધૂર્ત નથી હોતો. મારા શબ્દો પર જો આપ ગંભીરતા પૂર્વક વિચાર કરશો તો આપને સત્ય શું છે તે જરૂર સમજાઇ જશે.

આપ રાજા છો એટલે જે કાંઈ કરો તે સારૂં અને સાચું જ ગણાય, એવી ગાંડી રાજભક્તિ મારા લોહીમાં નથી પણ

આપનું લૂણ મેં ખાધું છે, એટલે મારી એ ફરજ થઈ પડે છે કે આપને હિંસાના અધમ માર્ગેથી દયાના દિવ્યપંથે પાછા વાળવા. મારી આ ફરજ પાળવા માટે મેં આપને આ બધું કહ્યું છે. આ બાબતમાં હવે આપ ઉચિત નિર્ણય લો એવી મારી વિનંતિ છે.

મહાકવિના હિતકર સત્ય વચનોથી શરૂમાં ગુસ્સે થયેલ રાજા ભોજને વધુ ગંભીરપણે વિચાર કરતાં, એ વચનો અમૃત સમાન મીઠાં લાગવા માંડ્યા એમને લાગ્યું કે મારૂં પુણ્ય હજુ ઠેકાણે છે, નહિતર મને આવો સત્યવક્તા નિડર કવિ ન જ મળે. નિર્દોષ પશુઓની જે હિંસા મેં આજ સુધી કરી તે ખરેખર મારો ઉન્માદ હતો, ગાંડપણ હતુ અન્યાયી તેમ જ પાપી કૃત્ય હતુ. મહાકવિમા તેમને 'ઉપકારી મહાપુરૂષ'ના દર્શન થયાં.

સાચી સમજના અભાવે તેમજ પૂર્વગ્રહના ચશ્મા ચડાવેલા હોય છે, ત્યાં સુધી માણસને પોતાના હિતની સાચી વાત પણ મીઠી લાગવાને બદલે કડવી લાગે છે પણ સાચી સમજ જાગી જતાં જ એવાં વચનો પ્રત્યે તેનો આદર અનહદ વધી જાય છે, એ વાત આ ઘટના પુરવાર કરે છે. માટે પરિણામે હિતકર એવા કટુ વચનો સાંભળવા મળે ત્યારે મનુષ્યોએ ઉશ્કેરાઇ ન જતાં તેના પર તટસ્થ રીતે ગંભીરપણે વિચાર કરવો જોઇએ "ઘેરો ઉઠાવી લો, રસાલો પાછો વાળો" મહાકવિના સત્ય વચનોથી ભીંજાયેલા હૃદયવાળા રાજા ભોજે તરત જ આજ્ઞા કરી.

સૈનિકોનો ઘેરો દૂર થતાં જ વનમાં પશુપંખીઓ મુક્તપણે ગેલ કરવા લાગ્યા.

નગરીમાં પાછા ફરીને રાજા ભોજે મહાકવિ ધનપાલની યોગ્ય કદર કરી અને હવે પછી શિકાર નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી.

સોનાની થાળીમાં લોઢાની મેખ જેવો આ શિકારનો દોષ રાજા ભોજનાં સુંદર જીવન ઉપર એક કાળા ડાઘ સમાન હતો એ ડાઘ દૂર થતાં રાજાભોજનું જીવન નિર્દોષ અને અહિંસક બની ગયું.

માનવીને જ્યાં સુધી પોતાના દોષ પ્રત્યે રાગ હોય છે, ત્યાં સુધી તેને નિર્દોષ એવું સત્ય કડવું ઝેર જેવું લાગે છે. કોઈ ભલો માણસ તેના એ દોષ તરફ એનું ધ્યાન ખેંચે તો એ માણસ પણ તેને માથાના દુઃખાવા જેવો અપ્રિય તેમજ બોજારૂપ લાગે છે.

અંધકારને દૂર કરવામાં અગત્યનો જે ભાગ પ્રકાશ ભજવે છે, તેના કરતાં પણ વધુ અગત્યનો ભાગ અસત્યના અંધકારને દૂર કરવામાં સત્યરૂપી સૂરજ ભજવે છે, પણ ચોરને જેમ અંધકાર પ્રિય હોય છે, તેમ પાપ કરનારને અસત્ય પ્રિય હોય છે, એટલે જ તેના એ પ્રિય પદાર્થ અસત્ય પર હુમલો કરનાર સત્યવક્તા તેને કટ્ટર શત્રુ સમાન લાગે છે.

જેનાથી સામા માણસનું ઐહિક અથવા પારલૌકિક હિત થતું હોય, તેવું કડવું પણ સત્ય કહેવામાં શાણા માણસોએ ગભરાવું ન જોઈએ શું માંદાને કડવી દવા પાવી

એ ગુનો છે? આંધળાને આંગળી આપવી એ અપરાધ છે? તેમ પાપના પથે ચડેલા માનવીને કડવું પણ સત્ય પીરસવુ તે ઉપકારનુ જ કાર્ય છે. સંભવ છે કે કોઇ માનવી એસત્યનો એકાએક સ્વીકાર ન પણ કરે, તો પણ શક્તિસંપન્ન મનુષ્યોએ સ્વધર્મ બજાવવામા શા માટે પાછા પડવુ જોઇએ?

'વાયો નહિ રહેનારા અંતે હાયો રહે છે' એ સહુ કોઈ જાણે છે. રાવણ અને દુર્યોધનને તેમના હિતસ્વીઓએ આવુ કટુ સત્ય સમજાવ્યું હતું, પરંતુ હઠીલા તે બન્ને રાજવીઓએ તેનો સ્વીકાર ન કર્યો અને તેનું જે માઠું પરિણામ આવ્યું તે જગજાહેર છે. મતલબ કે અંતે સત્યનો **વિજય થાય છે અને અસત્યનો પરાજય થાય છે.**

મહાકવિની મહાનતાએ એક સમર્થ રાજાને પણ કડવું સત્ય પીરસીને કેવું શુભ પરિણામ સર્જ્યું, એ હકીકત આપણને સત્યધર્મના પાકા પક્ષકાર બનવાની પ્રબળ પ્રેરણ આપે છે.

શ્રી જિનવાણીના સત્યમાં જીવ માત્રનો વિશ્વાસ દ્રઢ થાઓ !!!



## ૨ વિજયશેઠ અને વિજયાશેઠાણી

હિમાલય ઉપર ચડવું કે મધ દરિયે તરવું એ કામ એટલું કઠિન નથી, જેટલું કઠિન મન, વચન, કાયાથી બ્રહ્મચર્યનું પાલન કરવાનું કામ છે અને તેમાં પણ પરણ્યા પછી ભરયુવાનીમાં સ્વપત્નીની સાથે એકાંતમાં વસીને કામને જીતવો એ કાર્ય તો આખા સાગરને ગટગટાવી જવા કરતાં પણ વધુ કઠિન છે. તેમ છતાં ત્યાગ પ્રધાન શ્રમણ સંસ્કૃતિની આબોહવામાં ઉછરેલા એક નવદંપતીએ આવા અત્યંત કઠિન કામને પણ કેવી પ્રસન્નતા પૂર્વક પાર પાડ્યું, તે અતિ અદ્ભૂત અને વિસ્મયકારી આ કથા વાંચતા બ્રહ્મચર્ય પ્રિય, આત્માઓના મુખમાંથી ધન્ય વિજયશેઠ !! અને ધન્યવિજયા–શેઠાણી !! એવા ઉદ્ગારો નીકળી પડે એમાં કાંઇ જ આશ્ચર્ય નથી. પણ સાવ સહજ છે.

---

**આ** ભરતક્ષેત્રમાં આવેલા કચ્છ-દેશના એક નગરમાં સંસ્કાર ધનથી સમૃદ્ધ વિજય નામે એક શ્રેષ્ઠિ પુત્ર વસે છે. નાનું પણ સિંહબાળ, હજારો હરણાંના ટોળાં વચ્ચે પોતાનાં શૂરાતન વડે નોખું તરી આવે છે, તેમ વયમાં નાનો, પણ પવિત્રતા, ઉદારતા તેમ જ દૃઢતા વગેરે ગુણોએ કરીને મોટો એવો વિજય, પોતાની વયનાં કિશોરો વચ્ચે નોખો તરી આવતો હતો.

વારસામાં મળેલા ઉત્તમ સંસ્કારોના કારણે તે વહેલી સવારે ઉઠીને સાથી પ્રથમ પ્રભુ સ્મરણ કરતો, માતા પિતાને

પ્રણામ કરતો પછી ભગવાનના દર્શન કરવા માટે દહેરાસર જતો. નગરમાં ગુરૂમહારાજ પધારેલા હોય તો તેમને વંદના કરવા પણ જતો અને વ્યાખ્યાન સાંભળવાનો લાભ પણ લેતો. એકવાર દહેરાસરથી પાછા ફરતાં તેને સમાચાર મળ્યા કે, નગરમાં ગુરુ મહારાજ પધાર્યા છે, એટલે તે ઘેર જવાને બદલે સીધો જ ઉપાશ્રયે ગયો, અને ગુરુ મહારાજને ભાવપૂર્વક વંદન કરીને વ્યાખ્યાન સાંભળવા બેઠો.

મંગલાચરણ કરીને ગુરુ મહારાજે શિયળ ઉપર વ્યાખ્યાન શરૂ કરતા કહ્યુ કે હે પુણ્યશાળીઓ! દાન-શીલ-તપ અને ભાવ એ ચાર પ્રકારના ધર્મમાંથી આજે શીલ ધર્મ ઉપર મહત્વની કેટલીક વાતો કહું છુ, તે સાંભળો તોફાની અશ્વ ઉપર સવાર થએલો માણસ, જો અશ્વને કાબુમાં રાખી શકતો નથી તો તેજ અશ્વ તેને ભોય પર પટકી દે છે. તેમ મનના તોફાની ઘોડાને કાબુમાં નહિ રાખી શકનાર માણસ, અવનતિની ઉંડી ખાઈમા ગબડીને અપાર દુખી થાય છે આ દુ:ખનુ નિવારણ કરવા માટે માણસે શીલ ધર્મ યાને બ્રહ્મચર્યનું પોતાની શક્તિ મુજબ પાલન કરવુ જોઇએ આ શીલધર્મ એ ચારિત્રનુ મૂલ છે કામ-વાસના એક એવી આગ છે કે સાધારણ નિમિત્ત મળતા પણ બળતામાં હોમાતા ઘીની જેમ તે ભડકી ઉઠે છે માટે ઉમર લાયક થયા પછી સગી બહેન સાથે પણ એકાંતમાં બેસવા ઉપર જ્ઞાનીઓએ પ્રતિબંધ મૂકયો છે.

પેટ્રોલની ટાંકીઓની તથા રૂ ભરેલી વખારની આસ-પાસ જેમ સખત ચોકી પહેરો રખાય છે. તેમ મનુષ્યે પોતાની જાત ઉપર અંકુશ લાદવા માટે મનને દઢ કરીને શિયળવ્રત અંગીકાર કરવુ જોઇએ. જીવનભરનું વ્રત અંગી-કાર કરી શકે તેને ધન્ય છે. પરંતુ જેનામાં તેટલી શક્તિ તેમજ દઢતા ન હોય તેણે પણ બંન્ને પખવાડિયાની બીજ–પાંચમ–આઠમ–અગ્યારસ–ચૌદસ પુનમ–અમાવસ્યા તેમજ નાના મોટાં પર્વ અને કલ્યાણકની તિથીઓમાં શિયળ પાળ-વાનો નિયમ લઇને આત્મા સાથેના સંબંધને સુદૃઢ બના-વવો જોઇએ. કેવળ શરીરમાં લપટાઈ રહેવું એ અવિવેકી પશુને પોસાય, પણ વિવેકી માણસને પોસાય નહિ. ભોગ-સુખના ભડકા ખરેખર સુખદાયી નથી હોતા પરંતુ ખૂબજ દુઃખદાયી હોય છે. વાસના ભુખ એ એક ભયંકર રોગ છે. જેને આધીન થઇને ચંચળ મન, માણસને દુર્ગતિમાં લઈ જાય છે. માણસનો સાચો શણગાર શિયળ છે. આત્માનો અલૌકિક અને અખૂટ આનંદ શિયળધારી જ અનુભવી શકે છે. ગમે તેઓ શસ્ત્રધારી કે બળધારી પણ શીલવાનને પ્રણામ કરે છે. તેની પાછળ પ્રભાવ શીલનો છે. અભયનો આનંદ અને સાચું આરોગ્ય બ્રહ્મચર્યનું સારી રીતે પાલન કરનારજ માણી શકે છે. માટે હે મહાનુભાવો ! કદિ નહિ આથમ-નારા સૂર્ય જેવા શીલ ધર્મનું ત્રિવિધે સેવન કરીને તમે સહુ અક્ષય સુખના ભાગી બનો.

ગુરુદેવનું ઉપરોક્ત શીલ મહિમા ગર્ભિત પ્રભાવશાળી વ્યાખ્યાન સાંભળીને વિજયનું હૃદય ભીંજાઈ ગયું સભામાં

ઉભો થઈ, બે હાથ જોડી તે બોલ્યો "ગુરુદેવ! જીવુ ત્યાં સુધીનું અખંડ શીયળ પાળવાની શક્તિ મારામાં નથી, એટલે આપ મને દરેક માસના અંધારિયા પક્ષમાં ત્રિવિધે શિયળ પાળવાનો નિયમ આપવાની કૃપા કરો."

હજી જેની મુછનો દોરો ફૂટી રહ્યો છે, એવા આ યુવાનના દૃઢ મનોબલની શ્રોતાઓએ ખૂબ અનુમોદના કરી. તેમજ તેઓએ પણ પોતાની શક્તિ મુજબ મોટી તિથિઓ દરમ્યાન શિયળ પાળવાના નિયમ લીધા.

આજ નગરમા એક શેઠને વિજયા નામે રૂપગુણવતી પુત્રી હતી આ કન્યા પણ નોખી માટીની ઘડેલી હતી શરીરના શણુગાર કરતાં વધુ રસ તેને જીવનને સદ્‌ગુણો વડે શણુગારવામા હતો તે પણ નિયમિત દર્શન કરવા જતી તેમજ આત્મહિતની વાતો સાભળવા સાધ્વીજી મહારાજો પાસે જતી હતી પાંચ મહાવ્રતોને પાળનારા સાધ્વીજીઓના સદુપદેશથી એક શુભ ક્ષણે તેના હૃદયમાં શિયળ વ્રતનું યથાશક્તિ પાલન કરવાની પ્રતિજ્ઞા લેવાનો ઉમળકો જાગ્યો. તેણે સાધ્વીજી મહારાજને વિનંતી કરી કે મને યાવજ્જીવ સુધી અજવાળીઆ પક્ષમાં શિયળ પાળવાનો નિયમ આપો. તેની યોગ્યતા જાણીને સાધ્વીજીએ તેને નિયમ આપ્યો, અને આશીર્વાદ આપતા કહ્યું કે શિયળ એ એક એવો અપૂર્વ સૂરજ છે કે જે દિલમાં જળતો રહીને વિષય–વાસનાના વરૂને દૂર ભગાડી મૂકે છે. અમારા આશીર્વાદ છે કે તમે શિયળ વ્રતના પાલનમાં સફલ થાઓ.

જોગાનુજોગ આ વિજયાનું સગપણ વિજય સાથે થયું. બંનેના લગ્ન થયા. વિજયા પરણીને સાસરે આવી. પરણ્યાની પહેલી રાતે એક પલંગ પર આરામ કરતાં વિજયની સેવામાં વિજયા હાજર થઇ. તેના મોં પર સંસ્કારનું તેજ હતું, આંખોમાં લજ્જાની છાયા હતી.

બંને સંસ્કારી આત્મા હતા. થોડો વખત તેમણે પરસ્પર ધર્મની ગોષ્ઠિ કરી. અને વાત ઉપરથી વાત નીકળતાં પ્રસંગોપાત વિજય બોલ્યો; પ્રિયે! આજે વદ તેરસ છે. અને વદમાં મારે શિયળ પાળવાનો નિયમ છે. ત્રણ દિવસ પછી મારો નિયમ પૂરો થશે.

પોતાના પતિના આ શબ્દો સાંભળીને વિજયા સ્તબ્ધ થઇ ગઇ. તેના વદન પર ગંભીરતા છવાઇ ગઇ. પોતાની પત્નીના બદલાયેલા ચહેરા તરફ જોઇને વિજય શેઠ બોલ્યા, "કેમ મારો નિયમ ન ગમ્યો?" ખુલાસો કરતાં વિજયા બોલી, કે આપે નિયમ કર્યો છે તેનું મને લેશપણ દુઃખ નથી. તેનો તો મને આનંદ જ છે. પરંતુ મારી ગંભીરતાનું કારણ તો બીજું જ છે. હે પ્રાણેશ્વર આપે જેમ કૃષ્ણ પક્ષમાં શિયળ પાળવાનો નિયમ લીધેલો છે, તેમ મેં શુક્લ પક્ષમાં શિયળ પાળવાનો નિયમ લીધેલો છે. એટલે આપનો નિયમ જાણ્યા પછી હું ગંભીર બની છું.

પોતાની પત્નીના વિચારો જાણીને વિજય શેઠ બોલ્યા, "ભાગ્યલક્ષ્મી! શિયળ પાળવાની તારી દૃઢતાએ મને શુક્લ પક્ષમાં પણ શિયળ પાળવાનું બળ આપ્યું છે. સાંસારિક

સુખો તરફનો તારો વૈરાગ્ય મારા માટે જબ્બર એક પ્રેરણા સ્રોત બન્યો છે." પતિદેવના વચન સાંભળીને વિજયા બોલી આપ પુરૂષ છો, એટલે વંશવેલો ટકાવવા ખાતર યા અન્ય કોઈપણ કારણસર ફરીવાર પરણો તો તેમાં મને વાંધો નથી. આજીવન સુધી નિર્મળ શીયળનું પાલન કરવાની મને તક મળી છે. તેનો મને અત્યત આનદ છે. આપ ફરીવાર પરણશો તો પણ તેની સાથે હું સગી બહેન સરખો વર્તાવ રાખીશ.

પોતાની પત્નીની આ ઉદારતાને બિરદાવતા વિજયશેઠ બોલ્યા. "હુ પુન્યશાળી છું કે મને તારા જેવી ગુણિયલ પત્ની મળી છે તું જીવનભર શીયળ પાળે અને હું બીજી-વાર પરણું તે કેમ બને ? બીજી વખત મારે પરણવું નથી. હવે તો આપણે બને સાથે–સાથે રહીને, કોઇને પણ જાણ થવા દીધા સિવાય જીવીશું ત્યાં સુધી અખડ શિયળનું પાલન કરીશું અને જ્યારે આપણા કુટબીજનોને જાણ થઇ જશે કે પરણવા છતાં આપણે શિયળ પાળીએ છીએ, ત્યારે આપણે દીક્ષા લઈ લેઈશું'

પોતાના પતિના વિચારોનું હાર્દિક સમર્થન કરતાં વિજયા બોલી, "એટલે આપણે બહારથી એવો વહેવાર રાખીશું કે કોઈને ગંધ સુદ્ધાં ન જાય કે આપણે શિયળ પાળીએ છીએ. આમ કરવાથી આપણને મોટો લાભ એ થશે કે બહારના કોઇપણ જાતના અતરાય કે દબાણ સિવાય આપણે શિયળ પાળી શકીશું.

અખંડ શિયળના પાલનમાં પરસ્પર પૂરેપૂરા સહમત થઈ વિજય શેઠ અને વિજયા શેઠાણી, ભર યુવાનીમાં સઘળી ભોગ-સામગ્રી વચ્ચે, સાથે-સાથે રહીને નિર્મળ ચિત્તે, એક રૂવાંડામાંય કામને સંચરવા દીધા સિવાય અખંડપણે શિયળનું પાલન કરવા લાગ્યા. શિયળના પાલનમાં શેઠ-શેઠાણી ઉભયનો જુસ્સો એટલો બુલંદ હતો કે રાત્રે જુદા-જુદા ખંડમાં ઉંઘવાને બદલે એક જ ખંડમાં પાસે-પાસે બેસીને ભોગના ભયંકર વળગાડને દૂર કરનારી મહાત્માઓ ત્યાગની વાતો કરતાં તેમના ગુણોની અનુમોદના કરતાં ત્યાં જ નિદ્રા લઈ લેતાં.

ક્યારેક વિજય વિજયાને કહેતો કે દીવા પાછળ દિવાના થઈને નિજ પ્રાણની આહુતી આપતા પતંગિયાને જોયા પછી કોઈ ડાહ્યો માણસ પોતાના જીવનને ભોગના ભડકામાં હોમવા તત્પર ન થાય એ સ્વાભાવિક છે. જવાબમાં વિજયા કહેતી સ્વામીનાથ! સાચું સુખ આત્મા સાથે પ્રીત બાંધવામાં જ છે બાકીના બધાં સગપણ અસ્થાયી તેમજ રાગદ્વેષને પોષીને આત્માને ભવની જેલમાં જકડી રાખનારાં છે. આ સનાતન સત્યની આંગળી પકડીને ચાલનારા આત્માઓને ધન્ય છે!

આ અવસરમાં વિમળ નામે કેવળી ભગવંત વિચરતા વિચરતા ચંપાનગરીના ઉદ્યાનમાં પધાર્યા. નગરીમાંથી હજારો ભાવિક સ્ત્રી પુરૂષો વાંદવા આવ્યા દેવોએ રચેલા હજાર પાંખડીવાળા સુવર્ણ-કમલ ઉપર વિરાજીને કેવલી ભગવંતે દાન-શીલ-તપ અને ભાવ એ ચાર પ્રકારના ધર્મનું સ્વરૂપ વર્ણવીને સુપાત્ર દાનનો મહિમા સ્પષ્ટ કરતાં જણાવ્યું કે સુપાત્રદાન

એ મોક્ષ સુખનું પ્રબળ કારણ છે સુપાત્રોમા સર્વશ્રેષ્ઠ શ્રી તીર્થંકર પરમાત્મા છે અને તે પછી તેમની આજ્ઞા મુજબ પાંચ મહાવ્રતોનુ મન-વચન-કાયાથી પાલન કરીને સાધુ-જીવનને દીપાવનારા સાધુ સાધ્વીઓ આવે છે સાચા ભાવથી સાધુને નિર્દોષ આહાર-પાણી વહોરાવવાથી એવું પુણ્યાનુબંધિપુણ્ય પ્રાપ્ત થાય છે કે જે માનવને મોક્ષ માર્ગમા ઉત્તરોત્તર અધિક અધિક સહાયક બની ને અતે તે અખડ સુખના અવિચળ ધામ સુધી પહોચાડે છે

સુપાત્ર દાનનો મહિમા સાંભળીને જિનદાસ નામનો શ્રાવક વ્યાખ્યાન-સભામાં ઉભો થઈ બે હાથ જોડીને બોલ્યો "પ્રભો! આપનો ઉપદેશ સાંભળ્યા પછી ચોરાશી હજાર મુનિરાજોને આહાર-પાણી વહોરાવવાની મને ભાવના જાગૃત થઈ છે મારી આ ભાવનાને સફળ બનાવવા માટે આપ માર્ગદર્શન આપો. એવી આપને મારી નમ્ર વિનતી છે

કેવલી ભગવત બોલ્યા "જિનદાસ તારી ભાવના ઘણી ઉત્તમ છે પરંતુ એક સાથે ૮૪ હજાર મુનિઓને નિર્દોષ આહાર-પાણી વહોરાવવાની વાત પાર ન પડે તેવી છે કારણ કે એક તો એક સાથે એટલા બધા મુનિઓનો જોગ પણ ન મળે અને કદાચ જોગ થાય તો પણ એટલા બધા મુનિઓને તુ નિર્દોષ આહાર-પાણી ન જ વહોરાવી શકે, પરંતુ એ કારણસર તારે નિરાશ થવાની જરૂર નથી કારણ કે તારી ભાવના ફળે તેવો બીજો રસ્તો પણ છે. ઉત્સાહિત થઇને જિનદાસ બોલ્યો દયાળુ! તે રસ્તો બતાવવાની કૃપા કરો.

રસ્તો બતાવતા કેવલી ભગવંત બોલ્યા કે "કચ્છ દેશમાં વિજય શેઠ અને વિજયા શેઠાણી નામે પતિ પત્ની રહે છે. તે બંને અખંડ શિયળનું પાલન કરે છે. તેમને જમાડવાથી તને ૮૪ હજાર સાધુઓને આહાર પાણી વહોરાવવા જેટલો લાભ થશે" જિનદાસ શેઠે પૂછ્યું એક શ્રાવક-શ્રાવિકાને જમાડવાથી આટલા મોટા લાભનું કારણ શું? ખુલાશો કરતાં કેવલી ભગવંત બોલ્યા "પરણ્યા પહેલાં વિજયે કૃષ્ણપક્ષમાં શિયળ પાળવાનો નિયમ લીધો હતો અને વિજયાએ શુક્લ-પક્ષમાં શિયળ પાળવાનો નિયમ લીધો હતો. પરણ્યાની પહેલી રાતે જ્યારે બંને એક-બીજાને મળ્યા ત્યારે તેમને આ નિયમની જાણ થઈ તેમ છતાં કોઇપણ બહાનાને આગળ કર્યા સિવાય એ નવદંપતિએ ચિત્તની પ્રસન્નતાપૂર્વક અખંડ શિયળ પાળવાનો દૃઢ નિર્ણય કર્યો અને તે મુજબ નિર્મલ અધ્યવસાય પૂર્વક તે બંને શિયળ પાળી રહ્યાં છે માટે તેમને જમાડવાથી ૮૪૦૦૦ મુનિઓને ભાત-પાણી વહોરાવવા જેટલો લાભ થાય તેમ છે.

વિજય શેઠ અને વિજયા શેઠાણીની ભક્તિ કરવાની ભાવનાથી જિનદાસ શ્રાવક કચ્છમાં આવીને જ્યાં શેઠની નગરી હતી ત્યાં જઈ શેઠને ઘેર ગયો, આવકાર આપીને વિજયના માતાપિતાએ આવવાનું કારણ પૂછતાં જિનદાસે

કેવળી ભગવંતે કહેલી હકીકત વર્ણવીને કહી અને કહ્યું કે આપના સુપુત્ર તથા પુત્રવધૂ આવા અખંડ શિયળધારી હોવાથી તે મહાગુણવંતોને ભાવપૂર્વક જમાડવાના આશયથી હું ચંપાપુરીથી અત્રે આવ્યો છું, માટે આવતી કાલે તેમને બંનેને મારા ઉતારે જમવા માટે મોકલવાની મારી વિનતી છે. હું મારી જાતે જ બોલાવવા માટે આવીશ વિજયના પિતાએ જિનદાસની માંગણીનો સ્વીકાર કર્યો બીજે દિવસે સવારે જિનદાસ, વિજયશેઠ તથા તેમનાં પત્નીને પોતાના ઉતારે લઈ ગયો અને તેમને ભાવપૂર્વક જમાડીને ઉત્કૃષ્ટ સુપાત્ર દાનનો લાભ લીધો

શેઠ ચંપાપુરીથી અત્રે આવીને જિનદાસે આપણને ભાવપૂર્વક કેમ જમાડ્યા તેનું કારણ જિનદાસ પાસેથી જાણી લીધા પછી વિજય શેઠ અને તેમની પત્નીને ખ્યાલ આવી ગયો કે આપણે શિયળ પાળીએ છીએ એ હકીકત આપણા વડીલોએ જિનદાસ પાસેથી જાણ્યા પછી જ તેમણે આપણને જમવા માટે મોકલવાની હા પાડી હતી માટે હવે આપણે ગૃહસ્થીનો વેષ ત્યજીને સાધુપણું અંગીકાર કરી લેવું જોઈએ. માંહોમાંહે આ પ્રમાણે નિશ્ચય કરીને વિજય તથા તેની પત્ની એક ઓરડામાં બેસીને શ્રી નવકારમંત્રની માળા ગણવા લાગ્યા. બંનેનાં મન શ્રી નવકારના જાપમાં લીન બનીને ધર્મ ધ્યાનમાં એકાકાર બની ગયા.

એવામાં વિજયના માત પિતા ત્યાં આવી પહોંચ્યા, માળા પૂરી કરીને બંનેએ નેત્રો ખોલ્યા તો સામે બેઠેલા વડીલોને જોઇને પ્રણામ કર્યા. પ્રણામના જવાબમાં વિજયના પિતા બોલ્યા "બેટા" તમે બંનેએ શિયળ જેવા અજોડ વ્રતના અખંડ પાલનના નિયમની અમને વાત પણ ન કરી? વિજયે કહ્યું હે પૂજ્ય! જાહેરાત થઈ જશે તો આપ વડીલો તરફથી વ્રત છોડવા માટેનું દબાણ આવશે તેમજ આપને અમારી 'ના' થી મન દુઃખ થશે એ ગણત્રીએ અમે શિળ-ળના અખંડ પાલનની વાત જાહેર નથી કરી. પણ એ વાત હવે જાહેર થઈ ગઇ છે. એટલે અમે બંને અમારા અગા-ઉના નિર્ણય અનુસાર દીક્ષા લઇને આત્માની મુક્તિની સાધના આરંભવા માગીએ છીએ. કૃપા કરીને આપ અમને રાજી થઇને રજા આપો, એવી અમારી અરજ છે.

પોતાના દીકરા તથા દીકરાની વહુના ચાંદની જેવા નિર્મળ અધ્યવસાયથી અનહદ આનંદ અનુભવતા માતા-પિતાએ ઘણા ઉમંગથી તેમને બંનેને દીક્ષા લેવાની અનુમતિ આપી. વડીલોનો આશીર્વાદ અને અનુમતિ મળતાં અધિક ઉલ્લાસમાં આવીને શિયળ પાળવાના નિયમનું અખંડપણે પાલન કરતા વિજય શેઠ અને વિજયા શેઠાણીએ કેવલી ભગવંત પાસે ભાવપૂર્વક દીક્ષા અંગીકાર કરી. કચ્છના

ગામે ગામ અને ઘરે ઘરમાં સહુ એક અવાજે બોલવા લાગ્યા કે "દીકરો હો તો વિજય જેવો હોજો દીકરી હો તો વિજયા જેવી હોજો!"

નિર્મળ અધ્યવસાયપૂર્વક નિષ્કલંક ચારિત્ર પાળીને વિજય મુનિરાજ તથા વિજયા સાધ્વી આઠે કર્મોને ખપાવીને અજર-અમર શિવસુખને વર્યા.

અસાધારણ કોટિની આ કથાનો સાર એ છે કે બાળકોને બચપણથી જ સારા વાતાવરણમાં ઉછેરવાં જોઇએ. દેવ અને ગુરૂની ભક્તિનો મહિમા સમજાવવો જોઇએ. વાતે વાતે શરીર અને શરીરનાં સુખને જ આગળ કરતા રહીશું તો આત્માના ઘરથી ભ્રષ્ટ થઈને ચાર ગતિમાં ભટકવું પડશે.

પાણી કરતાં પણ અધિક શક્તિ વાણીમાં છે. અને તે વાણી પણ જ્યારે સતના હૃદયાંથી પ્રગટે છે, ત્યારે વિવેકી શ્રોતાઓના હૈયાને હચમચાવી દે છે, એ હકીકતનું સ્પષ્ટ દર્શન વિજય શેઠનું જીવન કરાવે છે

પુનમે સમુદ્રમાં જોરદાર ભરતી આવે છે, તેમ સુગુરુની વાણીના પ્રભાવે વિવેકી શ્રોતાઓના હૃદયમાં ભાવોલ્લાસના મોજાં ઊછળવા લાગે છે. અને તેનાથી કોઇને કોઇ નિયમ અંગીકાર કરીને તે આત્માનું ઘર અજવાળતો થાય છે.

શરીરની આળ પંપાળમાં રહી આપણે આત્માને સાવ ભૂલી જઈએ છીએ, એ આપણી ભૂલ સુધારવી હોય અને સતત આત્મજાગૃતિ પૂર્વકનું જીવન જીવવું હોય તો શિયળના પાલનદ્વારા જ તે શકય બની શકે તેમ છે. એ સત્યને હૃદયમાં બરાબર સ્થિર કરવા માટે આપણે આ કથા વાંચ્યા પછી સૌ પ્રથમ શિયળધારી સર્વ સંતો, મહાસતીઓ તથા શ્રાવક, શ્રાવિકા વગેરેની મન, વચન, અને કાયાથી ભૂરિ ભૂરિ અનુમોદના કરવી જોઇએ.

આંધળાને લાકડીની જેમ વિજયશેઠ અને વિજયાશેઠાણીની મંગળમય આ કથા શિયળ પાળવાની શુદ્ધ ભાવનાવાળા સહુને સાચો ટેકો પૂરો પાડે છે શરત એટલી જ કે શિયળ પાળવાની દાનત શુદ્ધ જોઇએ.

આ વિષયમાં પ્રાચીન સજ્ઝાયની કડીઓ સાથે આ કથા પૂરી કરીશું.

ચોરાશી સહસ મુનિદાનનું ગૃહસ્થ ભક્તિ ફળ જોય,<br>
ક્રિયા ગુણ ઠાણે મુનિવડા, ભાવ તુલ્ય નહિ કોય. ૧

ધન ધન શિયળ સોહામણો, શિયળ સમુ નહિ કોય;<br>
શિયળે સુર સાન્નિધ્ય કરે, શિયળે શિવ સુખ હોવે રે. ૨

શેઠ વિજય વિજયા ભણી, ભક્તિશું ભોજન દેઈએ;<br>
સહસ ચોરાશી સાધુના, પારણાનું ફળ લઇએ. ૩

## ૩ ન્યાયનું ધન

નીતિ-ન્યાય અને પ્રામાણિકતાથી મેળવેલું ધન ન્યાય સંપન્ન કહેવાય છે. અને અનીતિ-અન્યાય તથા અપ્રમાણિકતાથી મેળવેલુ ધન અન્યાય સંપન્ન કહેવાય છે. ન્યાયથી કે અન્યાયથી બને માર્ગે ધન મેળવી શકાય છે પાપાનુબંધીપુણ્યનો ઉદય હોય ત્યારે મનુષ્ય અન્યાય માર્ગે પણ ધન મેળવી શકે છે, પરંતુ તે ધન વધારે પાપકર્મ કરાવી પરિણામે વિશેષ દુઃખનો હેતુ બન્યા સિવાય રહેતો નથી. જ્યારે ન્યાયપૂર્વક મેળવેલી સંપત્તિ સુપાત્રદાન આદિમા રૂચિ કરાવી મનુષ્યને ઉચ્ચભૂમિકા પ્રાપ્ત કરવામા સહાયક બને છે. કેવળ મોજશોખમાં, સાત વ્યસનમા કે પાપકર્મમા ધનનો ઉપયોગ કરવો તે દુર્ગતિનો માર્ગ છે

ન્યાય માર્ગે ઉપાર્જન કરેલ લક્ષ્મીમા પાપી માણસને પણ સુવિચાર તથા સદાચારના ઉચ્ચ પંથે લઇ જવાની કેવી અગાધ શક્તિ છે, તેનુ તથા અન્યાય માર્ગે પ્રાપ્ત કરેલા ધનમા નિર્દોષ માણસને હલકા વિચારો જગાડી અનાચારી બનાવવાની કેવી જોરદાર અસર રહેલી છે, તેનુ હૃદયસ્પર્શી વર્ણન આ વાર્તામા જોવા મળશે.

---

એક મહત્ત્વાકાંક્ષી રાજા હતો રહેવા માટે તેની પાસે અનેક રાજમહેલો હતા. છતાં વધુ એક નવો રાજમહેલ બનાવવાની તેને ઈચ્છા થઈ મંત્રીએ રાજાની ઈચ્છાને ટેકો આપ્યો.

નૂતન રાજમહેલના ખાતમુહૂર્ત માટે જ્યોતિષીઓને બોલાવવામાં આવ્યા. જ્યોતિષીઓ સમયસર રાજસભામાં

આવી પહોંચ્યા. હજારો નગરજનો તેમ જ અનેક મંત્રીઓ અને અધિકારીઓની હાજરીમાં જ્યોતિષીઓએ ભવ્ય રાજ-મહેલના ખાતમુહૂર્ત માટે મહા સુદ પાંચમ (વસંતપંચમી) નો દિવસ જાહેર કર્યો.

આ જાહેરાતથી રાજા તેમજ સભાજનો ખુશ થયા. ભવ્ય રાજમહેલમાં મ્હાલવાની ઉત્સુકતાવાળા રાજાએ જ્યોતિ-ષીઓના આગેવાનને પૂછ્યું, ભૂદેવ! ખાત મુહુર્ત માટે કઇ કઈ સામગ્રીની જરૂર પડશે તે કહો. જ્યોતિષીએ બધી સામગ્રીની નોંધ રાજાને આપી, તદુપરાંત કહ્યું કે ખાત-મુહૂર્તના ભૂમિપૂજનમાં પાંચ રત્નોની ખાસ જરૂર પડશે.

રાજાએ કહ્યું કે બહુ સારૂં એની કોય ચિંતા નથી. મારા રાજભંડારમાં જુદાં જુદાં અનેક રત્નો છે, તેમાંથી પાંચેય પ્રકારના રત્નો મળી જશે. જ્યોતિષીઓએ સ્પષ્ટતા કરતાં કહ્યું કે રાજન! ખજાનાના રત્નો પૂજાના કામમાં નહિ આવે કારણકે રાજાના ભંડારમાં તો અધર્મથી મેળવેલું ધન પણ એકઠું થાય છે. પ્રજાના શોષણદ્વારા તેમજ વિવિધ પ્રકા-રના હિંસક માર્ગો દ્વારા મેળવેલાં રત્નોને ભૂમિદેવી સ્વીકાર કરતી નથી. શુદ્ધ ધનનો જ તે સ્વીકાર કરે છે. તો પછી એ રત્નો કેવી રીતે મેળવવા એ બતાવો. રાજાએ પ્રશ્ન કર્યો.

રાજાના પ્રશ્નના જવાબમાં એક મુખ્ય જ્યોતિષી બોલ્યો. ન્યાય-નીતિ અને ધર્મને માર્ગે મેળવેલા ધનનો પૂજામાં ઉપયોગ થાય તોજ એ અક્ષય બની શકે આપનો રાજ-મહેલ લાંબા સમય ટકી રહે એવી જો આપની ઈચ્છા

હોય તો આવા પાંચ રત્નો લાવવાં જ રહ્યાં જ્યોતિષીએ આ પ્રમાણે કહ્યું એટલે મંત્રી બોલ્યા કે રાજન ! મને એક ઉપાય સૂઝે છે અને તે એ કે આ રાજસભામાં નગરના અનેક શ્રેષ્ઠીઓ અને શ્રીમંતો આવેલા છે આપ આજ્ઞા કરો તો હું જાહેર કરૂ કે જે કોઇ આવા શુદ્ધ રત્નો આપશે તેને "રાજવલ્લભ" ની પદવી એનાયત કરીને તેનુ સન્માન કરવામા આવશે પરંતુ એ રત્નો ન્યાય-નીતિથી મેળવેલાં છે તેની તેને ખાત્રી કરાવી આપવી પડશે

રાજાએ મંત્રીના પ્રસ્તાવનો સ્વીકાર કરતા કહ્યુ કે, મંત્રીજી, તમારો ઉપાય બહુ સરસ છે, આ વિચાર તમે ખુશીથી જાહેર કરો રાજાની મંજુરી મળતાં મંત્રી ઊભા થયા અને રાજસભામાં નિવેદન કર્યું :–

પ્રિય પ્રજાજનો ! આવતી વસંતપંચમીના શુભ દિવસે એક ભવ્ય રાજમહેલ બાંધવા માટેનું ખાતમુહૂર્ત કરવાનું છે ભૂમિપૂજનમાં પાચ પ્રકારનાં રત્નોની જરૂર છે, રાજ્યના ભંડારમાં જો કે આવાં રત્નો તો છે પણ પૂજાવિધિમાં રાજ-દ્રવ્યનો ઉપયોગ કરવાની રાજપુરોહિત ના પાડે છે, તો જેની પાસે નીતિ-ધર્મ અને ન્યાયપૂર્વક મેળવેલા પંચરત્નો હોય તે રાજાને આપે એના બદલામાં તે વ્યક્તિને રાજ્ય તરફથી 'રાજવલ્લભ' ની પદવી એનાયત કરવામા આવશે. તથા નગરજનોની સભામા તેનુ બહુમાન કરવામાં આવશે અનેક શ્રીમંતો આ સભામા હાજર હતા તેમાના ઘણા શ્રેષ્ઠીઓને ત્યાં અણમોલ રત્નભંડારો ભર્યા હતા. છતાં એમાનાં

કોઇ પણ શ્રીમંતે આગળ આવીને રત્નો આપવાની હામ ભીડી નહિ કારણ કે એ ધન ન્યાય—નીતિ દ્વારા જ મેળવેલું છે. એવો તેમને કોઇને વિશ્વાસ નહોતો.

રાજાની નજર સભાજનો પર હતી. સભાજનો ચૂપચાપ બેઠા હતા. મંત્રીની જાહેરાતને ઉમળકાભેર આવકારનો કોઈના મુખ પર જરાપણ ઉત્સાહ દેખાતો ન હતો. સભાને સ્તબ્ધ બની ગયેલી જોઇને વિસ્મિત થયેલા રાજાએ મંત્રીને કહ્યું કે મંત્રીશ્વર! આ સભામાં મોટા અનેક શ્રીમંતો હાજર હોવા છતાં તેમાંનો કોઈ 'રાજવલ્લભ' ની પદવી લેવા આગળ આવતો નથી. તો શું બધાની લક્ષ્મી અધર્મ અને અન્યાયના માર્ગે જ આવેલી હશે? જો એમ જ હોય તો મારે રાજ-મહેલના ખાતમુહૂર્ત માટે જરૂરી પંચરત્નો લાવવા ક્યાંથી?

મંત્રીએ રાજાને આશ્વાસન આપતાં કહ્યું આપ ચિંતા ન કરો. ધર્મ માર્ગે ધન મેળવવું એ સાધારણ નિઃસત્ત્વ માણુ-સના ગજા બહારની વાત છે. વિરલ સત્ત્વશાળી આત્માઓ જ ધર્મ માર્ગે ધન મેળવતા હોય છે. તેમાં તેના ગતજન્મોના શુભ પુણ્યનું કારણ હોય છે. શુભ પુણ્યના ઉદયે મળતું ધન માનવી પાસે આ ભવમાં સુપાત્રદાન આદિ સત્કાર્યો કરાવે છે. એવો પુણ્યવાન આત્મા આ લોકમાં પણ સુખશાંતિ ભોગવે છે મરીને સદ્ગતિ પામે છે. મંત્રીની વાતને લક્ષ્યપૂર્વક સાંભળીને રાજાએ કહ્યું કે મંત્રીજી, તમારી વાત સાચી છે પણ મને કહો કે મારા રાજ્યમાં એવો કોઈ પુણ્યવાન છે ખરો?

મંત્રીએ વિનયપૂર્વક કહ્યું, જી હા, મહારાજ! આપના રાજ્યમાં એવો પુણ્યશાળી જરૂર હોવો જોઇએ. રાજાએ કહ્યું કે, તો એ પુણ્યવંતનું નામ મને તરત જણાવો.

જવાબમાં મંત્રીજી બોલ્યા કે મહારાજ! આપણા નગરમાં એ પુણ્યવાન રહે છે. એમનું નામ જિનદાસ છે તેને ત્યાં સુવર્ણ અને રત્નોનો ભંડાર છે. છતાં તેને લે પણ અભિમાન નથી. સાદાઇ અને સંયમની તો એ સાક્ષા મૂર્તિ છે, તેને આંગણે ગયેલો યાચક ખાલી હાથે પાછો જતો નથી. સાધુ સંતોના એ ભક્ત છે. પ્રભુભક્તિ એને પ્રા પ્યારી છે. ન્યાય-નીતિના પાલનમાં એ ટેકીલા છે મંત્રી વાત સાંભળીને રાજાએ કહ્યું કે તો રાજ્યની ઘોડાગાડી લઇ એમને માનભેર જલ્દી અહીં બોલાવી લાવો.

બહુ સારૂં મહારાજ! અબઘડી હું ત્યાં જાઉં! કહી મંત્રી ઉઠ્યા અને ધર્મપ્રેમી જિનદાસ શેઠને તેડવા મ બે ઘોડાવાળી ગાડી લઇને મંત્રીજી રવાના થયા અને થોડી વારમાં ઘોડાગાડી જિનદાસ શેઠના ઘરના દરવાજે આ ઉભી રહી. શેઠનું ઘર શ્રાવકોના મહોલ્લામાં હતુ. અહીં સ્વચ્છતા, દયાળુતા અને શાંતિ જોઇ મંત્રી છક થઇ ગર ઘોડાગાડીમાંથી ઉતરીને મંત્રી શેઠના ઘરમાં ગયા. શેઠ સ્વાધ્ યમાં હતા, પ્રભુ ભક્તિના ગીતોમાં લીન હતા. તેમના મુ ઉપર નિર્મળતા હતી. આંખોમાં તેજ અને કાયા પર સ ચારની છાયા હતી. થોડીવારમાં શેઠે આંખ ઉંચી કરી જોયું તો સામે પ્રભાવશાળી પુરૂષ તેમના જોવામાં આવ્યો

તરત જ એમને આવકારતાં શેઠ બોલ્યા કે પધારો પુણ્યશાળી! સેવા કામકાજ જે હોય તે ફરમાવો. મંત્રીએ પણ શેઠને પોતાના આગમનનું કારણ જણાવ્યું અને પોતાની સાથે રાજસભામાં આવવા વિનંતી કરી.

વાતનો મુદ્દો વિચારીને શેઠ ખુશ થયા. એમને થયું, આ નિમિત્તે ન્યાય-નીતિ અને ધર્મની જો પ્રભાવના થતી હોય તો મારે રાજસભામાં જવા માટે તૈયાર થવું જ જોઇએ. એમ વિચારી તરત જ તેઓ વસ્ત્રો બદલાવી તૈયાર થયા.

મંત્રીએ કહ્યું, શેઠજી પધારો, ઘોડાગાડી તૈયાર છે. જિનદાસ શેઠ બોલ્યા, મંત્રીજી, આપની લાગણી બદલ આભારી છું, પણ હું ઘોડાગાડીમાં નહિ બેસું. કારણ કે ગાડીને જોડેલા ઘોડાઓ ઉપર હું મારો બોજ લાદવા માગતો નથી. વળી એ ઘોડાઓનું લાલન-પાલન હું કરતો નથી એટલે હું ઘોડાગાડીમાં તો નહિ બેસી શકું, આપ ખુશીથી પધારો, પગે ચાલીને હું તરત આવી પહોંચું છું. મંત્રી ઘોડાગાડીમાં રવાના થયા અને થોડીવારમાં પાછળ જિનદાસ શેઠ પણ પગપાળા રાજસભામાં જઈ પહોંચ્યા, સભાજનોએ તેમને આવકાર આપ્યો.

રાજાને પ્રણામ કરીને શેઠ પોતાના આસન ઉપર બેઠા, જિનદાસ શેઠને આવકારતાં રાજાએ કહ્યું કે, ભાગ્યવંત તકલીફ ઉઠાવીને તરત અત્રે આવ્યા તે બદલ તમારો આભારી છું, તમારો ધર્મપ્રેમ અને ન્યાયનીતિની વાતો સાંભળીને હું ઘણો ખુશી થયો છું, તમારા જેવા ધર્મપ્રેમી

મહાનુભાવો મારા નગરમાં વસે છે, તેને હું મારું મોટું અહોભાગ્ય સમજું છું. આપને અહીં બોલાવવાનું કારણ એ છે કે અમારા રાજમહેલના ખાતમુહૂર્ત માટે ન્યાય તેમજ ધર્મના માર્ગે મેળવેલા પાંચ રત્નોની જરૂર છે એવા રત્નો આપની પાસે છે?

રાજાને જવાબ આપતાં જિનદાસ શેઠ બોલ્યા કે મહારાજ! આપે ઘણી સરસ વાત કરી, ન્યાય તેમજ ધનના માર્ગે મેળવાતા ધનનું આપને મહત્ત્વ સમજાયું છે, તે જાણી આનંદ થયો મારી સંપત્તિ તો ન્યાયોપાર્જિત છે જ, પરંતુ મહારાજ, એ સંપત્તિ સદ્‌વ્યય માટે છે, ધર્મ અને નીતિના કાર્યો પાછળ વાપરવા માટે છે, અનીતિના માર્ગે વાપરવા માટે હું તેમાંથી એક સોનામહોર પણ ન આપી શકું.

શેઠની સ્પષ્ટ વાતથી અકળાઈ ગયેલા રાજાએ ઉગ્રતાપૂર્વક પ્રશ્ન કર્યો કે શેઠ તમે આ શું કહી રહ્યા છો?

શેઠે કહ્યું, રાજન્! હુ પૂરેપૂરો ભાનમાં છું. શેઠના શબ્દોમાં આત્મબળનું જોમ હતું. હિંમત પૂર્વક મક્કમ અવાજે શેઠે વધુમાં કહ્યુ કે, મહારાજ! આપની પ્રજામાંનો ગરીબ વર્ગ આજે અન્ન-વસ્ત્ર અને ઔષધિના અભાવે રીબાઈ રહ્યો છે, નિરાધાર છે, જ્યારે એમનુ શોષણ કરી આપના મોજ-શોખ પૂરા કરવા રાજમહેલ બધાવો છો. અત્યારના જે આપના રાજમહેલો છે તેમાં કાંઈપણ કચાશ નથી. અત્યારે વધારાના રાજમહેલની જરૂર પણ ક્યાં છે? જેટલા ખર્ચથી આ રાજમહેલ બંધ[illegible] થી

ધર્મશાળાનું ખાતમુહૂર્ત થતું હોત તો 'રાજવલ્લભ' થવાના લોભનો ત્યાગ કરીને વિના મૂલ્યે પાંચને બદલે પચાસ રત્નો આપવા હું તૈયાર છું, બાકી આવા ઠાઠ–માઠ માટે અને માત્ર આપનો તરંગી શોખ પૂરો કરવા ખાતર રત્નો હું આપી શકું નહિ, તે માટે આપની ક્ષમા માગું છું.

ધર્મશૂરા શેઠની મક્કમતા જોઇ રાજા તપી ગયા અને ઉગ્રતાપૂર્વક રાજા બોલ્યા કે જિનદાસશેઠ! આપ મર્યાદા લોપી રહ્યા છો, મારા સાચા રાજ્ય વહીવટને વગોવી રહ્યા છો, મને વિલાસી કહી રહ્યા છો, મારી ધીરજ ખૂટે અને હદ ઓળંગાય તે પહેલાંજ સમજી જઈને પાંચ રત્નો આપી દો, નહિતર પછી...

નહિંતર પછી આપ બળાત્કારથી મેળવી લેશો એમ જ ને! જિનદાસ શેઠ મક્કમતાપૂર્વક બોલ્યા. એમ તો આપ મારા ઘરબાર દુકાનો અને સર્વસ્વ લૂંટી શકો છો કારણ કે આપના હાથમાં સત્તા છે.

બરાબર એજ સમયે રાજપંડિતે કહ્યું, મહારાજ! આપ આ પવિત્ર કાર્યમાં જરૂરી રત્નો મેળવવા માટે જો બળનો ઉપયોગ કરશો તો એ રત્નો પણ અન્યાય અને અધર્મથી મેળવેલા ગણાશે અને ભૂમિપૂજનમાં એ કામ નહિ આવે. રાજપંડિતના વચનો સાંભળીને રાજાનો ક્રોધ બરફની જેમ પીગળવા માંડયો, પછી વિવેક દર્શાવી રાજાએ શેઠને પૂછયું શેઠજી! ધર્મ અને ન્યાયપૂર્વક મેળવેલી આપની સંપત્તિ છે એવી આપ ખાત્રી કરાવી શકો છો ખરા?

ધર્મનિષ્ઠ શેઠ બોલ્યા, બેશક, મહારાજ! આપ નામદાર ફરમાવો તો ક્રિયા અને પરિણામ એ બેઉ દ્વારા હું મારા ધનની પવિત્રતા પૂરવાર કરી આપવા તૈયાર છું. ન્યાયોપાર્જિત દ્રવ્યની પવિત્ર શક્તિમા આસ્થાવાળા શેઠે બેધડક કહી દીધું કે મારા ધનનુ પારખું મને મંજુર છે. શેઠનો પ્રસ્તાવ સ્વીકારતાં રાજા બોલ્યા કે તમારા જેવા ધર્મપ્રેમી પાસેથી હુ બંને પ્રકારની ખાત્રી મેળવવા ઇચ્છું છું. પ્રથમ સમજાવો કે ધર્મપૂર્વક મેળવેલ ધનની સાચી કસોટી કેમ થાય? વળી આવા દ્રવ્યોના આવેલા પરિણામોની હકીકત પણ જણાવો તો મને જ્ઞાન સાથે અનુભવની પ્રાપ્તિ થાય.

શેઠ બોલ્યા કે સાંભળો મહારાજ! ન્યાય અને ધર્મના માર્ગે મેળવેલ ધનની કસોટી એ છે કે આવું ધન પ્રાપ્ત થયા પછી સંસારના રંગરાગની ઇચ્છા ઓછી થાય અને તેને પાચ ઇન્દ્રિયોના વિષયોમાં ખર્ચવાની વૃત્તિ મંદ પડે છે. બીજી કસોટી એ છે કે સુપાત્રદાન, સત્કાર્ય, પરોપકાર આદિમાં તેનો સદુપયોગ થાય છે આવુ પવિત્ર ધન જીવનને ઉચ્ચ સ્તર પર લાવવા સીડીની ગરજ સારે છે.

આવા શુદ્ધ ધનની પ્રાપ્તિ થતાં કામ–ક્રોધ–લોભ–ઇર્ષ્યા–અભિમાન આદિ દુર્ગુણો દૂર થઈ જાય અને મનુષ્ય આત્માના સુખ તરફ આગળ વધે છે બાહ્ય દૃષ્ટિએ જોતાં જે વિષ સમાન કડવુ દેખાય પણ પરિણામે જે અમૃત સમાન છે, તેવું સાત્ત્વિક આત્મસુખ તેને પ્રાપ્ત થાય છે દોષોનો ત્યાગ કરી ગુણો ધારણ કરનારી એની બુદ્ધિ થાય છે. ત્યારે અન્યાયઅધર્મ

અને અનીતિથી મેળવેલું ધન માણુસ પાસે ન કરવાના પાપ-કર્મો કરાવે છે, એને ભોગનો હડકવા લાગે છે—વિષયસુખ પાછળ તે પાગલ બને છે. સત્કાર્યોની વાત એને વાહિયાત લાગે છે. સારા ધાર્મિક માણુસો એને વેદિયા લાગે છે. વ્યસનગ્રસ્ત દુરાચારી માણુસોની સોબત એને વહાલી લાગે છે. એની બધી દોડાદોડ બાહ્ય ઠાઠ—ઠઠારા તરફ હોય છે. સ્વાર્થમાં એ એવો આંધળો બની જાય છે કે દીનદુખીયાના આંસુ લુછવાના બદલે એમના તરફ તિરસ્કાર દાખવે છે. અનીતિથી મેળવેલા ધનથી ખરીદેલું અનાજ એની સાતે ધાતુઓમાં નિર્માલ્યતા પેદા કરે છે. પાપમાર્ગે લપસવું એ તેના માટે સ્વાભાવિક જેવું બની જાય છે. ધર્મનો માર્ગ તો એને નજરે દીઠો પણ ગમતો નથી. વિષ્ટા ચૂંથતાં ભૂંડ જેવી દુર્દશા આવા માણુસની હોય છે અને અંતે દુર્ધ્યાનમાં સબડતો એ દુર્ગતિમાં જાય છે. પોતાનું કથન આગળ ચલાવતા શેઠ બોલ્યા કે મહારાજ, ધર્મથી મેળવેલું ધન અમૃત સમાન છે અને અધર્મથી મેળવેલું ધન વિષ સમાન છે. ધર્મથી મેળવેલું ધન જેના ઘરમાં હોય છે ત્યાં સુખશાંતિ ફેલાય છે. સત્કર્મની ગંગા વહેતી થાય છે. સદ્વિચારની સુવાસ મહેકતી થાય છે. પરમાર્થનો પવન સંચરવા લાગે છે. હું તો ત્યાં સુધી કહીશ કે સાપ વીંછીને સંઘરવામાં જે જોખમ રહેલું છે એના કરતા પણ અનેકગણું અધિક જોખમ અનીતિના ધનને ઘરમાં રાખવામાં રહેલું છે.

જિનદાસશેઠના આ વિવેચનથી રાજા પ્રભાવિત તો થયો પણ એને થયું કે મારા અને જિનદાસશેઠના ધનમાં તાત્વિક

ભેદ શો છે એ બરાબર જાણવા અમારા બન્નેના ધનને કસોટીએ ચઢાવવુ જોઇએ.

આમ વિચારીને રાજાએ જિનદાસશેઠને કહ્યું કે, મહાનુભાવ! આપના તાત્વિક વિવેચનથી આજે મને ખૂબ આનંદ થયો છે, આપના નિવેદનને હું સાચું જ માનું છુ, આમ છતાં આ હકીકતની મારે પ્રત્યક્ષ ખાત્રી કરવી છે, તે માટે આપણે એમ કરીએ કે આપણે બંને એક એક સોનામહોર મંત્રીને આપીએ મંત્રી તે જુદા જુદા બે માણસને આપશે અને આ બે માણસો એ સોનામહોરનું શુ શુ કરે છે એ સમાચાર મારા ગુપ્તચરો મારફત આપણને મળશે

શેઠ બોલ્યા, આપના પ્રસ્તાવથી આનંદ થયો મહારાજ! શેઠના મનમાં પોતાની ધર્મપરાયણતાનુ લેશમાત્ર અભિમાન ન હતું. શેઠને પૂરો વિશ્વાસ હતો તેથી તેમણે પોતાના દાનની પવિત્રતાની પરીક્ષાના પડકારને ઝીલી લીધો. એમને પૂર્ણ શ્રદ્ધા હતી કે આ કસોટી દ્વારા રાજાને સત્યાસત્ય સમજાશે અને એ પણ એક મહાન ઉપકારનું કાર્ય થશે અને એવી પરિસ્થિતિ સર્જાશે કે જેથી રાજા પણ કદાચ ધાર્મિક બને રાજા નીતિસંપન્ન બનશે તો પ્રજામાં પણ તે ગુણ સહજ રીતે પ્રગટશે ન્યાય-નીતિ અને ધર્મની પ્રભાવનાનુ આજે ઉત્તમ નિમિત્ત સાંપડ્યુ છે, એમ વિચારી મનમાં હરખાતા શેઠે એક સોનામહોર રાજાને સુપ્રત કરતાં કહ્યું કે આના વપરાશની જે અસર થશે તેની ત્રણ દિવસમાં જ આપને જાણ થશે.

રાજાએ શેઠની સોનામહોર લીધી, વળી એક સોનામહોર પોતાની કાઢી. રાજાએ મંત્રીને એકાંતમાં લઈ જઈને કહ્યું કે લો આ બે સોનામહોર. નિશાનીવાળી મારી છે અને શેઠની છે તે વગર નિશાનીવાળી છે. હવે તમે એમ કરજો કે જે મારી સોનામહોર છે તે કોઈ ઉચ્ચકોટિના ઉત્તમ સાધકને આપજો અને શેઠની જે સોનામહોર છે તે કોઈ હિંસા કરનાર કઠોર હૃદયના માણસને આપજો અને આ બંનેની દિનચર્યા પર આપણા ગુપ્તચરો બારીક નજર રાખે એવી ગોઠવણ પણ કરજો, પછી જોઈએ કે આ બન્ને પ્રકારના માણસોની દાનતમાં આ સોનમહોરો કેવી અસર ઉપજાવે છે.

'જેવી આજ્ઞા' કહીને મંત્રી બન્ને સોનામહોરો લઈને રવાના થયો. નગરથી થોડે દૂર એક તળાવની પાળ પર એક માછીમારને તેણે જોયો. માછીમાર તળાવમાં જાળ નાખીને માછલા પકડી રહ્યો છે. એનો કદરૂપો ચહેરો અને ગંદા વસ્ત્રો છે. આ માણસ હિંસા કરનાર કઠોર હૃદયનો છે, એમ માની મંત્રીએ તેને જિનદાસશેઠની સોનામહોર હાથોહાથ આપી દીધી. આની પાછળ પોતાના ગુપ્તચરોને ગોઠવી મંત્રી હવે આગળ વધે છે.

થોડે દૂર ગયો ત્યાં એક તપસ્વી સંન્યાસી એના જોવામાં આવ્યા, અનેક ભાવિકો આસપાસ બેઠા છે, ખૂબ આગ્રહપૂર્વક મંત્રીએ રાજાની સુવર્ણમુદ્રા આ બાવાજીને આપી, એને ત્યાં પણ ગુપ્તચરો ગોઠવાઈ ગયા.

આ બાજુ શેઠની સોનામહોર હાથમાં આવતાં વેત માછીમાર વિચાર કરવા લાગ્યો અરે રે! મારા જેવા પાપી ઉપર દયા કરનારા પુણ્યાત્માઓ આ નગરમાં વસે છે, ત્યારે હુ કેવો દુષ્ટ કે મારૂં પેટ ભરવા પાણીમાં આનંદથી રમી રહેલા આ નિર્દોષ એવા અનેક માછલાંઓને મારા કાંટાની શૂલમાં વીંધીને હું નિષ્ઠુરપણે હિંસા કરૂં છું અને દરરોજ આવું ઘોર કામ કરીને પણ બે દિવસ ચાલે એટલું ધન પણ કદી મારે ભેગું થતું નથી. ત્યારે આ પરોપકારી માણસે તો મને પંદર દિવસ ચાલે એટલું ધન નિઃસ્વાર્થભાવે આપ્યુ છે માટે આજથી જ આ હિંસાનો અધમ માર્ગ છોડી દઇ આ સોનામહોરની મદદથી માણસને છાજે એવો નીતિમય વેપાર કરૂં તો શુ ખોટું?

ધનમાંથી પવિત્રતાની તાકાતે જોર કર્યું નિર્દય માછીમાર સજ્જન બની ગયો પોતાની જાળમાં સપડાઈને તરફડતાં માછલાંઓને એણે પાછાં પાણીમાં છોડી દીધાં. અને પ્રતિજ્ઞા કરી આજથી હું કદીપણ આવી હિંસા નહિ જ કરૂ.

આ બાજુ રાજાની સોનામહોર હાથમા આવવાં વેત બાવાજીના વિચારો બગડવા માંડ્યા એમને ભોગની ભૂખ જાગી, વૈરાગ્ય વસમો લાગવા માંડ્યો, વૈરાગ્યમય જીવન હવે એમને અણગમતું થઈ પડ્યું. દુર્વિચારોએ એવો તો જોરદાર હુમલો એમના મન ઉપર કર્યો કે તેને ગૃહસ્થાશ્રમ માંડવાની તાલાવેલી જાગી ગઈ

મનમાં ઉઠતા વિચાર તરંગોને જો ઉચ્ચતર તત્ત્વો તરફ વાળવામાં આવે તો માનવીને સન્માર્ગ સાંપડે છે અને જો એ જ વિચારોને વિષયોના ચિંતન તરફ વાળવામાં આવે તો એનું અધઃપતન થવામાં વાર લાગતી નથી. પરંતુ ઉત્તમ વિચારો આવે એના માટે મનુષ્યે સત્સંગ કેળવવો જોઈએ. સદાચારનું જ્ઞાન મળે તેવું શાસ્ત્ર-વાંચન રાખવું જોઈએ. પરમાત્માનું સતત્ સ્મરણ રાખવું જોઈએ. તો જ વૈરાગ્ય ભાવ દિલમાં ટકી શકે છે.

"જેવું અન્ન તેવું મન" "જેવો વિચાર તેવો આચાર" એ કહેવત ખાસ યાદ રાખવા જેવી છે. અનીતિના ધનનું અન્ન ખાવાથી સાતે ધાતુઓ તેમજ મન બગડે છે. મન બગડે છે એટલે જીવન બગડે છે અને જીવન બગાડવાથી આત્માનું અવશ્ય અધઃપતન થાય છે. દુર્વિચારોના હુમલા આગળ ઝુકીને આ બાવાજી પણ ગબડ્યા. સંસારમાં પાછા ફરવા માટે પરદેશની વાટ તેણે પકડી લીધી. રાજાના ગુપ્ત-ચરોએ આ બધી જ હકીકત વિસ્તારપૂર્વક રાજાને જણાવી. જિનદાસશેઠની 'શુદ્ધ' સોનામહોરે જે કરામત કરી તે અને પોતાની સોનામહોરે જે અશુભ અસર ઉપજાવી તે પોતાના ગુપ્તચરોના મુખેથી સાંભળી રાજા જિનદાસશેઠની ધર્મનિષ્ઠતા ઉપર વારી ગયો. જિનદાસશેઠના શબ્દો યાદ કરીને તેણે રાજમહેલ બંધાવવાનું માંડી વાળ્યું.

રાજમહેલના ખાતમુહૂર્તને બદલે એક મુસાફરોને આરામ મળે તેવી સપૂર્ણ સગવડવાળી ધર્મશાળાનુ ખાત-મુહૂર્ત જલ્દી કરવાના નિર્ધાર સાથે રાજા જાતે જિનદાસશેઠના ઘરે ગયો શેઠે એમને આદરપૂર્વક ઉચા આસને બેસાડ્યા

શેઠ તરફ આદરભાવ વ્યકત કરતા રાજા બોલ્યા, શેઠજી ! તમે સાચા ઠર્યા તમારૂ ધન ન્યાયધર્મના માર્ગે આવેલુ છે, તે પણ સિદ્ધ થયુ. મારૂ ધન અધર્મના માર્ગે આવેલુ છે તે પણ પૂરવાર થઈ ગયુ, એટલે મે તમારા હિતોપદેશ મુજબ નવો રાજમહેલ બાધવાનું માડી વાળીને ત્યા ધર્મ-શાળા બધાવવાનો નિર્ણય કર્યો છે. આપના વિચારોમાં થયેલા શુભ પરિવર્તનથી મને આનંદ થયો છે, એમ કહી જિનદાસશેઠે નવી બંધાનાર ધર્મશાળા માટે ઉદાર દિલે ધનનુ દાન કરવાની જાહેરાત કરી અને વસંતપચમીના શુભ દિવસે રાજમહેલના ખાતમુહૂર્તને બદલે રાજાએ ધર્મશાળાનુ ખાત-મુહૂર્ત કર્યું. શેઠે તે જ સમયે મોટી રકમ રાજાના હાથમાં મૂકી

ન્યાય-નીતિ અને ધર્મપરાયણ એક જ માનવીમાં જો સચોટ નિષ્ઠા હોય છે, તો તેની કેટલી ઉપકારક અસર અનેક માનવ પ્રાણીઓ ઉપર થાય છે, તે આ કથા સ્પષ્ટપણે કહી જાય છે, અને અશુદ્ધ ધન કેવો કાળો કેર વર્તાવે છે, એ સત્યનું પણ આ કથા આપણને દર્શન કરાવે છે.

ધન માટે અનીતિ થાય જ નહિ–ધર્મ વેચાય નહિ એ સૂત્ર આપણા લોહીના બુંદે બુંદમાં જો રમતું થઇ જાય અને જિનદાસ શેઠની જેમ પવિત્ર–પરોપકારમય જીવન જીવવા પ્રયત્ન કરીએ તો આપણું કલ્યાણ હાથવેંતમાં જ છે, જો પેટમાં પથરો ન નખાય તો શું પાપનું ધન નખાય ? ના, ના; હરગીજ નહિ, પથરાના માર કરતાં પણ અધિક ભયાનક પાપનો માર છે, એ કદી પણ ભૂલવા જેવું નથી. તે પાપને ભગાડી મૂકનારા ધર્મમય જીવનમાં સહુની રુચિ વધો ! પ્રીતિ વધો ! અને એ માટે દરરોજ સાચા દિલથી પરમાત્મા પાસે પ્રાર્થના કરો. આજના અનીતિ અને અન્યાયના અંધકારમય યુગમાં ન્યાય–નીતિની પુનઃ પ્રતિષ્ઠા સ્થાપન કરવાની અને ન્યાયનો પ્રકાશ ફેલાવવાની વધુમાં વધુ જરૂરીયાત ઊભી થઇ છે.



## ૪ સ્વાર્થનો સંબંધ

સંસારના તમામ સંબંધો મોટાભાગે સ્વાર્થી જ ભરેલા હોય છે. પરંતુ એનો અર્થ એ નથી કે આપણે પણ સ્વાર્થી બની જવું કારણ કે જ્યા સુધી આત્મા સ્વાર્થ—પરાયણતાને ગૌણ કરી પરોપકાર પરાયણતાનો અભ્યાસ કેળવતો નથી ત્યા સુધી તે વાસ્તવિક રીતે ધર્મની સન્મુખ પણ બની શકતો નથી પરંતુ સંસારમા સાચો પરોપકાર કોને કહેવાય તે પણ સમજવાની જરૂર છે. તે માટે પ્રથમ તો પોતાએ સાચી શ્રદ્ધા, સાચો વિવેક અને યથાશક્તિ સદાચરણ યુક્ત થવાની જરૂર છે. અને પછી જગતના જીવોને આ ત્રિપુટીનુ રહસ્ય સમજાવી તેમને પણ આ માર્ગે વાળવા પ્રયત્ન કરવો એમા જ સર્વોત્તમ સાચો પરોપકાર સમાયેલો છે આ ત્રણને મુખ્ય બનાવ્યા સિવાય સંસારમા મનુષ્ય કોઈપણ જાતનો બીજો પરોપકાર કરવા જાય તો પણ તેમા સાચી સફળતા મેળવી શકતો નથી કારણ કે સંસાર અને સંસારના પદાર્થોનુ સ્વરૂપ જ અનિત્ય અને અશરણશીલ હોવાથી તે દ્વારા કદીપણ સાચો અને ટકાઉ પરોપકાર થઈ શકે તેમ નથી આ વાત અનુભવથી પણ સમજી શકય તેવી છે

જ્યા સુધી મનુષ્યની દૃષ્ટિ સંસાર સન્મુખ છે, ત્યા સુધી તે સ્વાર્થી બન્યા સિવાય રહી શકવાનો જ નથી એટલે દૃષ્ટિને સંસાર તરફથી ફેરવી તેને મોક્ષ સન્મુખ બનાવવાથી જ મનુષ્ય સ્વપરનો સાચો ઉપકાર કરી શકે છે એ વાત આપણને 'સ્વાર્થનો સંબંધ' એ દૃષ્ટાંત સમજાવે છે

સભાગૃહના વિશાળ સ્થાનમાં ગુરૂદેવ ઉપદેશના અમીઝરણા વહાવી રહ્યા હતા, સેંકડો શ્રોતાઓ વ્યાખ્યાન શ્રવણમાં એકતાન થઇને તન મનને શીતળ બનાવી રહ્યા હતા, ગુરૂદેવ સંસારના સંબંધોની અસારતા અને નશ્વરતાનો બોધ આપી રહ્યા હતા.

आयुः पताका चपलं, तरंग चपलाः श्रियः ।
भोगिभोगनिभा भोगा: संगमः स्वप्नसन्निभः ॥

મનુષ્યનું આયુષ્ય ધજાની પૂંછડીના જેવું ચંચળ છે. લક્ષ્મી સમુદ્રના તરંગ જેવી ચપળ અને અસ્થિર છે. સમસ્ત ભોગો સર્પ સમાન તરતમાં જ સરી જનારા છે. તેમ જ સંસારના તમામ સંબંધો સ્વપ્ન સમાન મિથ્યા છે. આ બધા અસત્ય સંબંધોને સત્ય સમજનાર ભ્રમજાળમાં ફસાયેલો રહે છે અને અંતે દુઃખી થાય છે. એ જ કારણથી વિરક્ત આત્મા દૃઢ રીતે માને છે કે:-

एकोऽहं न च मे कश्चित्, स्वः परो वापि विद्यते ।
यदेको जायते जन्तु, म्रियते चैक एव हि ॥

હું એકલો છું. અન્ય કોઇ મારૂં કે પરાયું નથી. કારણ કે જીવ એકલો જ આ સંસારમાં આવે છે અને પરલોકમાં જ ચાલ્યો જાય છે અને સામેના વૃક્ષ તરફ આંગળી ચીંધીને ગુરૂદેવ બોલ્યા:- સામેના વૃક્ષ પર અત્યારે કેટલા બધા પક્ષીઓ બેઠેલા દેખાય છે. પરસ્પર મળીને તેઓ કેવા કિલ્લોલ કરી રહ્યાં છે. પરંતુ ........

यावद् इमे पक्षिगणा विचित्राः ।
कृत्वाश्रयं हि निशि यान्ति पुनः प्रभाते ॥
तद्वज्जगयत्सकृदेव कुटुम्बजीवाः ।
सर्वे समेत्य पुनरेव दिशो भजन्ते ॥

રાત્રીના સમયમાં જે પક્ષીઓ એકજ ઝાડના આશ્રયે ભેગા થાય છે, તે બધા સવાર થતાં જ જુદા પડી જાય છે. સંસારના જીવો પણ તેવી જ રીતે એક જ કુટુંબના આશ્રયે ભેગા થાય છે અને કર્માનુસાર પાછા જુદા પડી જાય છે

મોહમાયામાં ફસાયેલા જીવોને આ સત્ય સમજાતુ નથી, કારણ કે મોહરૂપી મદિરાના નશામાં માયાદેવીની ગોદમાં તેઓ એવા બેશુદ્ધ બની ચૂકેલા હોય છે કે, તેઓને તેના પરિણામનો ખ્યાલ આવતો નથી વિષયવિષમાં તેઓ એવા ચકચૂર બની બેઠા હોય છે કે, તેઓને કડવી વસ્તુ મીઠી લાગે છે અને મીઠી વસ્તુ કડવી ઝેર જેવી લાગે છે. સર્પદંશ થયેલા મનુષ્યને લીંબડાના કડવા પાન મીઠા લાગે છે અને સાકર મીઠી હોવા છતાં કડવી લાગે છે. તેવી જ રીતે વિષયરૂપી વિષધરના ભોગ બનેલા ભોગી જીવોને સંસાર કડવો છતાં મધ કરતાં ય મીઠો અને ત્યાગ અમૃત સમાન હોવા છતા કડવો લાગે છે. જ્ઞાની પુરૂષોએ સંસારમાં સુખની બુદ્ધિ થવી એ જ સ્પષ્ટપણે 'ભ્રમ' કહેલો છે. દોડતી ટ્રેનમાં મુસાફરી કરનારને રસ્તા પરના વૃક્ષો સ્થિર હોવા છતાં દોડતા દેખાય છે. ફજેતફાળકામા બેસનાર બાળકને પોતાના સિવાય બધું જ

ચક્કર ચક્કર ફરતું જણાય છે ભાંગ પીધેલા કે પાગલ મનુષ્યને પોતાના સિવાય બધા જ પાગલ લાગે છે. આવા લોકોને એ સમજાતું નથી કે—

ભાડાનું આ જગત બધું છે, ભાડાનો વ્યવહાર;
નિઃસ્વાર્થે કલ્યાણ કરે છે, ગુરુવર સંત વિચાર.

આ આખું જગત ભાડાનું છે, તેનો તમામ વ્યવહાર ભાડૂતી છે, ભાડું ચૂકવ્યા વિના કોઇનો સંબંધ ટકી શકતો નથી, માતાપિતા અને સંતાનોના સંબંધમાં જુઓ કે પતિપત્નીના પ્રેમમાં દૃષ્ટિપાત કરો તો દેખાશે કે આર્થિક, દૈહિક કે માનસિક ભાડું તેના મૂલમાં નક્કી થયેલું હોય છે, ભાડાના સ્વીકારથી જ સંબંધનો સ્વીકાર થયો હોય છે, અને ભાડાના ઈન્કારમાં સંબંધનો ઇન્કાર પણ ગુપ્તરૂપે છુપાયેલો હોય છે, સંસારના તમામ સંબંધો સ્વાર્થના છે, માત્ર દેવ-ગુરૂ અને ધર્મ એ ત્રણ જ નિઃસ્વાર્થ કલ્યાણ કરનારા છે.

આ મુદ્દા ઉપરનું ગુરૂદેવનું પ્રવચન પૂરૂં થયું, આજના પ્રવચનમાં બે યુવાન મિત્રો પણ બેઠેલા હતા, તેમાંનો એક ધર્મદાસ તો સત્સંગમાં રોજ આવનારો અને ધર્મપ્રેમી હતો. પરંતુ બીજો લક્ષ્મીદાસ મોહમાયામાં સપડાયેલો અને સત્સંગમાં અરૂચિ ધરાવનાર હતો, બન્ને મિત્રો હોવા છતાં તેમના વિચારોમાં બહુ અંતર હતું એમ છતાં. બગીચામાં ફરવા જવાને બહાને આજે જ ધર્મદાસ તેને આ તરફ ખેંચી લાવ્યો હતો. પ્રવચન સંપૂર્ણ થતાં જ બન્ને મિત્રો ઉદ્યાનમાર્ગે થઇને શહેર તરફ ચાલતા થયા.

નગર તરફ જતાં લક્ષ્મીદાસ બોલ્યો :- ધર્મદાસ ! આ સાધુઓ સંસારને અને તેના સંબંધોને નાશવંત અને અસ્થિર બતાવે છે એમાં મને તો કાંઈ તથ્ય જણાતું નથી. કારણ કે તેમને સંસારના સુખદ સંબંધોનો અનુભવ જ હોતો નથી શાસ્ત્રોમાં બતાવેલા શબ્દોને જ ઘુંટી ઘુંટીને તેઓ કહેતા હોય છે. એટલે એમના પોપટીયા જ્ઞાનને સત્ય કેવી રીતે માની શકાય ?

એમ નથી, મારા ભાઈ ! ધર્મદાસ બોલ્યો શાસ્ત્રો અને આગમો અલૌકિક અનુભવ દ્વારા રચાયેલા હોય છે, અને એ તો પવિત્ર મહાપુરૂષોની વાણીમાં ઉતરીને અમૃત સમાન સુખ આપનારા છે આજના ગુરૂદેવના પ્રવચનને વિચારીએ તો સંસારના સંબંધો કેવળ સ્વાર્થના જ છે, માતપિતાનો પ્રેમ પુત્રને બહારથી જેવો દેખાય છે તેવો અંદરથી નથી હોતો એની ભીતરનો ભેદ તો જ્યારે એજ પુત્ર છ આઠ માસ સુધી સખત બિમાર પડે ત્યારે જ ખુલ્લો થાય છે, યુવાન પુત્રના મળમૂત્ર ઉઠાવીને સેવા કરતા કરતાં કંટાળી ગયેલી જનેતા પણ બોલી ઉઠે છે કે :- હવે તો આ કાં તો મરે, કાં તો ઝટ પથારીમાંથી ઉઠે તો સારૂં.

ભાઇ લક્ષ્મીદાસ ! આ સુકાઇ ગયેલા તળાવને જોઈ લે ધર્મદાસ જાણે ગુરૂદેવના અગાઉના સત્સંગનું નવનીત પીરસી રહ્યો હતો, એ બોલ્યા, આમા થોડા સમય પહેલાં કેટલા બધા લોકો સ્નાન કરવા આવતા હતા, તેમાં છલકાતા નિર્મળ

જળ વડે કેટલા તૃષાતુર મુસાફરો જલપાન કરીને તૃપ્ત થતા હતા, જલચર પ્રાણીઓ–પક્ષીઓ વગેરે સરોવરના જળથી આનંદ માણતા હતા, આજે એ સૂકાઇ ગયું છે, એના ખાઓચિચામાં ગંધાતા જળમાં મચ્છરો અને સર્પાદિ જંતુઓનો નિવાસ થઈ ગયો છે, હવે તેની સામે કોઇ નજર પણ કરતું નથી, કારણ કે કોઇને એમાં સ્વાર્થ નથી, અને આ બાજુ આ વડના વિશાળ વૃક્ષ સામે દૃષ્ટિપાત કરી જો ! જયારે એ નવપલ્લવોથી ઘટાદાર હતું, ત્યારે કેટલા પક્ષીઓ માળા બાંધીને કિલકિલાટ કરતાં હતાં, અને આવતા જતા મુસાફરો ત્યાં આશ્રય લેતા હતા, પરંતુ પાનખર ઋતુના પ્રખર તાપથી તેના પાન સૂકાઇ ગયાં અને તેનું સૌન્દર્ય નષ્ટ થઇ ગયું અને એની છાયાની શીતળતા ઓસરી ગઈ. હવે કોઈ પક્ષી એના ઉપર દેખાય છે ખરૂં ? આ વડની નીચે કોઇપણ મુસાફર બેસતું નથી, કારણ કે તેમાંથી કોઇને શીતળતા મળતી નથી, કોઇનો સ્વાર્થ પૂરો થતો નથી, કોઈ મુસાફરો કે પક્ષીઓ આ વડના સંબંધીઓ નહોતા પરંતુ તેની છાયાનો સ્વાર્થ તેમને અહીં લાવતો હતો.

આ જગત સ્વાર્થના સંબંધમાં જ રાચે છે અને એ સંબંધ તેમને નચાવે છે અને આ બાજુ આ ઉપવનમાં સૂકાઇ ગયેલી પુષ્પલત્તાઓ તરફ જરા જોઇલે. એમાં જયારે મહેંકી ઉઠતાં પુષ્પો ખીલ્યાં હોય છે, ત્યારે કેટકેટલા ભ્રમરો ગુણગાન કરતા કરતા રસ ચૂસવા ભેગા થતા હોય છે. વસંતઋતુ પુરી થતાં ગ્રીષ્મના પ્રખર તાપથી અત્યારે એ કરમાઈ ગઇ છે. એમાં પુષ્પો નથી, કયાં ગયા એ ભ્રમ-

શોનાં ટોળાં ? એના એ સરોવર પાસે, એના એ વડવૃક્ષની સમીપે અને એની એ પુષ્પલત્તાઓની નજીકમાં કોઈ કેમ જતું નથી ?

ભાઈ ! આવા બધા અનુભવોથી આરૂઢ બનેલા ઋષિ-મુનિઓએ ખરૂં જ કહ્યું છે કે सर्वे स्वार्थवसाज्जनोऽभिरमते क कस्य को वल्लभ. અર્થાત્ તમામ લોકો સ્વાર્થમાજ રાચનારા છે આ પ્રમાણે ધર્મદાસની વાત સાભળીને લક્ષ્મીદાસે કહ્યુ ભાઇ ધર્મદાસ ! બીજાઓ માટે તમારી વાત કદાચ સત્ય હશે. પરંતુ મારા માટે એવું નથી મારા માતાપિતા મારા સુખને માટે પ્રાણુ પાથરે તેવા છે. મારી પત્ની મારી આજ્ઞાનું અખંડ પાલન કરનારી અને સુશીલ છે મારા માથાનો સહેજ દુ:ખાવો પણ તેને દુઃખી દુખી કરી મૂકે છે તેને મારા ઉપર એટલો બધો સ્નેહ છે કે તે મારા વિના જીવી શકે પણ નહિ.

ધર્મદાસ બોલ્યા:– આ બધુ ઉપલક છે. કસોટીના સમયે એ સ્નેહ કેવો છે તેની સાચી ખબર પડે. તારે જો ચકાસણી કરવી હોય તો હુ કહુ એમ અખતરો કર. પછી કહેજે કે એ સ્નેહ અનુભવે કેવો પરખાય છે.

અત્યારે જ ઘરે જઈ તને ચક્કર આવતાં હોય તેવું નાટક કરી બેસ કોઈ બોલાવે તો બોલવું નહિ અને દવા પણ લેવી નહિ, જાણે તારો અંતકાળ નજીકમાં આવ્યો હોય એવા ચેનચાળા કરવા. આ વાત તારા અને મારા વચ્ચે ગુપ્ત રહેવી જોઇએ.

હા, એ તો મને આવડશે પણ પછી શું કરવું ? લક્ષ્મી-દાસે શંકા કરી.

તારે એની ચિંતા કરવાની નથી. ધર્મદાસે આશ્વાસન આપતાં કહ્યું, બાકીનું બધું હું સંભાળી લઈશ. પરંતુ હું કોઈ સાધુના વેશમાં આવીશ. મને ઓળખી લેજે, અને જે બને તે જોતો રહેજે. વાતો કરતા કરતા બન્ને મિત્રો શહેરમાં આવી પહોંચ્યા. બન્નેના ઘરના રસ્તાઓ જુદા પડતાં તેઓ પોતપોતાને ઘેર પહોંચી ગયા.

ડેલીમાં પ્રવેશતાં જ લક્ષ્મીદાસનું નાટક શરૂ થયું. કોઈને છેતરવા માટે આ નાટક નહોતું. સત્ય સમજવા માટે આ એક બાહ્ય દેખાવ કરવાનો હતો. વાસ્તવિકતા સમજ્યા વગર તેની સત્સંગ રુચિ થઈ શકે તેમ નહોતી જ. એટલા માટે એક મિત્ર તરીકે મિત્રના ભ્રમને દૂર કરી પ્રત્યક્ષ પ્રમાણ બતાવવું હતું અને એ ઉચિત જ હતું.

આમ જુઓ તો આ સંસાર પણ એક નાટક નથી તો બીજું શું છે? સૌએ પોતાના કર્મદેવે સોંપેલા પાઠ જ ભજવવાના છે ને ? એ નાટકનો વેશ ભજવતાં ભજવતાં પણ જે પોતાના મૂળ સ્વરૂપને ભુલી જાય અને ભજવેલા વેશને જ સાચો સમજી લે તે ભૂલેલો છે અને જે પોતાના સ્વસ્વરૂપને ન ભૂલે તે બુદ્ધિમાન ગણાય છે આવા વિવેકી જાગ્રત આત્માનો ઉદ્ધાર શકય છે. પરંતુ મોહનિદ્રાસાં પડેલા આત્માનો ઉદ્ધાર કરવો કઠીન છે.

હા, તો નાટક શરૂ થઈ ગયુ ડેલીમાં પેસતાં જ લક્ષ્મીદાસને ચક્કર આવ્યાં અને એ ભોંય પર પડી ગયો. ઘરના લોકોએ તેને સાવચેતીથી ઉપાડીને પથારીમાં સુવાડ્યો માતાપિતા, કાકા, કુટુંબીઓ અને પાડોશના લોકો ભેગા થઈ ગયા. લક્ષ્મીદાસ જાણે કે અવાચક બની ગયો હતો. એક બાજુ પત્ની રડીરહી છે, અને બીજી બાજુ માતાપિતા વૈદ્ય ડૉક્ટરોને બોલાવવા દોડાદોડી કરી રહ્યા છે, સગા-સબંધીઓ ચમચીથી પાણી પાઈ રહ્યા છે. પરંતુ લક્ષ્મીદાસે દાંત ભીડીને બરાબર બંધ રાખેલ હોવાથી પાણી પણ અંદર જઈ શકતું નથી. થોડીવારમાં જ વૈદ્યો ડૉકટરો હાજર થયા કોઈ શારીરિક અશક્તિનું કારણ દર્શાવે છે તો કોઈ માનસિક અસ્થિરતા કહે છે. વળી કેટલાક લોકો છાયાદોષ કે ભૂતપ્રેતનો વળગાડ છે એમ બોલવા લાગ્યા. આ વિષયમાં લોકસ્વભાવના જાણ અનુભવીઓ સ્પષ્ટ કહે જ છે કે:-

> वैद्याः वदन्ति कफपित्तमरुद्विकारान्
>
> ज्योतिर्विदो ग्रहगतिं परिवर्तयन्ति ।
>
> भूताऽभिभूत इति भूतविदो वदन्ति ।
>
> प्रारब्धकर्म बलवान् मुनयो मनन्ति ॥

વૈદ્યો રોગના કારણમાં કફ-પિત્ત કે વાયુના દોષો બતાવે છે. જ્યોતિષીઓ રાહુ-શનિ, ભુવાઓ ભૂતપ્રેત અને મુનિઓ પ્રારબ્ધ (પૂર્વમાં કરેલાં) કર્મને કારણ માને છે.

જે જે ઉપાયો બતાવાયા તે બધા જ કરાયા છતાં લક્ષ્મીદાસ પણ પોતાના અગાઉના નિર્ધાર પ્રમાણે બેશુદ્ધ દશામાં જ રહ્યો. આમ આખી રાત વીતી ગઇ. સવાર થઈ દર્દમાં કોઇ ફરક પડ્યો નહિ, ફરક પડે પણ કેવી રીતે? સાચા મિત્રના કહેવા પ્રમાણે સંસારના રંગ જોવા માટેનું નાટક જ માત્ર આબાદ રીતે ભજવાઇ રહ્યું હતું ને? ઉદાસ ચહેરે માતપિતા ઉપચાર પર ઉપચાર કરી રહ્યા હતા. સ્ત્રી રડી રહી છે. સગા-વહાલાઓ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે ભલામણો કરી રહ્યા છે. બરાબર એ જ સમયે એક યુવાન યોગી આંગણામાં આવ્યો. યોગીને જોઇને ઘરનો નોકર સામે આવીને કહેવા લાગ્યો. महाराज, इस चोठका इकलौता पुत्र अकस्मात् बिमार हो गया है। सारा परिवार रो रहा है, आप उसे प्रसाद भस्मादि देकर उपकार कीजिये।

યોગી બોલ્યો :- नहीं भाई, हम योगियोंका यह काम नहीं है। संसारियोंकी ऐसी झींझटमें यदि हम पडजाय और चमत्कार बताते रहें तो हमको जो श्रेष्ठ आत्मसाधना करनी हैं उसमें बडी बाधा आ जाय वास्ते यह काम हमारा नहीं है।

લક્ષ્મીદાસના પિતાએ યોગીનો અને નોકરનો આ સંવાદ સાંભળ્યો અને તેઓ કુતૂહલ દૃષ્ટિથી બહાર આવ્યા તો તેઓએ તેજસ્વી યુવાન યોગીને જોયો અને 'ડુબતો માણસ તરણાને પકડે' એ કહેવત અનુસાર યોગીને પ્રણામ કર્યો, અને બે હાથ જોડીને વિનંતિ કરતા તેમણે કહ્યું.-

महाराज! आप घरमें तो पधारिये । हमे आशा है कि आपकी दुवासे रोगीको जरुर आराम हो जायेगा । „

अच्छी बात हैं– કહીને બાવાજી શેઠના મકાનમાં આવ્યા. લક્ષ્મીદાસના શરીર પર હાથ ફેરવીને તેણે કહ્યું रोगी अच्छा हो शकता हैं । आप लोग थोडेसे उडद के दाने और एक लौटा पानी मगवा दीजीये । વસ્તુઓ તરત જ હાજર થઈ ગઈ. ધર્મદાસે લક્ષ્મીદાસની સામે દૃષ્ટિ કરીને મૌન રહેવા માટે સમજાવ્યો. હવે એ યોગી મનમાં મનમાં કાંઈક મંત્ર બોલવા લાગ્યો હાથમાં રાખેલા અડદના દાણાઓને ફૂંક મારીને हूं फट, हूं फट એવો કાંઈક અસ્પષ્ટ અવાજ કરીને પાણીના લોટા સાથે અડદના દાણાને દર્દીના માથા પર ચાર વાર ફેરવ્યા અને લક્ષ્મીદાસના પિતાને કહ્યું જુઓ શેઠજી, તમારા પુત્રને જરૂર આરામ થઈ જશે. પરંતુ આ પાણીનો લોટો જે પી જશે અને અડદના દાણા ખાઈ જશે તેને આ રોગ લાગુ પડશે અને રોગીના બદલામાં તેનું મૃત્યુ થશે. તેના બદલામા તમારો આ યુવાન પુત્ર બચી જશે.

યોગીના આ વાકયો સાંભળીને શેઠ તો ધ્રૂજવા લાગ્યા. તેઓ મનમાં વિચારવા લાગ્યા કે, आप मूआ पीछे डूब गई दुनिया । મારા મરણ પછી કદાચ આખી દુનિયા જીવતી રહેતેથી મને શું લાભ ? માટે 'હા' કે 'ના' નો કોઈ જવાબ જ આપવો નહિ. એમ વિચારીને શેઠ તો બે હાથ જોડીને એક અક્ષર પણ બોલ્યા વિના ચિત્રવત્ મૌન બની ગયા.

મંદ મંદ હસતા બાવાજીએ લક્ષ્મીદાસની માતાની સામે જોયું અને કહ્યું, 'બોલો' માતાજી તમે તૈયાર છો? આ તમારા પુત્રને બચાવવા?

થોડીવાર વિચાર કરીને માજી બોલ્યાં. બાપજી, આ પુત્રને બચાવવા માટે તમે કહો તેટલા પૈસા ખર્ચી નાખું. તમો કહો તેટલો ધર્માદો કરૂં પરંતુ........માજી હવે મનમાં વિચારવા લાગ્યાં मृतं सर्वं मृते अपि । મારા મરણ પછી મારા માટે તો બધું મરી જ જાય છે ને? મારા મરણથી આ પુત્ર તો બચી જાય પરંતુ મારી બે-ત્રણ પુત્રીઓ માતા વિહોણી બની જાય એનું શું થાય?

માજીનું મૌન જોઈને બાવાજીએ ખૂણામાં બેસીને રડી રહેલી પત્નીને કહ્યું. બહેન! તમારા પતિની ખાતર તમે આટલું કરશો? પત્ની પોતાના પગના અંગુઠાથી જમીન ખોતરતી વિચાર કરવા લાગી. સુખી થવા માટે તો આવા ધનવાન ઘરની પુત્રવધૂ બની બરાબર સુખ ભોગવવાનો અવસર આવ્યો ત્યાં તો મરવાનું આવ્યુ બાપરે! હાથે કરીને જ કેમ મરી શકાય?

...........અને હું મરી જાઉં અને મારો પતિ જીવતો થાય પછી એ તો નક્કી નવી પત્ની લાવશે અને મારા નાનકડા બાબાનું શું થાય? એ બધું મારાથી કેવી રીતે સાંખી શકાય! માટે પ્રત્યુત્તરમાં મૌન રહેવું એ જ ઉત્તમ છે. જોઈએ તો ખરા હવે શું થાય છે?

મિત્રની પત્નીને નિરુત્તર બનેલી જોઇને ધર્મદાસે આંખો મીંચીને પડેલા લક્ષ્મીદાસની સામે જોયું. લક્ષ્મીદાસ બધું જોઈ સાંભળી રહ્યો હતો. સ્વાર્થમય સંસાર વિષેની ગઇકાલની ગુરૂદેવની વાતો તેના હૃદયમાં કોતરાઇને સ્થિર બની ગઈ.

આમ અડદના દાણા અને પાણીનો લોટો નજીકના અને દૂરના એટલે કાકા–કાકી, મામા–મામી, ફઈ–ફૂઆ, માસી–માસા, બહેન–બનેવી આદિ આખા પરિવાર પાસે ફરી વળ્યો. પરંતુ કોઈ મરનારને જીવતદાન આપી તેના બદલામાં પોતે મરવા તૈયાર ન થયું. આખરે દાણાને મોમાં મૂકી બાવાજી બોલ્યા, જુઓ તમે સૌ સુખી લોકો પોતપોતાના સુખના વિચારોમાં પડી ગયા છો પરંતુ અમને સાધુ સંન્યાસીઓને એવો વિચાર નથી હોતો રોગીનો જાન બચાવવા માટે આ અડદના દાણા સાથે પાણી પણ હું જ પી જાઉં છું, એમ કહીને બાવાજી પાણી ગટગટાવી ગયા બધા લોકો આ દૃશ્યને ફાટી આંખે જોઈ જ રહ્યા, અને એકી સાથે બોલી ઉઠ્યા, ઓ હો હો ! કેવા પરોપકારી બાવાજી છે ! દરેક આગંતુક સગા સંબંધીઓ બાવાજીની પ્રશંસા કરી રહ્યા હતા એટલામાં જાણે ચમત્કાર બન્યો હોય તેમ લક્ષ્મીદાસે આંખો ઉઘાડી હવે તેના મુખ પર રોગનું નામનિશાન પણ નહોતું પુત્રને બેઠો થયેલો જોઇને માતાપિતા બોલી ઉઠ્યા મારો લાલ ! મારો પુત્ર ! પત્ની બોલી, ઘણું જીવો મારા પતિદેવ ! મામા–મામી માસી બોલી ઉઠ્યા મારો ભાણો, ફોઇ–કાકા બોલ્યા, મારો ભત્રીજો ! બહેન બોલી મારો વીરો.

બાવાજી એક બાજુ ઉભા ઉભા મંદ હાસ્ય કરી રહ્યા હતા. એટલામાં લક્ષ્મીદાસ બોલ્યો કોઈ મારો સ્પર્શ કરશો નહીં હું કોઇનો પુત્ર નથી, કોઇનો પતિ નથી, કોઇનો ભાઇ નથી, કોઇનો ભાણેજ નથી, કોઇનો ભત્રીજો નથી. ગઈ કાલના પ્રવચનમાં ગુરુદેવે સ્પષ્ટ કહ્યું જ હતું કે–

વૃક્ષોમાં ફુલ નાશ પામ્યા પછી પક્ષીઓ તે વૃક્ષોને ત્યજી દે છે. સુકાઈ ગયેલા સરોવરને સારસ ત્યજી દે છે. ધન વિનાના પુરૂષોને સૌ ત્યજી દે છે. રાજ્યભ્રષ્ટ થયેલા રાજાને મંત્રીઓ તજી દે છે. કરમાઈ ગયેલ ફુલને ભમરાઓ ત્યજી દે છે. બળી ગયેલા વનપ્રદેશને મૃગો–પશુઓ ત્યજી દે છે, આમ બધો જ પ્રાણી સમુદાય પોતાના સ્વાર્થના પ્રેર્યો જ પ્રીતિવાળો થાય છે. વાસ્તવિક રીતે જોતાં કોણ કોને પ્રિય છે ? અર્થાત્ મોટા ભાગે સંસારરસિક દરેક જીવોને પોતાનો સ્વાર્થજ પ્રિય લાગે છે. વળી સંસારનું સ્વરૂપ જ એવું છે કે તેમાં રોગ–વૃદ્ધાવસ્થા અને મૃત્યુ એ ત્રણે મનુષ્યની પાછળ ને પાછળ દોડ્યા જ કરે છે. તે ક્યારે પીછો પકડી આયુષ્ય પૂર્ણ કરી દેશે તે કહી શકાતું નથી.

મૃત્યુ આદિનું સંકટ આવે ત્યારે તેમાંથી કોઇ ખરેખરી રીતે બચાવવા માગે તો પણ તેમાંથી બચાવી શકે તેમ નથી. સંસારની પરિસ્થિતિ જ આવી છે. માતાપિતા અને સ્વજનોની નજર સમક્ષ જ મૃત્યુ પ્રાણીઓને યમસદનમાં લઈ જાય છે. તે વખતે કોણ કોને રોકી શકે એમ છે ? એ મૃત્યુ આદિ ન આવે ત્યાં સુધીમાં બની શકે તેટલું આત્મકલ્યાણ

સાધી લેવુ એજ સુખનો ધોરીમાર્ગ છે. એ કલ્યાણક પંથે પ્રસ્થાન કરવા માટે જેટલા પ્રમાણમાં મિથ્યા મોહ અને મિથ્યા સબંધોને દૂર કરવામાં આવે છે, અને આત્માના હિતસ્વી એવા દર્શન-જ્ઞાન અને ચારિત્રરૂપી સાચા સંબંધીઓની સેવા કરવામાં આવે છે એટલુ જ આપણુ શીઘ્ર કલ્યાણુ થાય છે એમ વિચારી પોતાનો એ અભિપ્રાય પોતાના સંબંધીઓને જણાવીને લક્ષ્મીદાસ પોતાના મિત્ર ધર્મદાસની સાથે સ્વ-પરના સાચા કલ્યાણુને કરવા માટે દૃઢ નિશ્ચયવાળો બન્યો કુટુંબીજનો પણુ તેના આ નિર્ણયને ફેરવી શકયા નહિ. કારણુ કે તેઓ કંઇપણુ બોલી શકે તેવી તેમની સ્થિતિ રહી જ નહતી આજના પ્રત્યક્ષ બનાવથી તેઓ બધા જ મનમાં પોતાની પોકળતા સારી રીતે સમજી ચૂકયા હતા

આ દૃષ્ટાંતનો સાર એ છે કે મનુષ્યોને માટે માત્ર ધર્મ એજ એક નિસ્વાર્થી અને સાચો સબંધી છે તે સિવાય સંસારના તમામ સંબધો સ્વાર્થથી ભરેલા છે સંસારના સંબધો જો સ્વાર્થ વિનાના હોત તો રાજા શ્રેણિકને તેનો જ પુત્ર કોણિક કષ્ટ આપનારો ન બનત સગાભાઈઓ ભરત અને બાહુબલી બે પરસ્પર લડત નહિ રાજા મણિરથે પોતાના ભાઈ યુગબાહુનુ ખૂન કર્યું ન હોત અમરકુમારની માતાએ પોતાના પુત્રને વેચ્યો ન હોત સુરીકાંતા રાણીએ પોતાના પતિ પ્રદેશીરાજાને વિષ આપ્યુ ન હોત ચુલણી રાણીએ પોતાના જ પુત્રના નાશ માટે પ્રયત્ન કર્યો ન હોત

આ બધાં દૃષ્ટાંતો બતાવે છે કે દરેકને પોતાનો સ્વાર્થ સધાય ત્યાં સુધી જ સંબંધી, સંબંધી લાગે છે. જ્યારે પોતાનો સ્વાર્થ ઘવાય છે ત્યારે ક્ષણવાર પણ સંબંધો ટકતા નથી અને તરત જ સંબંધી દુશ્મન બની જાય છે. આજના જગતમાં તો આવા અપાર દૃષ્ટાંતો ડગલે ને પગલે જોવા-સાંભળવા મળે જ છે. એના ઉપરથી ફલિત થાય છે કે માત્ર એક ધર્મ જ સાચો સંબંધી છે કે જેની સાથે સંબંધ બંધાયા પછી તે ક્દીપણ છોડતો નથી અને ઉત્તમોત્તમ આનંદ મંગળ અને કલ્યાણની પરંપરાઓને તે પમાડે છે.

જેને શ્રેષ્ઠ કોટિનું સુખ જોઇતું હોય તેણે સંસારના ખોટા સંબંધોનો ત્યાગ કરવાનું સત્ત્વ કેવળી-ધર્મને શરણે આવી તેની ઉત્તમ આરાધના કરવી જોઇએ. ત્રણે કાળમાં સાચા અને સંપૂર્ણ સુખનો આજ ધોરી માર્ગ છે. સૌ કોઈ સાચા સુખને પ્રાપ્ત કરનારા બનો..........



# ૫ સત્તાનો મદ

સત્તા, સંપત્તિ અને યૌવન એ મદના નિવાસસ્થાનો છે આ ત્રણેયને પચાવનારા વિરલ હોય છે આ ત્રણનો કૈફ (મદ) ભલભલા ભડવીરના પણ ભૂંડા હાલ કરે છે. અપેક્ષાએ મદીરા કરતા પણ મદનો નશો વધુ ખતરનાક છે મદિરાનો નશો તો ચાર છ કલાક પછી ઉતરી જાય છે. જ્યારે સત્તા, સંપત્તિ અને યૌવનનો નશો દીર્ઘકાળ પર્યંત ટકે છે અને તે માનવીના મન–હૃદય તેમ જ આત્માને અપાર નુકસાન કરે છે. આ ત્રણના નશામા ચકચૂર માનવી વિવેકભ્રષ્ટ થઇને ન કરવાના કાર્યો કરે છે, ન બોલવાના શબ્દો બોલે છે અને દુષ્ટ વિચારોને આધીન બનીને દુર્ગતિનો ભાગી બને છે

મનુષ્યે જો સુખી થવુ હોય તો મનુષ્યે આવા નશાથી સર્વથા દૂર રહેવુ જોઈએ

સત્તા, સંપત્તિ અને યુવાનીનો મદ મનુષ્યને કેવો અવળચંડો બનાવે છે અને અભિમાન, બાહ્ય મોટાઇ અને પ્રતિષ્ઠા છોડનાર એ જ મનુષ્યમા પાછી માનવતા કેવી ઝળકી ઉઠે છે તે વાત આ કથા સુંદર રીતે કહી જાય છે.

---

ગામડામાં રહેતા એક પિતાએ પોતાના યુવાન પુત્રને લોકમા કહેવાતા ઉચ્ચ શિક્ષણ માટે મુંબઇ મોકલ્યો. ત્યાં કાયદાનુ શિક્ષણ લઇને તે બી એ. એલ. એલ. બી થયો સમય પસાર થતાં મુંબઈ ખાતે એ મેજીસ્ટ્રેટના હોદ્દા પર ગોઠવાઇ ગયો.

જે પિતાએ આશા તેમજ ઉત્સાહથી તેને ઉચ્ચ શિક્ષણ માટે મુંબઇ મોકલ્યો હતો, તેમને તેણે ન તો પાસ થવાના સમાચાર જણાવ્યા કે ન તો તેમને મેજીસ્ટ્રેટનો હોદ્દો મળ્યાની ખુશખબર આપી.

મેજીસ્ટ્રેટ બનેલા આ યુવાને થોડા સમયબાદ આપમેળે મુંબઇમાં લગ્ન પણ કરી લીધાં. પોતાના માતપિતાને તેની જાણ સુધાં પણ ન કરી. આ બધી વાતો લોકમાં ફેલાઇ જતાં વાર ન લાગી, કારણ લોકસ્વભાવ જ એવો છે કે તેમને આવી વાતોમાં વધુ રસ આવે, એટલે આ વાત ગામમાં ચર્ચાનો વિષય બની ગઇ. લોકો ચોરે-ચૌટે, સીમ-સેઢે સર્વત્ર કહેવા લાગ્યા કે જુઓ તો ખરા! કેવો હળાહળ ઝેરી જમાનો આવ્યો, કે જે માવતરોએ પેટે પાટા બાંધીને, કાળી મજૂરી કરીને પુત્રને ભણાવ્યા એ જ પુત્ર માતાપિતાને ભૂલી મુંબઈમાં મોટા હોદ્દા પર આવતા સત્તાના મદમાં કેવો મસ્ત બનીને અમનચમનમાં પોતે મહાલી રહ્યો છે.

પોતાના પુત્ર વિષે લોકોમાં થતી આવી અવનવી વાતોને સાંભળી તેના વૃદ્ધ પિતા પણ વિચારમાં પડી ગયા. તેમના મનમાં પણ અનેક વિકલ્પો થવા માંડ્યા, જેમ કે આ બધી વાતો સાચી હશે? શું તેને ઘર સાંભરતું નહિ હોય? અમારી યાદ સતાવતી નહિં હોય? તેની લાગણી બુઠ્ઠી થઈ ગઇ હશે? અમારે અહીં જાર-બાજરાનાં સાંસા છે જ્યારે તેને ત્યાં મિજબાની ઉડી રહ્યાના સમાચાર છે. સાચી હકીકત જાણવા મારે તેને એક પત્ર લખવો જ રહ્યો.

આમ વિચારી દુ:ખી પિતાએ મુંબઇમાં મહાલતા પોતાના પુત્રને બીજા જ દિવસે લાગણી-સભર એક પત્ર લખ્યો. તેના જવાબ માટે એક અઠવાડિયા સુધી રાહ જોઇ, પણ જવાબ આવ્યો નહિ એટલે તેણે બીજો પત્ર લખ્યો, છતા જવાબ નહિં મળતાં તેણે એક પછી એક એમ ચાર પત્રો લખી જોયા પણ તે સર્વે બાતલ ગયા.

ગામડાના દુ:ખી પિતાના આ ચારેય પત્રો સાહેબ બનીને મુંબઇમાં મહાલતા પુત્રને મળ્યા તો હતા જ. પણ તેને નિરર્થક-નકામા ગણીને વાંચીને તરત જ ફાડીને ફેંકી દીધા હતા, પોતાના માતાપિતાના દુઃખથી પણ જેના હૃદયમા લાગણી ન જન્મે તે પુત્ર પણ કેવો? તેનુ શિક્ષણ પણ કેવુ?

એક વખત વૃદ્ધના નિકટના સબંધીઓએ તેમને જણાવ્યુ કે કાકા, સત્તા અને યુવાનીના મદમા છકી ગયેલા તમારા પુત્રને માણસાઈનો પાઠ ભણાવવા તમારે વિના વિલબે મુબઈ જવુ જ જોઈએ, સમજદાર સબધીઓના આગ્રહથી એ સાહેબ બની બેઠેલા પુત્રના દુખી પિતા મને-કમને મુબઈ જવા નીકળ્યા

હાથમાં થેલી છે, તેમાં સાંધેલા એક જોડી કપડા છે, પગમાં ફાટેલા જોડા છે, વદન પર વ્યગ્રતા છવાઇ ગઇ છે, આટલા મોટા શહેરમાં પુત્રનુ ઘર એકાએક કેવી રીતે શોધી શકાશે, એ ચિતામાં તેણે મુબઈના પ્લેટફોર્મ પર પગ મૂકયો, પોતાની પાસેના સરનામાના આધારે બે કલાકની રખડપટ્ટી પછી એ પુત્રના વિશાળ ફ્લેટના પ્રવેશદ્વાર પાસે જઈ પહોચ્યા. ત્યાં દરવાને તેમને અંદર જતાં અટકાવ્યા

એટલે વૃદ્ધે દરવાનને કહ્યું કે તારા સહેબને કહી આવ કે એક વૃદ્ધ પુરૂષ તમને મળવા આવ્યો છે.

રવિવારનો દિવસ હતો એટલે સાહેબ પોતાના મિત્ર સાથે અલક-મલકની વાતોમાં ઓતપ્રોત હતા. દરવાને અંદર જઇ સલામ કરી, સાહેબને કહ્યું, કે સાહેબ, ચિંથરેહાલ એક ડોસો આપને મળવા આવ્યો છે. આવવા દે, વાતોના રસમાં સાહેબે દરવાનને કહી દીધું.

અડગ ડગ ભરતાં વૃદ્ધે અંદર પ્રવેશ કર્યો. પુત્રે એમને જોયા પણ પુત્રની આંખે નહિ, સાહેબપણા તરીકેની દૃષ્ટિએ જોયા. તાત્પર્ય એ છે કે એક કુળવાન પુત્ર અચાનક મળેલા પોતાના પિતાને જે આદર અને અહોભાવની નજરથી જુએ તે આંખે જોયા નહિ. પુત્રની આવી બેપરવાઈ ભરેલી નજરથી મળવા આવેલા પિતા તો અંદરથી થીજી જ ગયા. અપમાનનો એક કડવો ઘુંટડો પી જઈને પોતે સ્વસ્થ રહ્યા. ગરમ ન થયા.

આવકારસૂચક એક શબ્દ પણ બોલ્યા વિના સાહેબ-પુત્રે પોતાનો એક હાથ ખુરશી તરફ લાંબો કરીને તેના પર બેસવાનો પોતાના વૃદ્ધ પિતાને સંકેત કર્યો. વડીલોને વંદન અને ભગવાનને વંદન સાથે ચંદન એ બે આ મહાન દેશની સંસ્કૃતિના પાયાની ઈંટો છે.

સ્વાર્થને આધીન થઇને તો માણસ શેતાનને પણ નમતો હોય છે, વંદન કરતો હોય છે પણ પોતાના ઉપકારી માતા-પિતા અનન્ય ઉપકારી ગુરુ તેમજ પરમ ઉપકારી પરમાત્માને

ભાવથી નમવામાં, વંદન કરવામાં માનવજીવનની સાચી સાર્થ-કતા છે પોતાના ઉપકારીને ન નમવું, એ એવી જડતા અને ઉદ્દંડતા છે કે તે માનવીના જીવનને પાનખરનાં વૃક્ષ જેવુ-ઠુંઠા જેવુ બનાવી દે છે. પુત્ર પોતે જાણતો હતો કે મારા પિતા છે દૂર ગામડેથી ખાસ મને મળવા આવ્યા છે મે તેમના પત્રોના ઉત્તર સુદ્ધાં પણ આપ્યા નથી, એટલે ન છૂટકે તેમને અહીં આવવું પડ્યું છે આમ છતાં સરખી વયના તાલીમિત્રો વચ્ચે પોતે ગપસપ મારતો રહે છે અને પિતાનો ભાવ પણ પૂછતો નથી

વિશાળ બેઠક-ખંડ છે. વચ્ચે મોટું ટેબલ છે અને ફરતી છ ખુરશીઓ છે એક ઉપર સાહેબ બેઠા છે અને બાકીની પાંચ ખુરશી પર તેમના પાચ મિત્રો બેઠા છે જેમ ભોજન કરતી વખતે અચાનક કોળિયામાં કાંકરો આવતાં જમવાની મજા બગડી જાય છે, તેમ સાહેબને તેમજ તેમના મિત્રોને એકા-એક આવી પડેલા આ વૃદ્ધ ખટકે છે, ખૂચે છે ગપ્પા મારતો એક મિત્ર સાહેબને પૂછે છે-આ કોણ છે ? બીજો કહે છે, આ આવનાર જો આપના અંગત માણસ હોય તો અમે જઈએ, પછીથી અમે મળશું. ત્રીજો કહે આવનાર થાકેલા દેખાય છે.

મદના ઘેનથી સત્ય હકીકત યુક્તિપૂર્વક છુપાવીને ન્યાયા-ધીશ સાહેબ બોલ્યા. સંકોચની કોઈ જરૂર નથી, એ તો ઘરના માણસ જેવા છે, ચોથો મિત્ર સમજદાર હતો એટલે તેને સાહેબના જવાબથી સંતોષ ન થયો એટલે તેણે વૃદ્ધને પૂછ્યું, સાહેબ આપના સગા છે કે સ્નેહી?

પુત્રે હવે જોયું કે પિતા સાચી ઓળખાણ આપી દેશે તો મારે હાંસીપાત્ર થવું પડશે માટે પોતેજ ખુલાસો કરી નાખ્યો. હા, હા, જનાબ! યે હમારે દોસ્ત હૈ, હમારે ગાંવ કે હી રહનેવાલે હૈં, પુત્રના આ શબ્દો પિતાને તો સખત આઘાતજનક બની ગયા. એક તો મળતી વખતે જ સન્માન આપવાને બદલે ઉપેક્ષા કરી હતી તેનો ઘા લાગ્યો જ હતો. તેમાં વળી ઉપરના શબ્દોએ તો તેમને ઘા ઉપર કોઈ મીઠું ભભરાવે તેમ સળગાવી મૂકયા. વૃદ્ધ પિતા વિચાર કરે છે મને તો ઠીક પણ તેની ઘરડી માતાને પણ તે ભૂલી ગયો? એ વાત તેમને શૂળની જેમ ભોંકાવા લાગી એ બિચારી અનેક વખત મને ચિંતાપૂર્વક પૂછયા કરતી કે, ભાઇનો પત્ર આવે છે કે નહિ? તેની તબિયત કેવી છે? તે ઘેર કયારે આવશે? મુંબઇ જેવા મોટા શહેરમાં એ એકલો જરૂર મૂંઝાતો હશે. મારી વાત માનો અને એકવાર તમે જાતે જ મુંબઈ જઇને એને મળી આવો. એમ વારંવાર તેની મા મને પ્રેરણા કરતી.

આ વૃદ્ધ પોતાની પત્નીને કેવી રીતે આશ્વાસન આપતો. હતો એ પરિસ્થિતિનું સમગ્ર ચિત્ર પોતાની નજર સામે આજે તરવરતું હતું પણ આ વૃદ્ધ સાવ નમાલો કે મડદાલ નહોતો. એના લોહીમાં ખમીરવંતી ભારતીય સંસ્કૃતિનું તેજ ઝળકતું હતું. બનાવટના પડદાને ચીરી નાખવાની એનામાં તાકાત હતી.

'છોરૂ કછોરૂ થાય પણ માવતર કમાવતર ન જ થાય' એ નીતિવાકય પણ તે જાણતો હતો. પરંતુ જુવાની અને સત્તાના મદમાં છેલ્લે પાટલે જઈ બેઠેલા, સર્વથા વિવેકભ્રષ્ટ

ઈ ચૂકેલા, પોતાના પુત્રની આંખ હજી પણ જો તે ન ઉઘાડે
ા પોતે પિતૃધર્મ ચૂક્યો ગણાય; એમ દઢપણે વિચારીને
ણે પોતાના પુત્ર અને તેના મિત્રોને સ્પષ્ટ શબ્દોમાં જણાવી
ધું કે:—આ તમારો સાહેબ એ મારો દોસ્ત નથી અને
ં સાહેબનો દોસ્ત નથી પણ.........

વૃદ્ધના આ અધુરા શબ્દોએ પણ બેઠક ખંડમાં વાતા-
રણમાં એક ધ્રુજારી ફેલાવી દીધી. વૃદ્ધની વાત રહસ્યમય છે
ેમ લાગવાથી સાહેબના મિત્રોએ વાત આગળ લંબાવવાનો
ૃદ્ધને આગ્રહ કર્યો. એટલે છ છેડાયેલા–સિંહ સમાન એ વૃદ્ધ
ાત લંબાવતાં બોલ્યા કે, હું તો અહીં તમારી વચ્ચે બેઠેલા
ામારા સાહેબની માનો દોસ્ત છું. વૃદ્ધના આ શબ્દોએ
ાહેબના મિત્રોને અવાક્ બનાવી દીધા. સાહેબ પણ ઠંડાગાર
ની ગયા

પોતાની વાતનો દોર લંબાવતાં વૃદ્ધ બોલ્યા, આજે
ામારા આ મિત્રને પોતાના અધિકારનો–સત્તાનો મદ ચડી ગયો
ે એટલે મારા જેવા ગામડીયાને બાપ કહેતાં એને શરમ આવે
ે. કેટલા અરમાનો અને આશાઓથી મેં એનું પાલન
ોષણ કર્યું ? પેટે પાટા બાંધીને એને ભણાવ્યો, એવો એક
ાણ દિવસ નથી ગયો કે એની માએ એને યાદ ન કર્યો
ોય, અમલદાર બન્યો એટલે એ શું અમારો પુત્ર મટી ગયો ?
ારકા ન્યાય તોળનારો તમારો આ મિત્ર મૅજીસ્ટ્રેટને જ તમે
ૂછી જુઓ કે તેણે પોતાના આચરણનો કદી તોલ કર્યો છે ખરો ?

પોતાની હૃદય-વ્યથા આગળ ઠાલવતાં વૃદ્ધ આગળ બોલ્યા એ સુખી છે એનો મને આનંદ છે. અમો દુઃખી હોવા છતાં એનો અમને લેશમાત્ર કોઇ રંજ નથી પરંતુ અમને તો દુઃખ એ વાતનું છે કે, તે એવો તે કેવો મોટો માણસ થઇ ગયો, કે પોતાની મોટાઈના ઘમંડમાં તેણે પોતાના પિતાને, પિતા તરીકે સંબોધતાં, ઓળખાવતાં કે આવકારતાં પણ સંકોચ થાય!

વૃદ્ધની સત્ય અને નિર્ભય વાણીએ મિત્રોના હૃદયને વીંજવી નાખ્યા. સાહેબની આંખ આગળ આખો ભૂતકાળ સજીવન થઇ ગયો. એનામાં સાચી ન્યાય બુદ્ધિ ઉત્પન્ન થઇ ગઈ અને એને લાગ્યું કે ખરેખર મેં એવો તો અપરાધ કર્યો છે કે એની મને જેટલી સજા થાય તેટલી ઓછી જ ગણાય.

પોતાના મિત્રોની જ હાજરીમાં તેઓ એને માટે શું વિચારશે એની પરવા કર્યા વિના ઊંડા પશ્ચાત્તાપથી પાવન થયેલા હૃદયવાળા એ મેજીસ્ટ્રેટ દોડીને પિતાના ચરણોમાં ઝુકી પડ્યા. પિતા ખુરશી પર બેઠેલા છે, પુત્રનું મસ્તક તેમના ચરણોમાં છે, મિત્રો સજળ નયને આ દૃશ્ય નિરખી રહ્યા છે, પુત્રનો કંઠ રૂંધાયેલો છે, 'મને માફ કરો, પિતાજી!' એ શબ્દો તેને બોલવા છે, પણ તે બોલી શકતો નથી, પુત્રમાં સંચરેલી સંસ્કારિતા અને વિનમ્રતા અનુભવીને વૃદ્ધે એના

માથે વાત્સલ્યભીનો હાથ મૂકીને તેને ઊભો કર્યો, પિતાને ભેટીને પુત્ર મોકળા મને રડી પડ્યો, એ રૂદનપ્રવાહમાં સત્તાનો મદ વહી ગયો, સાહ્યબીના ગજ પર આરૂઢ યુવાન સાચા અર્થમાં માણસ બની ગયો, ઉપકારીઓના ઋણનું મૂલ્ય સમજવાનો એનામા વિવેક જાગ્યો પિતાએ સંતોષનો શ્વાસ લીધો.

આ દૃષ્ટાંતનો સાર એ છે કે, અધિકાર મળતાં જો તે માણસને ન પચે તો 'અધિકાર' શબ્દ નો 'ક' બેવડો કરી આગળના 'અ' નો લોપ કરવાથી જે નવો શબ્દ 'ધિક્કાર' બને તે ધિક્કારને પાત્ર તેનો મદ તેને બનાવે છે, નમ્રતા જ અધિકારને શતગુણ દીપાવે છે, એક કવિ સાચું જ કહે છે કે –

જો કોઇ પ્રેમ-અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઝરે;
અધિકાર વિના ઉત્તમ પદવી મળે, તો યે અર્થ ના સરે.

પરંતુ વિવેકશીલના હૃદયમા સત્તા, સંપત્તિ અને યૌવન આવ્યા છતા ઉન્માદ આવતો નથી, તે નમ્રતાને ચૂકતો નથી. અવિવેકી તો થોડુંઘણું મળે તોયે દૂધના ઉભરાની જેમ છલકાઈ જાય છે, શાસ્ત્રો કહે છે –

नमन्ति फलिनो वृक्षा, नमन्ति गुणीनो जनाः ।
शुष्क काष्टं च मूर्खश्च, न नमन्ति कदाचन ॥

ફળ આવે ત્યારે આંબા, દાડમ અને દ્રાક્ષ જેવા વૃક્ષો નમી પડે છે, ગુણવાનો તો સદૈવ નમ્ર હોય જ છે, પરંતુ સૂકાયેલું લાકડું અને મૂર્ખ કદાપિ કોઈને નમતા નથી. નમસ્કારને પાત્ર પુરૂષોને ન નમવું, એ ઘણો મોટો અપરાધ છે, ભવોભવની ગુલામીનું બીજ છે, સત્તા, સંપત્તિ અને યૌવનનો આફરો એ જીવનની વિકૃતિ છે. સત્તા, સંપત્તિ અને યૌવનના મદને મહાત કરનાર 'મર્દ' ગણાય છે, અને એ ત્રણે વડે મહાત થનારા 'નામર્દ' ગણાય છે.

મદનો દમ કાઢી નાખવાનું દૈવત નમ્રતામાં છે. તેમાં પણ ગુણવાન પ્રત્યે નમ્ર બનવું એ તો મનુષ્ય માત્રનું પરમ કર્તવ્ય છે. મનુષ્ય માત્રમાં આવી નમ્રતા પ્રગટો!!!



# ૬ સત્યવાદી શેઠ

મત્ય સાપેક્ષ છે એકની એક વસ્તુ એક અપેક્ષાએ સત્ય ઠરે અને બીજી અપેક્ષાએ અસત્ય ઠરે સઘળી અપેક્ષાઓનો જેમા સમાવેશ થાય છે, તે સ પૂર્ણ દર્શન કહેવાય છે તેનુ નામ અનેકાતવાદ છે એકાતવાદમાથી આગ્રહ અને મમતા જન્મે છે અને તે જીવને ભ્રમમા પાડે છે જેના જીવનમા અનેકાતવાદ વણાઇ જાય છે તે માનવી ધર્મમય જીવનમા દૃઢ બનીને સ્વય તરે છે, તેમ જ અન્યને પણ તારનારો બને છે. અનેકાતવાદને વરેલો ધર્મી પુરૂપ કેવો હોય તે આ દૃષ્ટાત કહી જાય છે ધર્મી પુરુપમાં એ બળ હોય છે કે, તે પુરૂપ ગજા મહારાજા કે ચક્રવર્તીને પણ ખુશ કરવા અસત્યનો આશરો લેતો નથી, પણ સત્ય જ બોલે છે વધુ આ દૃષ્ટાત કહેરો

---

મુસ્લીમ બાદશાહની હકુમત દિલ્હી પર હતી તે સમયની આ વાત છે, ઘણા બાદશાહો હિંદુઓની પ્રામાણિકતા અને વફાદારી જોઈને હિંદુ વજીરો કે સલાહકારો રાખતા અને ચાલાક હિંદુઓને રાજદરબારમાં સ્થાન આપતા.

બાદશાહોની બેગમો પણ હિંદુ નારીઓ સાથે સખીપણા રાખતી. આ બાદશાહની મુખ્ય બેગમને પણ એક વણીકની પત્ની સાથે ગાઢ સખીપણું હતુ. બન્નેનાં મને એવા મળી ગયાં હતાં કે એક બીજાને મળ્યા સિવાય તેમને ચેન

પડતું નહોતું. બેગમની વણિક સહિયરનું નામ કલાવતી હતું. કલાવતી જો બેગમને મળવા ન જાય તો બેગમ બેચેન બની જતી. તરત એ તેની તપાસ કરાવે અગર જાતે જ કલાવતીની હવેલીએ પહોંચી જાય. બંને સખીઓ પાસે પાસે બેસીને જાત જાતની વાતો કરે અને દિલ ખોલે.

આ બાજુ બાદશાહ પણ રાજદરબારમાં વિદ્વાનોને એકઠા કરે અને મનોરંજન મેળવે. બાદશાહે સત્યવાદી રાજા હરિશ્ચંદ્રની વાત પુસ્તકમાં વાંચેલી. પછી પોતાના દરબારીઓ પાસે પણ એ વાત સાંભળી એટલે એને થયું. અજબ કહેવાય એ સત્યવાદી રાજા હરિશ્ચન્દ્ર ! આ સમયમાં આવો સત્યવાદી પુરૂષ કોઇ હશે કે નહિ ?

કુતૂહલથી તેણે એક દિવસ ભરદરબારમાં પૂછ્યું, અરે ! આજકાલ હરિશ્ચંદ્રની જેમ પૂર્ણ સત્યવાદી કોઇ છે કે કેમ ! જે હોય તે આગળ આવીને મને મળે. તેને મળતાં મને ખૂબ જ આનંદ થશે. પણ એવો સત્યવાદી તે કોણ હોય ? દરેક જણ કોઇને કોઇ કારણસર જૂઠું બોલ્યા જ હોય. તેથી આગળ આવવાની કોઇની હિંમત ચાલી નહિ. આથી બાદશાહને આશ્ચર્ય થયું. અહો ! આ શું ? મારા રાજ્યમાં કોઇ જ સત્યવાદી નથી ! બાદશાહને વિમાસણમાં પડેલા જોઇને મંત્રીએ આસ્તે રહીને કહ્યું, નામવર ! જગત હવે એવું જ થઈ ગયું છે. રાજાએ કહ્યું કે, કોઇ સત્યવાદી જ નહિ ! આ તે કેવું કહેવાય!

પ્રધાને નમ્રતાપૂર્વક ધીમેથી રાજાના કાનમાં કહ્યું, જહાંપનાહ ! લાગે છે કે આપને કદી અસત્ય બોલવું પડ્યું જ

નહિ હોય! પ્રધાનની આ ટકોરથી બાદશાહની આંખો ઉઘડી ગઇ એને પોતાનુ ભાન થયું. પણ એ અફસોસ કરવા લાગ્યો કે, દુનિયા પણ બધા અસત્યવાદીઓથી જ ભરેલી છે!

રાજદરબાર પૂરો થયો. બાદશાહ પોતાના મહેલમા ગયો તેના મોં પરની ઉદાસીનતા બેગમ કળી ગઈ તેણે પૂછ્યુ માનો યા ન માનો પણ બાદશાહ સલામત્ આજે કંઈક ઉદાસ છે રાજાએ કહ્યુ એવુ જ છે બેગમ!

બેગમે કહ્યું આપની ઉદાસીનતાનુ કારણ જણાવવા કૃપા કરો એમ ઈચ્છુ છું જવાબમા બાદશાહે બધો જ ખુલાસો કર્યો અને અફસોસ વ્યકત કરતાં જણાવ્યું કે, શું જમાનો આવ્યો છે બેગમ! આ જગતમા એક પણ પૂર્ણ સત્યવાદી શોધવો મુશ્કેલ છે

બેગમને એકાએક પોતાની સખી કલાવતી યાદ આવી તેણે એકવાર વાત કરેલ કે, મારા પતિ સત્યવાદી છે તેઓ કદી જૂઠુ બોલતા નથી બેગમે આનદમા આવી જઈ બાદશાહને કહ્યુ; બાદશાહ સલામત્, આપ કહો છો એવુ તો નથી કલાવતી નામે મારે એક બહેનપણી છે તેના પતિનુ નામ ધર્મદાસ છે એ લક્ષાધિપતિ છે, તેમ છતા કલાવતી કહેતી હતી કે તે ધર્મદાસ સત્યવાદી છે

રાજાએ કહ્યું કે, 'જો એમ છે તો આપણે ધર્મદાસને રૂબરૂ બોલાવીએ અને તે બાબતની ચોક્કસાઈ કરીએ આ.... તો રાજા વાજા ને વાદરા! જપીને સીધા બેસી જ ન રહે રાજાના મનનો વિચાર જાણીને બેગમે પોતાની દાસી મારફત

કલાવતીને કહેવડાવ્યું કે, હમણાં ને હમણાં ધર્મદાસ શેઠને લઈને રાજમહેલે આવો. બાદશાહ એમને મળવા માગે છે.

ધર્મદાસની પેઢી ચાલતી હતી પેઢીનું કામકાજ શેઠ પોતાની હવેલીમાં બેસીને કરતા હતા, તેથી તેઓ હવેલીમાં જ હાજર હતા, કલાવતીએ તેમને બેગમનો સંદેશો જણાવ્યો ખુદ બદશાહ પોતે મળવા માગે છે એમ જણાવ્યું.

ધર્મદાસે પેઢીનું કામકાજ સંકેલી લીધું. પાઘડી પહેરીને રાજા પાસે આવવા તૈયાર થયા, કલાવતીએ પણ સાથે આવવા નવા વસ્ત્રો પહેર્યાં, પોતાના ઇષ્ટદેવનું સ્મરણ કરતાં બંને રાજમહેલ પહોંચ્યા. બેગમ ઓઝલમાં પડદા પાછળ બેઠી હતી, કલાવતી ત્યાં જઇને બેઠી.

બાદશાહે ધર્મદાસને આવકાર આપતાં કહ્યું, આવો શેઠ ! બેસો, આસન પર. બાદશાહની બેઠક સામે જ આસન હતું, બાદશાહનું ઔચિત્ય સાચવીને ધર્મદાસ આસન પર બેઠા. બાદશાહે ધર્મદાસની સાથે વાતચીત શરૂ કરવાના ઈરાદાથી પૂછ્યું, આપનું શુભ નામ ?

મારૂં નામ ધર્મદાસ.

અચ્છા, તો ધર્મદાસજી આજે દરબારમાં સત્યવાદી કોણ ? આવો એક પ્રશ્ન ઉપસ્થિત થયો છે, દરબારમાં બધાને મેં પૂછ્યું કે, જે સત્યવાદી હોય તેઓ આગળ આવે, ત્યારે એકાદ જણે પણ આગળ આવવાની હિંમત ન કરી મને થયું કે, શું જગતમાં કોઈ સત્યવાદી નથી ? મને ભારે

અફસોસ થયો. પછી મહેલમાં આવ્યો તો બેગમે વાત કરી કે, ધર્મદાસજી સાચે જ સત્યવાદી છે. તેથી મેં તમને થોડીક પૂછપરછ કરવા બોલાવ્યા છે.

આપ પૂછો.

તો ધર્મદાસજી સાચે સાચુ કહો. આપને સંતાન કેટલાં? બાદશાહના પ્રશ્નના ઉત્તરમાં ધર્મદાસે કહ્યુ કે એની મને ખબર નથી સામેથી જવાબ મળ્યો. બાદશાહ આશ્ચર્ય પામી બોલ્યો, શું કહ્યુ? તમને તમારા સંતાનોની સખ્યાની ખબર નથી? જિનદાસે કહ્યું ના જહાંપનાહ! મને એની ખબર નથી બાદશાહ વિચારમાં પડી ગયા તેમણે બીજો પ્રશ્ન મૂકયો તમારી મિલ્કત કેટલી? ધર્મદાસે કહ્યું, ફક્ત વીશ હજારની.

બાદશાહને આશ્ચર્ય થયું અને મનમાં મૂઝાવા લાગ્યા ધર્મદાસજી આ સાચુ બોલે છે કે જૂઠું! એ તો લાખોપતિ કહેવાય છે અને કહે છે કે પોતાની મિલ્કત માત્ર વીશ હજારની છે!

હવે બાદશાહે વાત પલટાવી અને શેઠને પૂછ્યું, ધર્મદાસ શેઠ, આપની ઉંમર કેટલી? ધર્મદાસે કહ્યુ, બાર વર્ષની.

બાર વર્ષ! ઓ ખુદા! કહેતા બાદશાહ અકળાઇ ગયા. પડદાની આડમાં બેસીને બેગમ તથા કલાવતી આ વાતચીત સાંભળતાં હતાં.

બાદશાહે બેગમને ઉદ્દેશીને કહ્યું, સાભળ્યું બેગમ? તુ તો કહેતી હતી ને......? ધર્મદાસ શેઠ સત્યવાદી છે મને એણે મારા પ્રશ્નોના જે ઉત્તર આપ્યા તે તેં સાંભળ્યા ને?

બેગમ પણ ગૂંચવાઈ ગયાં. તેમણે કલાવતી સામે પ્રશ્નભરી દૃષ્ટિથી જોયું. કલાવતીએ બધા સાંભળે એ રીતે જવાબ આપ્યો. તેઓ સત્યવાદી છે અને સાથેસાથ આત્મજ્ઞાની પણ છે તેથી એમણે જે જવાબ આપ્યો છે તે સાચા જ હોવા જોઈએ.

આમ કહી કલાવતીએ પોતાના પતિને ઉદ્દેશીને કહ્યું. આપે બાદશાહને જે જવાબ આપ્યા તેના ખુલાસા પણ કરો. પત્નીની સૂચના ધ્યાનમાં લઈને નમ્રતાથી ધર્મદાસ બોલ્યા. બાદશાહ સલામત ! મારા જવાબોના ખુલાસા હું કરૂં છું.

અત્યારે મારે ચાર સંતાનો છે એમ કહી શકાય, પરંતુ ખરાં સંતાનો કેટલાં, એ તો હું મૃત્યુના બિછાને પડ્યો હોઉં, છેલ્લી ઘડીઓ ગણાતી હોય ત્યારે ખબર પડે. આ ચારમાંથી તે સમયે ખડે પગે મારી સેવામાં હાજર હોય તે જ સાચા સંતાનો કહેવાય એ સંખ્યા અત્યારે હું કેવી રીતે આપને કહી શકું ?

ખુલાસો સાંભળીને તો બાદશાહ વિચારમાં પડી ગયા. પછી બોલ્યા એ તો જાણે બરાબર, પણ આજે તમારી પાસે જે લાખોની મિલ્કત છે તે ઘટીને વીસ હજારની થઈ જશે, એ કેવી રીતે જાણ્યું ?

એનો ખુલાસો કરતાં શેઠ કહે છે, જહાંપનાહ ! મિલકત વિષેનો જવાબ પણ વિચારીને જ આપ્યો છે, સંતપુરૂષોના સમાગમથી મને એ વિષયમાં સત્ય ઉપદેશ સાંભળવા મળ્યો ત્યારથી હું માનું છું કે "મિલ્કત એ છે કે પરોપકારના કાર્યમાં ધર્મકાર્યમાં નિઃસ્વાર્થ ભાવે વપરાયેલ હોય."

અત્યાર સુધીમાં વીસ હજાર રૂપિયાનુ દાન મારા હાથે થયેલ છે, અને તેથી એજ મારી સાચી મિલ્કત છે, એમ હુ માનુ છું, 'જો દે ગયા સો લે ગયા' અને 'જે હાથે તે સાથે' આ હાથે જેટલુ દાન થયુ તેટલુ મારી સાથે આવશે જો કે અત્યારે પંદર લાખની મારી મૂડી છે, પણ તે મારી સાથે નહિ આવે એટલે એ મારી મૂડી કેમ કહેવાય ?

શેઠ ધર્મદાસજીના જવાબથી બાદશાહ અત્યંત પ્રભાવિત થયા હવે છેલ્લા પ્રશ્નના ખુલાસા માટે એ ભારે ઇંતેજાર હતા. તેથી બાદશાહે જિજ્ઞાસાભાવે પૂછયુ. તમારી ઉંમર બાર વર્ષની કેવી રીતે એ સમજાવો

શેઠે જવાબ આપ્યો, નામંવર ! આમતો હું ૬૦ વર્ષનો થયો પણ એ બધા પાણીમાં ગયા કલ્યાણમિત્ર એવા સદ્‌ગુરૂદેવના સમાગમને હજી માત્ર ૧૨ વર્ષ જ થયાં છે, એટલે ૧૨ વર્ષથી જ હુ ધર્મ પામ્યો છું, માણસ ધર્મ પામે ત્યારથી જ વાસ્તવિક ઉંમર ગણાય ધર્મ વિનાનો કાળ, એ તો ગર્ભાવાસ ગણાય, એ કાંઈ ઉંમરમા થોડો જ ગણાય ?

બહોત અચ્છા, બાદશાહના મુખમાથી ઉદ્‌ગારો સરી પડ્યા

તેમણે કહ્યુ ધર્મદાસજી, આજથી તમને નગરશેઠનું સ્થાન આપું છું તમે રાજદરબાર પણ શોભાવતા રહેજો અને અવારનવાર બોધવચનો પણ કહેતા રહેજો તમારા જેવા નાગરિક મારા રાજ્યમા વસે છે તેનો મને ગર્વ છે

આ રીતે બાદશાહે સત્યવાદી શેઠ ધર્મદાસનુ બહુમાન કર્યું.

શેઠ પોતાની પત્ની કલાવતી સાથે ઘેર જવા તૈયાર થયા ત્યારે બાદશાહે થાળ ભરીને સાચા મોતી પ્રેમપૂર્વક ભેટ આપ્યા

કહેવાનું તાત્પર્ય એ છે કે માણસે જીવનનું સત્ય શું છે એ બરાબર સમજીને વર્તવું જોઇએ.

ધન-ધાન્ય-શરીર-પરિવારાદિનું ખોટું મમત્વ રાખ્યા સિવાય પરિવારમાં દયા, દાન, શીલ, સદાચાર આદિના શુભ સંસ્કારો સિંચવા જોઇએ અને પોતાની સંપત્તિનો ધર્મના કાર્યોમાં સદુપયોગ કરવો જોઇએ.

આપણી સંપત્તિ કેટલી છે એ મહત્વની વાત નથી પરંતુ એ સંપત્તિમાંથી નિઃસ્વાર્થભાવે કેટલી દયા, દાન, પરોપકાર આદિ સત્કાર્યો પાછળ આપણે વાપરી શકયા છીએ.

જન્મ લીધા પછી તો ભેંસ પણ જીવે છે અને ભૂંડ પણ જીવે છે, મૂર્ખ પણ જીવે છે અને ડાહ્યા માણસો પણ જીવે છે. પરંતુ જીવન એનું જ વખણાય કે જે વ્રતનિયમ, પ્રભુ-ભક્તિ, ગુરુસેવા, શાસ્ત્રશ્રવણ, પરોપકાર આદિમાં પોતાના જીવનની પળોનો સદુપયોગ કરે.

જીવનને સત્યરંગી ધર્મરંગી બનાવવું એ જીવનનો સાર છે.

ધર્મનો રંગ એ એવો પાકો રંગ છે કે 'ફાટે પણ ફીટે નહિ' શરીર રૂપી વસ્ત્ર ફાટી જાય તો પણ આત્માને લાગેલ ધર્મનો રંગ તો ટકી જ રહે. જન્મ—જન્માંતર સુધી સાથે રહી તે આત્માને કલ્યાણ અને સુખને માર્ગે ચડાવે છે.

ધર્મદાસ શેઠને ધર્મનો રંગ લાગ્યો હતો એટલે સત્યનો સૂરજ એમના જીવનમાં ઝળકતો હતો.

અધર્મના અંધકારમય મિથ્યા જીવનથી બચીને સહુ કોઇ ધર્મના પ્રકાશમય સાચા જીવનના અનુરાગી બનો !!!

# ઉપદેશની પાત્રતા

उपदेशो हि मूर्खाणां, प्रकोपाय न शान्तये ।
पयःपानं भुजंगानां, केवलं विषवर्धनम् ॥

અર્થ – મૂર્ખજનોને ઉપદેશ આપવાથી તેઓ શાંત થવાને બદલે વધુ કોપાયમાન થાય છે, સર્પોને દૂધ પાવાથી વિષનો જ વધારો થાય છે

વ્યક્તિની યોગ્યતા અનુસાર તેને ઉપદેશ આપવો જોઇએ છાશ–ખરડ્યા ભાજનમા રેડેલુ દૂધ ફાટી જાય છે, તેમ કુપાત્રને અપાતો ઉપદેશ પણ એળે જાય છે, એટલું જ નહિ પણ હાનિકારક નીવડે છે, માટે જ કહ્યું છે કે कुपात्रस्य करे दत्तं शास्त्र शस्त्रं भवष्यति કુપાત્રના હાથમાં મૂકએલુ શાસ્ત્ર પણ શસ્ત્ર બની જાય છે આ દૃષ્ટાન્ત કુપાત્રને અપાતા ઉપદેશનુ કેવુ વિનાશક પરિણામ આવે તેને સચોટ રીતે સ્પષ્ટ કરે છે

વરસાદના પાણી ને ઠડા પવનના ઝપાટાને સહન કરતો કોઈ વાંદરો જ ગલમાં કુદાકુદ કરતો થાકીને એક વૃક્ષ નીચે જઈને બેઠો ટાઢના જોરથી તેનુ શરીર થરથરતુ હતું તેજ વૃક્ષ ઉપર સુગરી ( સુગ્રહી નામની પ ખીણી ) કલામય સુ દર-માળો બાંધીને રહેતી હતી ટાઢમા ધ્રુજતા વાંદરાની દયા ખાઇને તે પોતાના માળામાં રહીને તેને ઉપદેશ દેવા લાગી

" ભાઈ વાનર ! તારી પાસે માણસ જેવા હાથ–પગ વગેરે સાધન હોવા છતાં પણ આવી ટાઢ અને પાણીની

ધારાઓ સહન કરી શા માટે દુઃખી થાય છે ! અમો પક્ષીઓ પાસે તેવાં શરીરનાં સાધનો નહિ હોવા છતાં આવા મજબુત તેમજ સુંદર ઘર ( માળા ) બાંધી તેમાં વસી, અમે સુખે જિંદગી ગૂજારીએ છીએ. માટે તું અમારો દાખલો લઇને આશ્રય સ્થાન ઉભું કરી દે."

આ ઉપદેશથી ચીડાઇને વાંદરો એક છલાંગે ઝાડ ઉપર ચઢીને સુગરીને કહેવા લાગ્યો– "બેસ બેસ દોઢ ડાહ્યાની દીકરી." તું મને ઉપદેશ આપનારી કોણ ! અમે ભલે અમારાં ઘર બાંધી ન શકતા હોઇએ પણ બીજાનાં ઘર તોડી નાખ· વામાં પૂરા સમર્થ છીએ. આમ કહીને બિચારી સુગરીનો સરસ માળો તેણે તોડી નાખ્યો, અને તેને નિરાધાર કરી મૂકી. પાછળથી સુગરીને પણ લાગ્યું કે મેં વાંદરાને ઉપદેશ આપ્યો એ મારી મોટી ભુલ હતી અને તે ભૂલનું માઠું પરિ-ણામ હવે મારે ભોગવવું રહ્યું.

અપાત્રને વણમાગ્યો ઉપદેશ આપવા જતાં સુગરી બેઘર બની ગઈ, તેમ અણુવિચાર્યો ઉપદેશ પણ ઉપદેશકને મુશ્કેલીમાં મૂકી દે છે.

નાનકડું આ દૃષ્ટાન્ત ઊંડું ચિંતન માંગી લે છે. તેનાથી સ્વ–પર ઉભયને મોટો લાભ થવાની પૂરેપૂરી શકયતા છે. નીચેનો દોહરો તેમાં જરુરી માર્ગદર્શન પૂરૂં પાડે છે.

"જગત ચક્ષુ છે સૂર્ય, પણ ઘુવડ ગણે વિકરાળ,
સત્યવાદી સાચું વદે, મૂરખ ગણે વિકરાળ.



# ૭ મરણ કોઇને પણ છોડતું નથી

"તૂટીની બુટી નથી" એનો અર્થ એ છે કે આયુષ્ય પુરૂ થયા પછી દરેકને મરણને શરણ થવું જ પડે છે. અષ્ટાગ આયુર્વેદથી, સંજીવની ઔષધિઓથી, કે મૃત્યુંજયાદિક મંત્રો વડે પણ મરણથી છૂટી શકાતું નથી તલવારના પાંજરાના મધ્યભાગમાં કોઇને રાખવામા આવ્યો હોય અને ચતુરંગ સેનાથી સતત ચોકી કરવામા આવે તો પણ આયુષ્ય પૂર્ણ થયે મૃત્યુ તેને ત્યાથી પણ ખેંચીને લઈ જાય છે

જ્યાંસુધી આત્મા કર્મથી બંધાયેલો છે, ત્યાસુધી એને મરણને શરણ થવુ જ પડે છે. એટલા માટે મરણથી છૂટવાની ઇચ્છાવાળાએ ધર્મશાસનને શરણે આવી ધર્મ મહારાજાની આજ્ઞાનું પાલન કરીને કર્મ બંધનથી સર્વથા મુક્ત થવા અને મોક્ષની પ્રાપ્તિ માટે ઉદ્યમશીલ બનવુ જોઇએ. મોક્ષ જ એક એવુ સ્થાન છે કે જ્યા સદા અમરપણુ પ્રાપ્ત કરી શકાય છે. બાકી સંસારમા મરણ કોઇને પણ છોડતું નથી, એ જ વાત આ દૃષ્ટાંત સમજાવે છે

---

એક હતા ડોશીમા. તેમને સાત ખોટનો એક જ દીકરો હતો. વસ્તારમાં બીજું કોઈ નહિ. પતિ ગુજરી ગયા હતા. ઘરમાં મા દીકરો બે જ રહેતા હતા મા ને દીકરા તરફ અપાર હેત હતું.

એકવાર દીકરો માંદો પડ્યો. ભયંકર તાવમાં પટકાઈ પડ્યો. તાવ ઉતરે જ નહિ. વૈદ્યે અનેક ઔષધો અજમાવ્યાં. પણ તાવ ન હટ્યો તે ન જ હટ્યો. ડોશીમાને અત્યંત વહાલો દીકરો આખરે મૃત્યુ પામ્યો.

ડોશીમા હેબતાઈ ગયાં. તેમનો વિલાપ બીજાઓને પણ રડાવવા લાગ્યો. એકના એક દીકરા પર ડોશીમાનો આધાર હતો. એમના ઘડપણની એ લાકડી હતી. આંખની રોશની, વંશનો વેલો હતો. એ વેલો તૂટી જાય એટલે ડોશીમાને દુઃખ થાય એ સ્વાભાવિક હતું. મોહ દશામાં રહેલા જીવો આવી જ સ્થિતિનો અનુભવ કરે છે. ડોશીમાનું કલ્પાંત સાંભળીને આડોશી પાડોશી ભેગા થઈ ગયા. સગાં-વહાલાંને ખબર પડતાં તેઓ પણ આવી પહોંચ્યાં. નાતીલા પણ ભેગા થઇ ગયા અને સૌ ડોશીમાને દિલાસો આપવા માંડ્યા. પણ ડોશીમાને માટે આ ઘા તો ઘણો કારમો હતો. દિલાસાના મલમથી એકાએક રૂઝે તેવો નહોતો અને તેથી ડોશીમાનો વિલાપ ચાલુ જ રહ્યો.

કલાકેક વીતતાં નાતીલાઓ મૃતદેહને સ્મશાને લઇ જવાની તૈયારી કરવા માંડયા. પણ ડોશીમા આડાં પડયાં, દીકરાના મૃતદેહની આડે બેસીને એ કહેવા લાગ્યાં કે દીકરાને લઈ જવા નહીં દઉં હું એને સાચવી રાખીશ ભલે એ અહીં પડી રહ્યો મારો એ એકનો એક દીકરો છે, એનું હું જતન કરવાની જ.

નાતીલાઓએ ડોશીમાને ઘણું સમજાવ્યાં પણ ડોશીમા માને જ નહિ એમણે પોતાની હઠ ન છોડી નાતીલાઓ અંદરો અંદર ગુસપુસ કરવા લાગ્યા તેમાંના એક જણે કહ્યુ કે "આ તે કેવી હઠ"? જ્યા સુધી આપણે મૃતદેહને અગ્નિસંસ્કાર કરીએ નહિ ત્યાસુધી આપણાથી ભોજન પણ કેવી રીતે કરાશે?

બીજો કહે શું કરવુ ત્યારે? અત્યારે આપણે વિખરાઈ જઈએ, જરૂર પડશે ત્યારે ડોશીમા પોતે જ આપણને બોલાવશે, ત્રીજો કહે હવે વિખરાઈને ય શું કરવાનુ? આપણા નાતભાઈનો મૃતદેહ પડયો હોય ત્યાં આપણે ઘેર ધાન પણ ન રંધાય, સહુ અંદરો અંદર આવી વાતો કરતા હતા ત્યા ઘર બહાર ફળીયામાં કંઈક શોરબકોર થયો, બધાએ જોયુ તો આ ફળિયાના બે ડાહ્યા માણસો કોઈ સન્યાસીને તેડીને ત્યાં આવતા હતા.

સંન્યાસીને તેડી લાવનાર ભાઈ બોલ્યો "લ્યો ડોશીમા, આ સંન્યાસી મહારાજને તેડી લાવ્યા છીએ, તેઓ મરેલાને જીવતો કરવાનો મંત્ર જાણે છે" આ વાત સાંભળતાં જ ડોશીમા એકદમ ઉભાં થઈ ગયાં, અને તેમને આવકાર આપતાં ડોશીમાએ કહ્યું, આવો. પધારો સંન્યાસી મહારાજ! આપ આ આસન ઉપર બિરાજો આમ કહી ડોશીમાએ એક કોથળો લઈને બેવડો પાથર્યો. સંન્યાસી મહારાજ તેના પર બેઠા.

સંન્યાસી બહુ પ્રભાવશાળી હતા, તેમનું લલાટ તેજસ્વી હતું, ચમકીલી આંખો હતી, મુખમુદ્રા સૌમ્ય હતી, બધા માણસો સંન્યાસી સામે જોઈ રહ્યા, પછી મૃતદેહ તરફ જોઈને ડોશીમાને ઉદ્દેશીને સંન્યાસી બોલ્યા, "માઈ, આ તમારો દીકરો છે?"

ડોશીમાએ કહ્યું:- "હા મહારાજ!" પછી સંન્યાસીએ કહ્યું કે "તમે એના દેહને અગ્નિદાહ માટે લઈ જવા દેતા નથી. એ તમે યોગ્ય જ કર્યું છે. કારણ કે મૃતદેહને જીવતા કરવાનો મને મંત્ર આવડે છે. તેના વડે હું તમારા દીકરાને જીવતો કરી આપીશ." સંન્યાસીની આ વાત સાંભળીને ડોશીમા હાથ જોડીને બોલ્યાં, "તો તો મહારાજ! તમે જ મારા ભગવાન! બાપજી! એને તરત સજીવન કરી દો."

સંન્યાસીએ જવાબ આપ્યો, "અચ્છામાઈ" હમણાં જ હું એને સજીવન કરૂં છું. એમ કહી સંન્યાસીએ પોતાની ઝોળીમાંથી ભસ્મની એક પોટલી કાઢી, તેમાંથી થોડીક ભસ્મ પેલા મૃતદેહ પર છાંટી. ત્યારબાદ સંન્યાસીએ ડોશીમાને કહ્યું માઈ, હવે ચાંદીનો સવા રૂપિયો જોઈશે. તે મૂકીએ તો જ મંત્ર તેનું ફળ આપે. સંન્યાસીના આ શબ્દોથી ડોશીમા હરખઘેલાં થઇ ગયાં તે બોલી ઉઠ્યાં, કે રૂપિયાની પોટલી મેં રાખી મૂકી છે, તેમાંથી સવા રૂપિયો હમણાં જ કાઢી લાવું છું.

સંન્યાસી બોલ્યા, સબુર મૈયા, પહેલાં મારી વાત બરાબર સાંભળી લ્યો. આ કામમાં તમારા ઘરનું નાણું ન ચાલે, માટે બહાર જઇને કોઇના ઘરેથી સવા રૂપિયો માગી

લાવો અને એ સવા રૂપિયો પણ એવા ઘરનો જોઇશે કે જેને ઘરે કદાપિ કોઈ મરી ગયું ન હોય

દીકરો જીવતો કરવાની ધૂનમાં ને ધૂનમાં ડોશીમા ઊભાં થઈ ગયાં અને " હમણાં જ કોઈના ઘરેથી માગી લાવુ છુ " એમ કહી બારણા તરફ ચાલ્યાં

સંન્યાસીએ હાથ ઊંચો કરીને પૂછ્યું માઈ, યાદ રહ્યું ને? જુઓ ફરીથી સાભળો એમ કહી સંન્યાસીએ કહ્યું કે જેના ઘેર જઈ તમે સવા રૂપિયો માંગો, તેને જરૂર પૂછજો કે તમારા કુટુબમાં કદી કોઇ મૃત્યુ પામ્યુ નથી ને?" મૃત્યુ પામ્યુ જ હોય એ ઘરનો સવા રૂપિયો કામમાં નહિ આવે

ડોશીમાને દીકરાને જીવતો કરવાની તાલાવેલી લાગી હતી, એટલે સંન્યાસીના આ માર્મિક શબ્દોના જવાબમા માત્ર 'ભલે' કહીને તેમણે તો ઉતાવળા ઉતાવળા એકદમ પગ ઉપાડ્યા ઘર બહાર નીકળ્યાં પછી ડોશીમાને વિચાર આવ્યો, આ સવા રૂપિયા માટે મારે જાવુ કોના ઘરે? પેલા કરસનભાઈને ત્યાં તો હમણા જ એમની દીકરી મરી ગઇ છે, ચદાબહેનને ત્યાં એમના બાપા મરી ગયા છે, સુભદ્રાને ત્યા ય મરણ થયુ છે, રેવાકાકીને ત્યાં એનો દીકરો મરી ગયો છે, તો લાવ પેલા ત્રિભુવનભાઇને ત્યાં જાઉં એમનુ કુટુંબ ભર્યું ભાદર્યું છે

દીકરાને સજીવન કરવાના એક માત્ર ઉત્સાહમા ડોશી માની વિચાર શક્તિ કુંઠિત થઈ ગઈ હતી, તે તો ઝડપથી

ત્રિભુવનભાઈને ત્યાં પહોંચી ગયાં. એમને આવેલા જોઇને ત્રિભુવનભાઇ અજાયબીમાં ડૂબી ગયા, કારણ કે હમણાં જ તેમને આ ડોશીમાના દીકરાના મોતના માઠા સમાચાર મળ્યા હતા, અને પોતે ટ્રેનમાં જવાની તૈયારી કરતા હતા, ત્યાં તો એ દીકરાની જ માતાને પોતાને ઘેર આવેલી જોઇને એ અચંબો પામ્યા અને તેનું કારણ જાણવા માટે ઉત્સુક બની ગયા.

ઘરમાં પગ મૂકતાંની સાથે જ ડોશીમા બોલ્યાં ત્રિભુવનભાઈ એક સવા રૂપિયો જોઇએ છે. ત્રિભુવનભાઈએ કહ્યું માજી સવા રૂપિયો જ શા માટે? સવાસો રૂપિયા લઈ જાઓને, એટલે ડોશી માએ કહ્યું કે મારે સવાસોની જરૂર નથી ફક્ત સવા રૂપિયો જ જોઇએ છે. વિશેષમાં ડોશીમા સ્પષ્ટતા કરતાં બોલ્યાં કે મારો એકનો એક દીકરો મૃત્યુ પામતાં હું એના મૃતદેહ પાસે બેસીને રોતી હતી, તેવામાં ત્યાં એક સંન્યાસી આવી પહોંચ્યા, તેમણે મને કહ્યું કે, મરેલાને જીવતો કરવાનો મંત્ર હું જાણું છું, પણ તે મંત્ર વિધિમાં સવા રૂપિયાની જરૂર પડે છે અને તે પણ એવા સવા રૂપિયાની કે જેને ઘરે કદી કોઇ મોત ન થયું હોય એટલે એવો સવા રૂપિયો લેવા હું તમારે ઘેર આવી છું. ત્રિભુવનભાઈ તત્ત્વજ્ઞ હતા. સંન્યાસીની માગણીનો મર્મ એ સમજી ગયા. તેમણે ડોશીમાને કહ્યું ત્યારે તો મારા ઘરનો સવા રૂપિયો પણ તમારા કામમાં નહિ આવે મારા પિતાજીને ગુજરી ગયાને માંડ હજુ ચાર વર્ષ થયાં છે. માજી, એવું ઘર તો તમને ક્યાંય નહિ મળે કે જેના કુટુંબમાં કોઈને કોઈ મરી ગયું ન હોય. ત્રિભુવનભાઇના શબ્દોએ

ડોશીમાની આંખો ખોલી નાખી. તેઓ લાચાર બની ગયાં સમય પારખીને ત્રિભુવનભાઇ બોલ્યા, ચાલો હું તમારી સાથે જ આવું છુ.

પછી બન્ને જણા સંન્યાસી પાસે આવ્યાં સન્યાસીએ પૂછ્યું, કેમ માઈ સવા રૂપિયો લાવ્યાં કે? સંન્યાસીના આ પ્રશ્નનો ઉત્તર ડોશીમા પાસે નહોતો, એટલે જવાબમા તેમણે કહ્યુ મહારાજ, એવુ ઘર તો...એવું કુટુબ તો. ન જ મળ્યુ! કે જેના ઘરમાંથી કોઇ મર્યું ન જ હોય

તો નીચે બેસો માઇ! સંન્યાસી બોલ્યા, આ દુનિયામાં એવું કોણ છે કે જેને ત્યાં કોઇને કોઇ મૃત્યુ પામ્યું ન હોય? મારે તમારે અને સૌએ એક દિવસ પ્રભુના ધામમાં જવાનુ તો છે જ તમારો દીકરો વહેલો ગયો તમે મોડાં જશો, પણ વહેલા મોડા આપણે સહુએ મરવાનું છે જ. મૃત્યુ કોઇને પણ છોડતું નથી કુદરતનો આ સનાતન નિયમ છે, તો પછી તેમાં શોક શો? મૃતદેહ કાઇ ઘરમાં રખાય છે? એને ઘરમાં રાખીએ તો એ ગધાવા માંડે. એને તો અગ્નિદાહ દીધે જ છુટકો, માટે નાતીલાઓને મૃતદેહ લઈ જવા દો. આપણા બધાનો દેહ પણ ક્ષણભગુર જ છે. ડોશીમાના મગજમા આ ઉપદેશ સચોટ રીતે ઉતરી ગયો. જીવનની ક્ષણભગુરતાનુ તેમને ભાન થયુ, તેમણે મૃતદેહને સ્મશાનગૃહે લઇ જવા દીધો. સન્યાસી બાપજીએ પોતાની મેળે આખો ખોલી અને આ અસાર સંસારનું ભાન કરાવ્યું તે બદલ ડોશીમાએ સંન્યાસીનો ખૂબ ખૂબ આભાર માન્યો.

આ દૃષ્ટાંતનો સાર એ છે કે જે જન્મે છે તેને મોડા યા વહેલા મરવું પડે છે. જન્મ લીધા પછી મોતનો શોક કરવો, કે મોતથી ડરવું એ મોહ કે અજ્ઞાનની નિશાની છે. જ્ઞાની ભગવંતો તો કહે છે કે મોતને ટાળવું હોય તો જન્મને ટાળો–જન્મને જીતો.

જન્મને જીતવા માટે પરમાત્માની ભક્તિમાં જીવનને ઓતપ્રોત બનાવી દ્યો. દોષોને દૂર કરીને આત્માના ગુણોને પ્રગટ કરો. મૃત્યુને કોઈ અટકાવી શકતું નથી. તે માટે કહ્યું છે કે

> રાજારાણા છત્રપતિ, હથિયન કે અસવાર;
> મરવું સર્વને એક દિન, અપની અપની વાર.

માટે મૃત્યુનો શોક ન કરવો જોઈએ, પણ ફરીવાર જન્મવું ન પડે એવી ધર્મકરણીમાં મન–વચન–કાયાને જોડી દેવા જોઈએ, એટલે મૃત્યુ સુધરી જાય અને મૃત્યુને સુધારવું એ જ મૃત્યુને જીતવાનો ઉપાય છે.

એક ગુજરાતી કવિ પણ સાચું જ કહે છે કે–

> જે ઉગ્યું તે આથમે, ખીલ્યું તે કરમાય;
> એહ નિયમ અવિચલ સદા, જે જન્મ્યું તે જાય.

માટે મરણનો વૃથા શોક છોડીને માણસે મરણને સુધારવા પ્રયત્ન કરવો જોઈએ, અને તેનો ઉપાય ધર્મકરણી છે, તે માટે પરમાત્માને ખૂબ ખૂબ ભજવા જોઈએ.



# ૮ મંત્રીનો ન્યાય

ધનલાલસા ભયંકર છે, ધનનો સગો કોઈનો સગો થતો નથી. ધન માટે સગા બાપને પણ હડધૂત કરતા એ અચકાતો નથી. ધનનો રાગ એ એક એવો રોગ છે કે, જેને તે લાગુ પડે તે માણસ ખાવું પીવું બધું જ ભૂલી જઈને એક માત્ર ધનનો લવારો કર્યા કરે છે. સામાજિક નિયમો અને ધર્મના સિદ્ધાંતોને પણ એ ઠુકરાવી દે છે.

ધનના લોભીને સગા ભાઈઓની સામે પણ કોર્ટમાં જતાં આંચકો આવતો નથી પોતાના ઉપકારી પિતાને ભાડતા પણ તે અચકાતો નથી ધનરાગ માનવીને કેવો ચગડોળે ચડાવે છે, તેનો સચોટ ખ્યાલ 'મંત્રીનો ન્યાય' નામનું આ દૃષ્ટાંત કરાવે છે

---

ધનવાન એક શેઠ હતા. એમને ત્રણ દીકરા હતા. તેમાંના બે દીકરા તો બાપનું નામ અજવાળે એવા હતા પણ ત્રીજો દીકરો વંઠેલ હતો એ વધારે પડતા લાડકોડમાં ઉછરેલો હતો તેથી કુછંદે ચડીને બગડી ગયો હતો.

તેને સુધારવા માટે પાછળથી શેઠે ઘણા પ્રયત્નો કર્યા પણ કૂતરાની પૂંછડી વાંકી તે વાંકી જ રહે તે જેમ કોઈ દિવસ સીધી થતી નથી તે જ પ્રમાણે લાડમાં ઉછરેલો શેઠનો આ ત્રીજો દીકરો ન સુધર્યો તે ન જ સુધર્યો

શેઠનો અંતકાળ નજીક આવી પહોંચ્યો એમને થયું, ઓહો ! મારી અઢળક મિલ્કતમાથી મારા ત્રીજા દીકરાને

ભાગ મળશે તો એ વધારે વંઠી જશે, કેમકે અઢળક ધન હાથમાં આવે ત્યારે દુર્ગુણી માણસ શું નથી કરતો ? બધા જ પાપ કરે છે અત્યારે એનાં લક્ષણો જોતાં એ અભિમાનથી અક્કડ બની ગયો છે. તેને ગમે તેટલી શિખામણ આપવામાં આવે તો પણ એ પોતાના હિતની વાતને સાંભળે એમ નથી. તેમ પોતાની દુષ્ટ પ્રવૃતિથી પાછો વળે એમ જણાતું નથી. તેથી એના હાથમાં ધન આવશે તો તે પોતાનું વધારે અહિત કરી બેસશે. તેથી તેના હિતની ખાતર મારા મરતાં પહેલાં હું વસિયતનામું કરતો જાઉં અને ત્રીજા દીકરાને મારી મિલ્કતના વારસા હકમાંથી બાકાત રાખતી કલમ તેમાં લખી દઉં, કે જેથી એનું વધારે અહિત થતું અટકી જાય. એમ વિચારીને શેઠે તે પ્રમાણે વસિયતનામું કર્યું અને પછી થોડા જ દિવસોમાં તેમની આંખ મીંચાઇ ગઇ. યથાસમયે શેઠની મરણોત્તર વિધિ પતી ગઇ.

પછી બધા ભાઇઓ વસિયતનામાનું પરબીડિયું ખોલીને વાંચવા બેઠા, વસિયતનામામાં ત્રીજા ભાઈને મિલ્કતમાંથી સંપૂર્ણ બાકાત રાખવામાં આવ્યો છે, એ જાણીને ત્રીજો ભાઈ ચીડાઈ ગયો. તેણે વિચાર્યું કે હવે ભાઇઓ પાસે ભાગ માગીશ તો તેઓ સ્પષ્ટ ઇન્કાર કરવાના જ, માટે એમની પાસે શા માટે માગણી કરવી ? શા માટે રાજાજીના દરબારમાં ધા ન નાખવી ? એમ વિચારીને નાનો ભાઈ રાજદરબારે ગયો, ત્યાં પોતાની હકીકત રજૂ કરી.

ન્યાયનું કામ રાજાના મંત્રી કરતા હતા. આ મંત્રી બહુ ચતુર તેમ જ દીર્ઘ દૃષ્ટિવાળા હતા. તેમણે બધી જ હકીકત સાંભળી લીધી પછી અરજદાર નાના ભાઈને કહ્યુ. હું તમારા ભાઇઓ પાસેથી વસિયાતનામુ મંગાવીને વાંચી જોઉં છું વળી બીજી રીતે પણ તપાસ કરીશ ત્યારબાદ છેવટનો ન્યાય આપીશ

નાનોભાઇ વિદાય થયો. મંત્રીએ વસિયાતનામુ મંગાવ્યુ બારે ઝીણવટથી તે વાચ્યુ વળી શેઠની અવકૃપા નાના દીકરા ઉપર કેમ ઉતરી તે પણ બરાબર જાણી લીધુ. ત્યારબાદ નિર્ણયના છેલ્લા પગલાં તરીકે તેમણે એક અવનવુ પગલુ લીધુ

શેઠના દીકરાઓ પાસે તેમણે શેઠની મોટી સાઇઝની એક છબી મંગાવી એ છબી તેમણે પોતાના બેઠક ખંડમાં એક-ટેબલ ઉપર ગોઠવી પછી પોતાનું કાર્ય શરૂ કર્યું

છબીવાળા ખંડમાં પ્રથમ તેમણે શેઠના મોટા દીકરાને બોલાવ્યો મોટો દીકરો આવ્યો મોટો દીકરો આવ્યો એટલે મંત્રીએ તેને કહ્યું ભાઈ, અમે ન્યાયશાસ્ત્રની પોથી ઉથલાવી છે, અને તે અનુસાર વર્તીએ છીએ તે અનુસાર તને કહેવાનુ છે કે જો તારે તારા પિતાની મિલ્કતમાંથી ભાગ જોઇતો હોય તો એક કામ કર પેલું ખાસડુ ઉપાડી લે, અને તારા પિતાની આ છબીને માર મંત્રીની આ વાત સાંભળીને મોટો દીકરો ચોંકીને બોલી ઉઠ્યો "શું મારા પિતાની છબીને હુ ખાસડું મારું ?"

હા, એમાં શુ ? મંત્રીએ કહ્યુ, આ કયાં હાજરા હજૂર તારા પિતા છે ? આ તો નિર્જીવ છબી છે.

કહ્યું, ભાઇ, અમે ન્યાયશાસ્ત્રની પોથી ઉથલાવી છે અને તે અનુસાર વર્તીએ છીએ તે અનુસાર તને કહેવાનું કે જો તારા પિતાની મિલ્કતમાંથી તને ભાગ જોઇતો હોય તો એક કામ કર પેલુ ખાસડું ઉપાડી લે અને તારા પિતાની આ છબી પર માર મ ત્રીના આ શબ્દો ત્રીજા દીકરાએ ઠડે કલેજે સાભળી લીધા. આ શબ્દો સાંભળીને તેને કોઈ આઘાત ન પહોંચ્યો અને માત્ર કુતૂહલથી પૂછ્યુ કે આમ કરવાનો હેતુ શું છે ?'

મંત્રીએ કહ્યું કે "અમારી ન્યાય પોથીમા કહ્યું છે તે પ્રમાણે અમે કરીએ છીએ તુ છબીને ખાસડુ માર એટલે પ્રશ્ન ઉકલી જાય.

ઓ હો ! એમાં શુ ? લ્યોને એકને બદલે બે ખાસડા મારૂ ! આમ પણ એ ડોસાએ મને અન્યાય જ કર્યો છે. પિતા તરીકેની પોતાની ફરજ બજાવી જ નથી આમ કહી એ વ ઠેલ છોકરાએ પોતાના પિતાની છબીને બે વાર ખાસડાં માર્યાં વંઠેલ છોકરો કેવો હોય તેનો સચોટ દાખલો આ છોકરાએ પૂરો પાડ્યો

મ ત્રીએ કહ્યુ કે, હવે તું જા અમે ન્યાય કરીશું ત્યારે તને બોલાવીશુ નાનો દીકરો પણ વિદાય થયો. તે પછી યથાસમયે રાજદરબાર ભરાયો તે દિવસે શેઠની મિલ્કતની વહેંચણીનો ન્યાય જાહેર કરવાનો હતો તેથી પ્રજાજનોથી સભાખ ડ પણ ચિક્કાર ભરાઈ ગયો હતો. કારણ કે સ્વાભાવિક રીતે આવી વાતોમા લોકોને વિશેષ કુતૂહલ થાય છે

મહારાજા પોતે પણ ચુકાદો આપવા ઉત્સુક હતા. જો કે તેમને તેમના મંત્રીમાં ભારે વિશ્વાસ હતો, છતાં તેઓ આ કેસનો કેવી રીતે ન્યાયપૂર્ણ નિકાલ કરે છે, તે જાણવાની તેમની ઇંતેજારી હતી. કારણ કે કેસ ખૂબ જ અટપટો હતો, શેઠના ત્રણે દીકરાઓ પણ રાજસભામાં હાજર હતા.

મંત્રી ઊભા થયા પોતે ન્યાય માટે શી યુક્તિ અજમાવી હતી તેનું તેમણે મુદ્દાસર સુંદર વર્ણન કર્યું, પછી જાહેર કર્યું, જે દીકરાને પોતાના પિતા માટે માન ન હોય તે સાચે જ કપુત્ છે, પિતાની મિલ્કત ઉપર તેનો કોઇ હક હોઈ શકે જ નહિ, સદ્ગત શેઠજીએ જે વસિયતનામું કર્યું તે પૂરો વિચાર કર્યા પછી જ કર્યું છે, માટે હું આથી ઠરાવું છું કે તેમની મિલ્કત તેમના મોટા અને વચેટ દીકરાને અડધો અડધ મળે જ્યારે નાના દીકરાને તેમાંથી કાંઈ ન મળે. મંત્રીશ્રીના વ્યાજબી ન્યાયથી પ્રજાજનો ખુશ થઈ ગયા અને રાજસભા વિખરાઈ ગઈ.

પણ પેલા બે દીકરાઓ મિલ્કતના માલિક બનીને બેસી ન રહ્યા. તેમણે પોતાના નાનાભાઇને પોતાની પાસે બોલાવ્યો ન્યાયનો ચુકાદો પોતાની વિરૂદ્ધ થવાથી નાનાભાઇનો ચહેરો ઉદાસ બની ગયો, નાનાભાઇના નિરાશા ભરેલા ચહેરા સામે જોયું તો તેમને નાનાભાઇના હૃદયમાં પોતાની યુવાનીના મદમાં થયેલ ભૂલોનો કાંઇક પસ્તાવો થયેલ જોવામાં આવ્યો. તેથી બન્ને ભાઇઓએ નાનાભાઇને કહ્યું, ભાઈ! પિતાજીની મિલ્કત લઇને અમે બે બેસી રહીશું નહિ, પણ તેના કુલ

ત્રણ ભાગ કરીને એક ભાગ તને આપીશુ પણ તને અમારી એક વિન'તિ છે કે, તારા આચરણથી પિતાજી ખૂબ જ નારાજ હતા, તેથી તારા આચરણને હવે તું સુધારજે આથી પિતાજીનો આત્મા જ્યાં હોય ત્યાં શાંતિ પામે.

બ'ન્ને ભાઈઓની આવી ઉદારતા અને આવો અપૂર્વ ત્યાગ જોઈને નાના ભાઈને મનમા વિશેષ પશ્ચાત્તાપ થયો તેનુ' હૃદય ભરાઈ આવ્યુ આંખમા આસુઓ ઉભરાવવા લાગ્યા. અને તેણે પોતાના બન્ને વડીલ બધુઓના પગમા માથુ ઝૂકાવી દીધુ ગળગળો થઈને તે બોલ્યો ભાઈ, મને માફ કરો. મારી ભૂલોનો કોઈ પાર નથી તેનો મને હવે ખૂબ જ પસ્તાવો થાય છે પિતાજીને એમના જીવન દરમ્યાન હુ' દુ ખી કરતો રહ્યો તેનો મને અત્યારે ભારે અફસોસ થાય છે. આજથી હુ પ્રતિજ્ઞા કરૂ' છુ કે આજની આ ઘડીથી જ હુ' મારા આચ-રણને સુધારવા અવશ્ય પ્રયત્ન કરીશ આ રીતે પછી ત્રણેય ભાઈઓ સલાહસપથી સુખેથી રહેવા લાગ્યા

આ છે બન્ને ભાઈઓની ઉદારતાનો પ્રભાવ! ઉદારતા પૂર્વક આચરણથી ભલભલા પ્રાણીઓ વશ થાય છે

આ વાર્તાનો સાર એ છે કે સારૂ આચારણ એ માન-વીનુ' સાચુ' ધન છે ખરાબ આચારણવાળાને ધન આપવાથી તે માણસ વધુ બગડે છે અને સમાજમાં દુરાચારની વધુ દુર્ગ'ધ ફેલાવે છે માત-પિતા આદિ ઉપકારીઓની સેવા કરીને તેમની કૃપા મેળવવાને બદલે તેમને રજાડીને તેમની મિલ્કત મેળવવાની લાલસા રાખવી તે કપુતનુ' લક્ષણ છે

આ વાર્તા એ સત્ય પણ રજૂ કરે છે કે લૌકિક ન્યાય કરતાં પણ ઉંચો લોહીનો સંબંધ અને માનવતાનો નાતો છે. કાયદાએ બન્ને મોટા ભાઈઓને પોતાના પિતાની મિલ્કતના હકદાર ઠરાવ્યા છતાં એમણે પોતાના ત્રીજાભાઈને સંભાળ્યો પણ એના વંઠેલપણાને આગળ કરીને મિલ્કતમાંથી એને બાકાત ન રાખ્યો. આવો સ્વાર્થ ત્યાગ અને આવી ઉદારતા ચમત્કારિક પરિણામ લાવે છે. અજમાયશ કરીને તેનો અનુભવ લઈ શકાય છે. ધનના રાગે અનેકનાં ધનોત–પનોત કાઢી નાખ્યાં છે. જ્યારે ધનના ત્યાગે અને કુટંબોમાં એકસંપી સ્થાપીને મંગલમય વાતાવરણ સર્જ્યું છે. બીજા માટે ઘસાઇ છૂટવામાં જે મજા છે. તો સૌ કોઇ અમલમાં મૂકે અને અનુભવ લેતા થાય.



# ૯ ધન્યગુણી ધન્યગુણાનુરાગી ! ! !

ગુણાનુરાગી જીવ પરના ગઈ જેટલા ગુણને પણ પર્વત જેટલો મોટો કરીને જુએ છે, જાણે છે, તેમ જ વખાણે છે. જ્યારે ગુણદ્વેષી જીવ પરના પ્રગટ ગુણની પ્રશંસા કરવાને બદલે દ્વેષથી પ્રેરાઇને તેમાં પણ દોષનો મિથ્યા આરોપ કરીને ફૂલાય છે. "એમ કે, મે ફલાણાના દોષને ઉઘાડા પાડીને સમાજમાંથી એક ઢોંગીને ઓછો કર્યો"

ગુણ ઉપરના રાગ, દ્વેષને વર્ણવતી આ વાર્તા, એક ચિત્તે-વાચવા-વિચારવાથી ગુણનો રાગ કેળવવાની અને દોષના દ્વેષનો સુસંસ્કાર ખીલવવાની સુંદર યુક્તિ આપણને મળી શકશે.

પૂર્વ કાળમાં-પાંચ ઇન્દ્રિયોને પોતાના અંકુશમાં રાખનારા, તપશૂરા, જ્ઞાન-સમુદ્રમાં નિરંતર સ્નાન કરનારા, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનું અપ્રમત્તપણે પાલન કરનારા મહાન એક મુનિરાજ થઇ ગયા. તે મુનિરાજ એક વખત ઈર્યો-સમિતિનું રૂડી રીતે પાલન કરતા એક શ્રાવિકાને ત્યાં વહોરવા ગયા. સ્થિર મનવાળા તે મુનિરાજે 'ધર્મલાભ' પૂર્વક ઘરમાં પ્રવેશ કર્યો. 'ધર્મલાભ' શબ્દ સાંભળીને ઘરની ધણીઆણી રસોડામાંથી તરત બહાર આવી અને બે હાથ જોડી, માથુ નમાવીને બોલી, "પધારો મુનિરાજ! લાભ આપો" પણ તેટલામાં તો તે મુનિરાજ ગોચરી વહોર્યા સિવાય જ તે ઘરમાંથી બહાર નીકળી ગયા.

પંચ મહાવ્રતના પાલક એક મુનિરાજ પોતાને ત્યાંથી ગોચરી વહોર્યા સિવાય જ પાછા ફરી ગયા તેથી શ્રદ્ધાવાન તે ગૃહિણી અપાર ખેદ અનુભવવા લાગી, તેનો ચહેરો ઉદાસ બની ગયો અને તેની આંખોમાં આંસુ ઉભરાઈ આવ્યાં. ઘરના બારણામાં ઊભી ઊભી પોતાના ભાગ્યને દોષ દેવા લાગી.

ઘેર આવેલા મુનિરાજને ગોચરી વહોરાવવાનો લાભ ન મળ્યો તેનો અફસોસ કરતી સ્ત્રી પોતાના બારણામાં ઊભી હતી, તેવામાં તેને ઘેર ગુણુ ઉપર રાગવાળા છતાં મુનિ ધર્મ પાળવામાં અશક્ત એવા મુનિ આવી ચઢ્યા શ્રાવિકા તો મુનિને જોઇને રાજી થઈ અને વહોરાવવા યોગ્ય વસ્તુઓ હોંસે-હોંસે વહોરાવવા લાગી. મુનિએ પણ હા-ના કર્યા સિવાય તે વસ્તુઓ સ્વીકારી લીધી. બે સાધુઓ વચ્ચેનો આ તફાવત જોઇને શ્રાવિકા વિચારવા લાગી કે, 'પહેલા સાધુ તો મારા ઘરમાં આવીને પણ ગોચરી લીધા સિવાય જ પાછા ફરી ગયા હતા, જયારે આ સાધુએ તો કશી આનાકાની સિવાય ગોચરી વહોરી લીધી.' બે સાધુઓ વચ્ચેનો આ તફાવત જોઇને તેનું મન ચગડોળે ચઢ્યું, મનના સમાધાન માટે તેણે પોતાના ઘરમાં ઊભેલા સાધુને હાથ જોડીને પૂછ્યું, "હે ભગવંત આપને માઠું ન લાગે તો એક પ્રશ્ન પૂછું" સાધુએ કીધું, "બહેન નિઃસંકોચપણે જે પૂછવું હોય તે પૂછો."

શ્રાવિકાએ વિવેકપૂર્વક પૂછ્યું, "આપના પહેલા આપના જેવાજ એક મુનિરાજ મારે ત્યાં પધાર્યા હતા, પરંતુ મેં આપવા માંડેલ ગોચરી તરફ ફક્ત નજર કરીને વહોર્યા

સિર્વાય જ પાછા ફરી ગયા, તેમના ગયા પછી આપ આવ્યા, અને આપે તે જ ગોચરીનો સ્વીકાર કર્યો તો તમારા બે વચ્ચે અટલા મોટા અંતરનુ જે કારણ હોય તે જણાવવાની કૃપા કરો” ગુણાનુરાગી મુનિએ કહ્યું, બહેન! તે મુનિ-રાજ તો પ્રાણીઓની રક્ષા કરવામા સદા તત્પર, શરીરની મમતાથી મુક્ત સમિતિ ગુપ્તિ ધારી મહા મુનિરાજ હતા આ દેહ ધર્મ કરવાનુ એક સાધન છે, તેમ સમજીને તેને ટકાવી રાખવા પૂરતો લૂખો—સૂકો આહાર ગ્રહણ કરે છે, અને તેવા દોષરહિત આહાર ને પણ વખાણ્યા કે વખોડીયા સિવાય નિર્મમ ભાવે તેઓ વાપરે છે, વળી હે ભાગ્યવાન સ્રી! તારે ઘેરથી ભીક્ષા લીધા વિનાજ કેમ પાછા ફર્યા તે સાંભળ તારાં ઘરનુ બારણું નીચુ હોવાથી, અંધારામાં ખોરાકની દોષ રહિતતાની પૂરેપૂરી ચકાસણી થઈ શકે નહિ એટલે આહાર લીધા વિના જ તારે ત્યાંથી પાછા ફર્યા છે

ત્યારે આપે તેવો આહાર શા માટે ગ્રહણ કર્યો? તેમ તે શ્રાવિકાએ પૂછવાથી તેમણે કહ્યુ કે, “હે કલ્યાણી! હવે તેનુ કારણ પણ તુ જાણી લે. મે વેષ તો ધારણ કર્યો પણ પુરેપુરૂ પાલન કરતો નથી તેથી હુ વેષધારી સાધુ છું. એટલે અત્રે પધારેલા મુનિરાજ સાથે મારી સરખામણી કરવી એ તો સિંહ સાથે શિયળની સરખામણી કરવા બરાબર છે. ક્યા સિંહવૃત્તિના નિઃસ્પૃહી એ મુનિરાજ અને ક્યા વેષધારી હુ સૂર્ય અને આગીઆ વચ્ચે જેટલુ અંતર છે તેટલુ અંતર તેમના અને મારી વચ્ચે છે. આમ કહીને મુનિ વિદાય થયા

મુનિના ગયા પછી તે શ્રાવિકા વિચારવા લાગી કે, **વેષધારી છતાં ગુણાનુરાગી આ મુનિની નિખાલસતા ખરેખર અનુમોદનીય છે.** પોતાના દોષની સ્વમુખે જાહેરાત કરનારા તેમ જ પરના ગુણોની પ્રશંસા કરનારા આવા આત્માઓ વિરલ હોય છે. પહેલા મુનિરાજ તો સાચે જ ગુણના ભંડાર હતા. એટલે તો દોષનો સંશય થતાં ગોચરી લીધા સિવાય જ પાછા ફરી ગયા અને એક શબ્દ પણ બોલ્યા નહિ એટલે એમની સમતા તો અનુમોદનીય છે જ. પરંતુ પાછળથી આવેલા વેષધારી મુનિની પણ ગુણગ્રાહી દૃષ્ટિ એટલી જ અનુમોદનીય છે આવા આત્માઓ આ દુનિયામાં ક્યાંક જ જોવા મળે છે. ધન્ય છે પ્રથમના ગુણી મહાત્માને અને ધન્ય છે. આ ગુણાનુરાગી મહાત્માને! ખરેખર એ બન્ને ધન્યવાદને પાત્ર છે.

આ અરસામાં ત્રીજા એક સાધુ આ શ્રાવિકાને ત્યાં ભિક્ષા માટે આવ્યા. શ્રાવિકાએ તેને અન્ન-પાણી વહોરાવ્યાં. કશી પૂછગાછ-સિવાય સાધુએ તે વહોરી લીધાં એટલે શ્રાવિકાએ વેષધારી છતાં ગુણાનુરાગી સાધુને જે પ્રશ્ન કર્યો હતો, તે જ પ્રશ્ન તેમને પૂછયો. એટલે તે સાધુએ ધૃષ્ટતાથી જવાબ આપ્યો કે, હે ભદ્રે! એ બંને સાધુને હું સારી રીતે ઓળખું છું. એ બંને આપ વડાઇના ઈચ્છુક છે. તેમાં પહેલો છે તે [illegible] છે એટલે ઊંચી સાધુતાનો ડોળ કરીને એ લો[illegible] છેતરે છે તેમ જ માન મેળવતો રહે છે. [illegible] પોતાના દોષો રજુ કરી, નિખાલસતાની [illegible]ાતાના પેટનો ખાડો પુરે છે, પરંતુ એ

બંને વાસ્તવમાં દંભના દરિયા જેવા છે. તેમના જીવનમાં સાધુતાનો અંશપણ નથી, પરંતુ હે જિજ્ઞાસુ બહેન! હુ તો દંભનો પાકો દુશ્મન છું પ્રપંચ રહિત જીવનનો આરાધક છું. મળે તે આહાર ગ્રહણ કરૂ છુ પણ આમાં આ દોષ છે અને તેમાં ફલાણો દોષ છે, એમ કહી શ્રદ્ધાળુ માણસો આગળ સાધુતાનો ડોળ ઊભો કરતો નથી. શરૂ શરૂમા આ કપટ-કળાનો આશય લઈને મે પણ અનેક ભલા માણસોને છેતરેલા, તેમ જ તેમના ઉપર મારી મોટાઈની છાપ પાડીને તેમની પાસે અનેક કામો કરાવેલા પરંતુ તે કપટ કળામાં કઈ સાર ન જોતા તેને છોડી દઈને હવે હું સરળતાપૂર્વક જીવન જીવું છુ, અને વાતવાતમાં શુદ્ધિ – અશુદ્ધિની પીંજણમાં હુ પડતો નથી, આમ કહીને તે મુનિ ચાલતા થયા

મુનિના ગયા પછી શ્રાવિકા વિચારવા લાગી કે "આ કઈ જાતના સાધુ છે? ગુણદ્વેષથી ભારોભાર ભરેલા તેના શબ્દો મારે સાંભળવા પણ ન હોતા જોઈતા પોતાના અવગુણને ઢાંકવા એણે બીજા ગુણીને પણ અવગુણી ચિતરીને તો હદ કરી નાંખી ગુણના ભંડાર સમા પહેલા સાધુ ક્યાં? વેષધારી છતાં ગુણાનુરાગી બીજા સાધુ ક્યાં? અને દોષના દરિયા જેવો આ ત્રીજો સાધુ ક્યાં? અરે ગુણના દ્વેષથી ભરેલા આવા ભારે કર્મી જીવો તો પણ પોતાના દોષથી 'સાધુ' શબ્દની લાઘવતા કરાવે છે, હે નાથ! મને આવી દોષ દૃષ્ટિથી બચાવ જે."

કહેવાનું તાત્પર્ય એ છે કે સાચા ગુણવાન તેમજ ગુણાનુરાગી આત્મા આ દુનિયામાં દુર્લભ છે આ દુનિયાના મોટા ભાગના જીવો તો સ્વ પ્રશંસામાં જ રાચતા હોય છે, પરંતુ જેમને સદ્ગુણી બનવું છે, દુર્ગુણોને દેશવટો દેવો છે, તેવા માણસોએ પરના નાનકડા ગુણને મોટો કરીને ચિતવવો જોઇએ અને પોતાના નાનકડા પણ દોષને મોટો કરીને ચિંતવવો જોઇએ. જેઓ પોતાના નાના પણ દોષને છુપાવે છે, અથવા 'એમાં શું થયું ? એતો એમ જ ચાલે' એવું બોલીને એ દોષની ઉપેક્ષા કરે છે, તેમની દશા જહાજમાં પડેલા નાના છિદ્રની ઉપેક્ષા કરનારા નાવિક જેવી જ થાય છે.

ઝેર તો શેર હોય તો પણ ખરાબ અને રતિભાર હોય તો પણ ખરાબ તેને તો બહાર ફેંકી દેવું જ પડે તેમ નાનકડા દોષની પણ ઉપેક્ષા ન જ કરાય નહિતર આત્માનું ભારે અહિત થાય.

પોતાના દુષ્કૃતની નિંદા તેમજ સ્વપરના સુકૃતોની મન-વચન-કાયાથી અનુમોદના એ જીવનને સદ્ગુણી બનાવવાનો રાજમાર્ગ છે.

આ માર્ગ પર ચાલીને આપણે સહુ પરમ સુખના ભાગી બનીએ.



## ૧૦ સિકંદરનાં ફરમાન

લોભને થોભ નથી આશા તૃષ્ણાનો અંત નથી આયુષ્ય ઘટતુ જાય છે તો પણ તૃષ્ણાને ઘડપણ આવતું નથી. આશા-તૃષ્ણા તો સદા યુવાન જ રહે છે ધનનો લોભ માનવી પાસે ન કરવાના પાપો કરાવે છે, તો પણ એ ધન છોડીને જ માનવીને મરવુ પડે છે. ગમે તેવા પાપ કરીને એકઠું કરેલુ ધન પણ માણસ પોતાની સાથે લઇ જઈ શકતો નથી રંક કે રાય સહુ કોઈને એક દિવસ મરવાનુ છે જ. તો પછી મરતી વખતે પણ જે સાથે આવે એવા ધર્મની કમાણી માણસે પોતાના જીવનમા કરવી જોઈએ તે જ સાચી કમાણી છે. જેનાથી જીવન અને મોત બગડે એવા ધનરાગ-કામરાગ કે સત્તારાગથી, માણસે બચવુ જોઇએ તેમાંય ધનરાગ તો ખૂબ જ ભયંકર છે. ધનનો આંધળો રાગ ભલભલા મહારથીને પણ કેટલી હદે ગબડાવે છે તે વાત "સિકંદરના ફરમાન" નામનું આ દૃષ્ટાંત વાચવાથી સમજી શકાય એમ છે

સિકંદર નામે મોટો એક બાદશાહ થઈ ગયો. એનું રાજતંત્ર ઘણુ જ જુલ્મી હતું આમ તો તેને ધનનો અપાર લોભ હતો. પ્રજા પાસેથી નાણાં કેમ ખૂચવી લેવા તેના જ વિચારમાં તે રાત-દિવસ રચ્યો પચ્યો રહેતો હતો.

લોકોના પરસ્પરના વહેવારમાં પણ ચલણી નાણું ફરતું ન રહેવું જોઇએ તેને માટે પણ તેણે એક યુક્તિ રચી. ચલણ માટે ચામડાના સિક્કા તૈયાર કરાવ્યા અને ધાતુના જે સિક્કા ચલણમાં ફરતા હતા તે રાજ્યની તિજોરીમાં જમા કરાવી દેવાનું ફરમાન કર્યું. રાજ્યમાં ખળભળાટ મચી ગયો પરંતુ શાહી ફરમાન એટલે શું થાય?

બિચારા પ્રજાજનો! તેઓ પોતાની પાસેના ધાતુના તમામ સિક્કાઓ રાજ્યની તિજોરીમાં જમા કરાવીને ચામડાના સિક્કા બદલાવી જવા લાગ્યા. રાજ્યમાં પણ ચામડાના સિક્કાનું ચલણ શરૂ થઇ ગયું. ચામડાના સિક્કા ન હોય તો કોઇ વેપારીએ કોઈપણ ચીજ આપવી નહિ. એવો હુકમ થઇ ગયો. થોડા વખતમાં જ પ્રજાજનો પાસેના ધાતુના તમામ સિક્કાઓ રાજયની તિજોરીમાં ઘસડાઈ ગયા.

પણ સિકંદર જેનું નામ! એને થયું કે કોઈની પાસે ધાતુનો એક સિક્કો પણ રહી જવો ન જોઇએ. તેથી રહ્યાસહ્યા મેળવી લેવા માટે તેણે એક યુક્તિ કરી. પાટનગરના ભરબજારમાં તેણે એક ઉંટ અને એક રૂપસુંદરીને ઊભાં રાખ્યાં. પછી જાહેરાત કરાવી કે જે કોઇ વ્યક્તિ ધાતુનો માત્ર એક જ સિક્કો આપશે તેને આ ઊંટ અને રૂપસુંદરી બંને આપવામાં આવશે. ઘણા પ્રજાજનો લોભામણી આ જાહેરાતથી લલચાઈ જવા લાગ્યા, પરંતુ ધાતુનો સિક્કો લાવે ક્યાંથી? બધા ઊંટ અને રૂપસુંદરીને જોઈ જોઇને વિખરાઇ જવા લાગ્યા.

તેવામાં એક યુવાન ત્યાં આવ્યો. ઊંટ અને રૂપસુંદરીને જોઈ તે લોભાઈ ગયો સુંદરી તો અતિ સ્વરૂપવાન હતી જ વળી એ જમાનામાં ઊંટની પણ કિંમત હતી. યુવાન ઘેર દોડ્યો એની માને બધી વાત કરી પછી કહ્યુ કે મા, ગમે એમ કરીને તુ મને એક સિક્કો આપ માતાએ કહ્યુ, બેટા સિક્કો કયાંથી લાવુ ? રાજ્યે બધા સિક્કા પાછા ખેંચી લીધા છે. વળી ધાતુના સિક્કાનુ ચલણ પણ નહિ તેથી કદાચ છાનોમાનો ય સ ઘરીએ તો પણ શું કામ આવે ?

યુવાને કહ્યુ, 'મા, તારા બધા પેટી પટારા જોઈ નાખ અને ગમે ત્યાંથી એક સિક્કો ખોળી કાઢ ઊંટ અને સુદરી મેળવવા માટે મારો આત્મા તલપાપડ થયેલો છે તુ એક સિક્કો નહિ શોધી આપે તો હુ મારા પેટમાં છરીને મારીને મરી જઈશ.

આ તો મા નો જીવ! દીકરાની મનોવેદના એ કેવી રીતે સહન કરી શકે! બહુ વિચાર કરતાં કરતા તેને યાદ આવ્યું અને દીકરાને ધીમે સાદે એ કહેવા લાગી. "બેટા તારા બાપુને કબરમાં દાટેલા ત્યારે તેમના મોંમાં એક સિક્કો મૂકેલો......."

જુવાનને ફાવતી વાત જડી ગઈ કોદાળી લઈને તે પિતાની કબર પાસે ઉપડ્યો અને કબર ખોદીને તેણે સિક્કો મેળવી લીધો પછી બજારમા આવીને તેણે જ્યા ઊંટ અને રૂપસુ દરી વેચાતા હતા ત્યા તે સિક્કો રજૂ કર્યો શરત પ્રમાણે તેને ઊંટ અને રૂપસુ દરી સોપી દેવામા આવી. બ નેને લઇને તે પોતાને ઘેર આવ્યો

આ બાજુ સિકંદરના ગુપ્ત બાતમીદારોએ સિકંદરને આ સમાચાર આપ્યા. તે તો આવા કોઈ સમાચારની રાહ જ જોતો હતો તેણે તરત જ પેલા જુવાનને પકડી મંગાવ્યો. એને પૂછપરછ કરી તે ઉપરથી જાણવા મળ્યું કે તે કબર ખોદીને સિક્કો લઈ આવ્યો છે.

આ તો રાજા વાજાને વાંદરા! એમના કરતુકનો પાર ન આવે. તેણે તમામ કબરો ખોદી નાખીને બધા જ સિક્કા મેળવી લેવાનો હુકમ કર્યો તે દેશમાં એવો રિવાજ હતો કે વ્યક્તિને દાટતી વખતે મોંમાં સિક્કો મૂકાય.

બાદશાહનો હુકમ એટલે હુકમ. પછી તે અઘટિત હોય તો ય તેનું પાલન કરવું પડે. તમામ કબરો ખોદી નાખવામાં આવી, આમ રાજાએ બધા સિક્કાઓ પોતાને હસ્તક કર્યા સિકંદરની ધન-તૃષ્ણાની ધૂનનું આ પરીણામ હતું.

એની આ ધન-તૃષ્ણા તો ઘરડી ન થઈ પણ એના આયુષ્યના દિવસો ભરાઈ ચૂકયા અને એને જીવલેણ બિમારી લાગુ પડી. રાજ્યના મોટા મોટા હકીમો એની સારવારમાં હાજર થઇ ગયા. છતાંય બાદશાહને જરાય ફેર પડયો નહિ એનું શરીર લથડતું ચાલ્યું અને આખરે એવો તબક્કો આવ્યો કે એ ભાગ્યે જ એકાદ દિવસ ખેંચે.

હવે એને પસ્તાવો થવા લાગ્યો. પ્રજા ઉપર તેણે જે જુલ્મો ગુજાર્યા હતા એનો તેને અફસોસ થવા લાગ્યો, ધનની અમાપ તૃષ્ણામાં તે કેવો તણાયો હતો એનું તેને ભાન થયું, તેણે પરમપુરૂષ પરમાત્મા પાસે પોતાના અપરાધોની ક્ષમા

ચાચી ત્યારબાદ મંત્રીઓને બોલાવીને કહ્યું :– હવે મને મારા દેહનો ભરોસો નથી. હું જાઉં છું, મેં અઢળક દોલત એકઠી કરી છતાં મારે ખાલી હાથે જ જવું પડશે. વળી આટલા બધા હકીમો એકઠા થવા છતાં કોઇ મને બચાવી શકતુ નથી. 'તૂટી તેની બૂટી નથી' એ કહેવતનું મને બરાબર ભાન થઇ ગયુ છે મારી કેટલીક અંતિમ ઇચ્છાઓ છે.

મંત્રીઓએ નમસ્કાર કરીને પૂછ્યુ, હે રાજન્! આપની શી ઇચ્છાઓ છે તે અમને ફરમાવો બાદશાહે કહ્યું કે મારી ખાસ અંતિમ ત્રણ ઇચ્છાઓ છે તે તમે પાર પાડજો તેને મારા ખાસ ફરમાનો સમજજો. મંત્રીઓએ કહ્યું, જહાપનાહ! આપના જે ફરમાનો હોય તે ખુશીથી કહો અમે જરૂર તેનો અમલ કરીશું.

સિકંદરે કહ્યું કે, 'મારૂં પહેલું ફરમાન એ છે કે મારા મૃત્યુ પછી મારી નનામી મારા પુત્રો કે સબંધીઓ પાસે નહિ પરંતુ મારા વૈદ્યો અને હકીમો પાસે ઉપડાવજો.'

મારૂં બીજુ ફરમાન એ છે કે :– મારી આખી સેનાને ઉઘાડી તલવારે મારી નનામીની આગળ પાછળ ચારે બાજુ ચલાવજો અને મારો બધો ખજાનો ખુલો કરી તેને નનામીની સાથે સાથે રાખજો

'જેવું નામદારનું ફરમાન' કહીને મંત્રી ઊભા રહ્યા. ત્યાં સિકંદરે કહ્યું કે :– મારૂં ત્રીજું ફરમાન એ છે કે નનામીમાં મારા બે હાથ ખુલ્લા ખાલી લટકતા રાખવા

મંત્રીઓ આશ્ચર્ય પામી ગયા. તેઓ બોલ્યા, નામદાર, એમ કેમ ? મંત્રીઓનો આ પ્રશ્ન સાંભળી સિકંદર હાંફતાં હાંફતાં બોલ્યા કે મારે બધાને એ બોધ આપવાનો છે કે મનુષ્યો ગમે તેટલું ધન એકઠું કરે તો પણ આ ફાની દુનિયામાંથી તો મારી જેમ તદ્દન ખાલી હાથે જ વિદાય થવાના છે. કોઈ સાથે કંઇ લઇ જવાના નથી.

આ બોધ વચનો બોલતાં બોલતાં સિકંદરનો થાક વધી ગયો અને થોડીવાર પછી તેનું પ્રાણપંખેરું ઊડી ગયું. દેહનું ખાલી પિંજર પડી રહ્યું.

શાહજાદા અને સગાંઓએ રોકકળ કરી મૂકી. પ્રજા પણ ગમગીનીમાં ડૂબી ગઇ પછી સ્મશાન યાત્રાની તૈયારી થવા લાગી. બાદશાહના ફરમાન મુજબ બધું થવા લાગ્યું.

વૈદ્યો અને હકીમોએ નનામી ઉપાડી. નનામીની પાછળ ઉઘાડી તલવારે આખું સૈન્ય ચાલવા લાગ્યું. નનામીની બહાર સિકંદરના લટકતા બે ખાલી હાથ જોઇને પ્રજાજનો બોલવા માંડ્યા, જોયું ! સિકંદર જેવા બાદશાહને પણ ખાલી હાથે જવું પડયું. ન એના હકીમો એને બચાવી શકયા ન એની સેના એને બચાવી શકી અને અઢળક દોલત એકઠી કરી છતાં સાથે શું લઇ ગયો ? સંસારનું સ્વરૂપ જ આવું છે. ખરેખર આ સંસાર અસાર છે. તત્ત્વથી જોતાં એમાં કાંઈપણ સાર જેવું છે જ નહિ. આવો સત્તાધારી બાદશાહ પણ બધું છોડીને પોતાની કબરમાં પોઢી ગયો. લોકોમાં ઠેરઠેર આવો વાર્તાલાપ થવા લાગ્યો.

ઉપસંહાર :- આ દૃષ્ટાંતનો સાર એ છે કે મોત કોઇને છોડતુ નથી. આયુષ્ય પૂર્ણ થયા પછી અબજોની દોલત આપવા છતા જીવનનો એક શ્વાસ પણ ખરીદી શકાતો નથી. જો એવું થઇ શકતું હોત તો અઢળક ધન- સ પત્તિવાળા મનુષ્યો જરૂર અમગ બની જાય પણ ના, એવું નથી જ બની શકતુ

જે ધન મેળવવા માટે માનવી પોતાના સમગ્ર જીવનને વેડફી નાખે છે, તે ધન પણ મૃત્યુ સમયે તેનું કઇ સગું થતું નથી એટલું જ નહિ પણ તે અહીંનુ અહીં પડયુ રહે છે અને તેના માટે કાળા ધોળા કરનારને ખાલી હાથે અહીંથી વિદાય થઈ જવુ પડે છે ને પરલોકમાં પાપના ફળ તો તેને જ ભોગવવાં પડે છે.

મૃત્યુની છેલ્લી પળે જે વિચારણા સિકંદરમાં જાગૃત થઈ અને જે ફરમાનો તેણે બહાર પાડયા એમાથી એ સાર ગ્રહણ કરવાનો છે કે -

ધન પાછળ ગાડા ન બનશો તનનો ભરોસો ન કરશો. જવાની 'જવા-ના' સ્વભાવવાળી છે લશ્કર પણ મોતને અટકાવી શકતું નથી મોટા હકીમો પણ મોતને હડસેલી શકતા નથી. માટે જીવનની પળેપળ ધર્મરૂપી ધનની કમાણી પાછળ સાર્થક કરવી જોઇએ

દયા, દાન, પ્રેમ, પરોપકાર, સત્ય, અહિંસા, શીલ, નીતિ, ન્યાય, મૈત્રી, કરૂણા એ બધાં ધર્મનાં અંગો છે.

મૃત્યુની છેલ્લી પળે પણ જો બુદ્ધિ શુદ્ધ બને તો માનવીના આખા જીવનની કાળાશની કોરને રૂપેરી બનાવી દે છે તો જો જન્મથી જ માનવી સ્નેહ, સંતોષ અને સદાચારમય જીવન જીવતો હોય તો એનું જીવન તો નિર્મળ બને છે. પણ તે નિર્મળતાથી બીજા માનવો તેમજ પ્રાણીઓને પણ મોટો લાભ થાય છે. એ હકીકત પણ બરાબર સમજવા જેવી છે. અને જીવનમાં ઉતારવા જેવી છે.



# ૧૧ સબસે ઉંચી ધર્મ સગાઈ

---

પરમ તારક શ્રી શત્રુંજય ગિરિરાજ ઉપર જે નવ ટૂંકો છે તેમાની એક ટૂંકનુ નામ સવાસોમાની ટૂક છે આ ટૂંકનું નિર્માણ કેવી રીતે થયું તેની આ કથા છે

બે મહાનુભાવોનુ ધર્મ સાથેનુ સગપણ કેવુ દૈવત દાખવે છે. 'સબસે ઉંચી ધર્મસગાઇ' ને બને પુણ્યશાળીઓ કેવી દીપાવે છે અને ધન કરતા ધર્મને અધિક મહત્ત્વ આપવાનો દૃઢ સુસસ્કાર તેમની પાસે કેવુ કલ્યાણકારી સત્કાર્ય કરાવે છે, એ બધી પ્રેરક હકીકતોનું રસપ્રદ વર્ણન આપણને આ કથામા જાણવા મળશે

---

**મ**હેમાન તો ઘેર આવતા પહેલા ટપાલ પણ લખતા હોય છે જ્યારે આપત્તિ તો વગર ટપાલે આવીને ઊભી રહે છે અને તે પણ એક સામટી આવે છે કે જેથી માણસને માથું ઊંચું કરવાની તક પણ માડ સાંપડે છે.

ધોળકાના સવચદ શેઠ ઉપર પણ આવાં આફતોનાં વાદળાં તૂટી પડયાં હતાં ચિંતામા ને ચિંતામાં તેમને ઊંઘ પણ નહોતી આવતી મશરૂની તળાઇવાળા પલંગમા પણ તેઓ હવે શુ થશે? તેની ચિંતામાં પડખાં ઘસતા હતા તેમની ચિંતાનું કારણ એ હતું કે તેમના પરદેશ ગયેલાં વહાણો હજૂ પરદેશથી પાછાં ફર્યાં ન હતાં.

અસલના વખતમાં વહાણમાં કિંમતી વસ્તુઓ મોકલાતી જે પરદેશમાં સારા મૂલ્યે વેચાતી અને તેના બદલામાં ત્યાંથી બીજો માલ ખરીદી લેવાતો તેમજ સોના નાણું પણ લવાતું.

વહાણોને આવવાની મુદત થઈ ગઈ હતી એટલું જ નહિ, પરંતુ તે મુદત ઉપર પણ કેટલાક દિવસો વીતી ગયા હતા. એટલે તો સવચંદ શેઠની ઉંઘ જ હરામ થઇ ગઈ અને અનેક વિચારો આવવા લાગ્યા.

વહાણોનું શું થયું હશે? ચાંચિયાઓએ લૂંટી લીધાં હશે? ખરાબે અથડાઇને ડૂબી ગયાં હશે? કંઇ દગો રમાયો હશે?

સવચંદશેઠ આમ ચિંતામાં દિવસો વીતાવતા હતા. તેમના વહણો પરદેશથી આવ્યાં નથી, તે સમાચાર બજારમાં ફેલાઈ ગયા, જગતમાં ઇર્ષ્યાળુ માનવીનો પણ ક્યાં તોટો હોય છે?

એક ઈર્ષ્યાળુએ સવચંદ શેઠને બેઆબરૂ કરવાની આ તક ઝડપી લીધી. અને શેઠ ને ત્યાં મોટી રકમ મૂકનારા આસામીની પાસે તે પહોંચી ગયો. ઠાવકું મોં રાખીને તેણે કહ્યું કે ભાઇ તમારી થાપણ સવચંદ શેઠને ત્યાં છે તે ઉપાડી લ્યો. એ દેવાળું ફૂંકવાની તૈયારીમાં છે. કારણ કે કિંમતી અવેજ સાથે એમના વહાણો ડુબી ગયાં છે. આમ ઈર્ષ્યાની ચિનગારી ચંપાઇ ગઈ.

થાપણદાર અસ્વસ્થ બની ગયો. તેનું મોં ઉતરી ગયું. પહેરેલ કપડે જ એ ઉપડ્યો સવચંદ શેઠને ત્યાં. અને હાંફતા હાંફતાં બોલ્યો, શેઠ મારી તમામ થાપણ પાછી જોઇએ.

એ જમાનાની પેઢીઓ એટલે પેઢીઓ. કોઈ લેણદાર રકમ માંગે તો ના કહેવાય જ નહિ. થાપણદારની થાપણ વ્યાજ સાથે ગણતાં લાખેક રૂપિયા થઈ હતી.

શેઠ વિચારમાં પડી ગયા. શેઠને મનમાં થયું કે વહાણ તો હજી આવ્યાં નથી અને લાખ રૂપિયા કેવી રીતે ભરપાઈ કરવા? શેઠનું મગજ ઝડપથી વિચાર કરવા લાગ્યું. એ દિવસોમાં અમદાવાદમાં સોમચંદશેઠના નામનો ડંકો વાગતો એમની ઉદારતા, સાધર્મિક ભક્તિ, શ્રીમંતાઈ, પરગજુપણું, ધર્મપ્રિયતા વગેરે ખુબ વખણાતા. આ સોમચંદ શેઠને ત્યાં સવચંદ શેઠની કંઇ પણ રકમ જમા ન હતી. છતાં સવચંદ શેઠને થયું કે લાવને સોમચંદ શેઠ પર હુંડી લખી આપું જો કે ત્યાંથી આટલી બધી મોટી રકમ મળવાનો સંભવ ઓછો છે, પરંતુ મને થોડાક દિવસોનો સમય મળી જશે, એ દરમ્યાન જો પરદેશથી વહાણો હેમખેમ પાછા ફરશે તો, ત્યાંથી ખાલી હાથે પાછા ફરેલા થાપણદારને હુ રકમ ચૂકવી શકીશ. આ રીતે સવચંદ શેઠે આ મુશ્કેલીમાથી કામ ચલાઉ માર્ગ કાઢ્યો અને રકમ માટે તાકીદ કરતા થાપણદારને સવચંદ શેઠે કહ્યુ કે, ભાઇ! તમને અમદાવાદના સોમચંદ શેઠ ઉપર એક લાખ રૂપીયાની હુંડી લખી આપું છુ. તમારૂ બધું લેણું વ્યાજ સાથે પતી જશે.

થાપણદારે વિચાર કર્યો કે જ્યાં નાણાં જ ડૂબી જવાની વાત છે ત્યાં ચૂકતે રકમની હુંડી શું ખોટી? તેણે કહ્યું કે

ભલે હુંડી લખી આપો. હું હુંડી લઇને અમદાવાદ જઇશ. સવચંદ શેઠે કહ્યું કે આપ અહીં જરાવાર બેસો. હું અંદરના ખંડમાં જઇ હુંડી લખીને પાછો આવું છું, એમ કહીને સવચંદ શેઠ અંદરના ખંડમાં ગયા. શ્રી નવકાર મંત્રનું સ્મરણ કરીને શેઠે હુંડી લખી પણ ધ્રૂજતા હાથે, વ્યથિત હૃદયે લખી શેઠનું હૈયુ ભરાઇ આવ્યું. હુંડી લખતાં લખતાં આંખમાંથી આંસુના બે ટીપાં પણ હુંડી ઉપર પડી ગયાં અને એ જ હાલતમાં હુંડી ઉપર સહી કરીને શેઠે હુંડી તૈયાર કરીને લેણદારને આપી. લેણદારને તો પોતાના પૈસાની પડી હતી. તેને તેજ દિવસે એ હુંડી લઈને તે રવાના થયો અને મારતે ઘોડે બીજે જ દિવસે અમદાવાદ પહોંચી ગયો. આ ઘટના ૧૬૭૫ની સાલની છે. તે સમયે પ્રવાસ માટે ખાસ કરીને ઉંટ અથવા ઘોડાનો જ ઉપયોગ થતો હતો.

સમયસર અમદાવાદ પહોંચીને થાપણદાર પૂછતો પૂછતો સોમચંદ શેઠની પેઢી પર પહોંચી ગયો. મુનિમે તેમને આવકાર આપી ઉતારો આપ્યો અને હુંડીની વિગત નોંધી લઇને તેમના માટે જમવાની ગોઠવણ કરી. થાપણદાર જમવા બેઠો તે દરમ્યાન મુનિમે ચોપડા ઉથલાવ્યા. લાખ રૂપિયાની હુંડી હતી એટલે સોમચંદ શેઠ પણ જાણવા માટે આતુર હતા. તેમને શંસય તો પડયો જ હતો. ત્યાં મુનિમે ચોપડા તપાસીને કહ્યું કે શેઠજી! આપણે ત્યાં ધોળકાના સવચંદ શેઠનો એક પૈસો પણ જમા નથી.

શેઠે હુંડી હાથમાં લીધી ઉથલાવીને તપાસી એમ કરતાં તેમનું ધ્યાન હુંડી ઉપર પડેલા આંસુના બે ટીંપા ઉપર

ગયુ ટીપા તો સુકાઇ ગયેલા પરંતુ ચાલાક પરગણુ શેઠ તો તરત જ પરિસ્થિતિ પામી ગયા અને નિર્ણય કરી લીધો કે સવચંદ શેઠ ભારે ભીડમાં આવી ગયા હોય એમ લાગે છે, એમના ઉપર કોઇ ધર્મ સંકટ આવી પડયું હોય એમ લાગે છે.

તેમણે મુનિમને કહ્યું કે મુનિમજી! આ આંસુની નિશાની જૂઓ. ખાનદાન વેપારી જ્યારે ખરી ભીંસમાં આવી પડે છે, ત્યારે તે ભગવાનને સાદ પાડે છે અને આંસુ સારે છે તો આવે પ્રસગે ધનિકનો ધર્મ શું છે? ભીડમા આવી પડેલા સાધર્મિકને સહાય કરવી એ ધનવાનોની ફરજ છે બાકી આ ધનની સાર્થકતા શી? તમે મહેમાનને કઇ કહેશો નહિ, મારા અગત ખર્ચ ખાતે ઉધારીને તમે એક લાખ રૂપિયા આપીને હુડી ભરપાઇ કરી દો ધન તો આજ છે, અને કાલ નથી, સદુપયોગમા જ એની સાર્થકતા છે, મુનીમે મહેમાનને લાખ રૂપિયા આપી દીધા, અને પ્રેમથી વિદાય કર્યા, હુડી સ્વીકારાઇ ગયાના સમાચાર સવચંદ શેઠને મળી ગયા, ગળગળા સાદે તેઓ એટલું જ બોલ્યા, હે ભગવાન! તમે મારી લાજ રાખી!!!

જોગાનુજોગ થોડા દિવસો બાદ સવચંદ શેઠના તમામ વહાણો પરદેશથી પાછા ફર્યા, બદલામાં સારો માલ લઇને આવ્યા હતા જે માલ લઇને ગયેલા તેમાં પણ સારો નફો થયો હતો, આમ સવચદ શેઠની પેઢી પાછી ધમધોકાર ચાલવા લાગી

હવે સોમચદ શેઠને હુડીની રકમ સવાયા વ્યાજ સાથે પાછી વાળવી જ જોઇએ એવો નિશ્ચય કરી સવચદ શેઠ તો

અમદાવાદ ગયા. સોમચંદ શેઠની પેઢી ઉપર જઇને પોતાની ઓળખાણ આપી. સોમચંદ શેઠ ગાદી ઉપર બેઠેલા હતા. તેમણે સવચંદ શેઠને હેતથી પોતાની પાસે બોલાવ્યા અને ગાદી ઉપર બેસવાનો નિર્દેશ કર્યો. સવચંદ શેઠ પણ સોમચંદ શેઠની જોડાજોડ બેસવાને બદલે તેમની સામે બેઠા. સોમચંદ શેઠે આગ્રહપૂર્વક ત્યાંથી ઉઠાડ્યા અને પોતાની પાસે બેસાડ્યા.

સવચંદ શેઠ તો ગળગળા થઇ ગયા. તેમને થયું આ તે માનવ કે દેવ! કેવું દરિયાવ દિલ! તેમણે પોતાની પાઘડી ઉતારી અને જેવા શેઠના પગમાં મૂકવા જતા હતા, ત્યાં જ શેઠે તેમને વહાલથી રોકયા. ગળગળા સાદે સવચંદ શેઠ બોલ્યા કે શેઠ તમે તો મારી લાજ રાખી છે. ખરે વખતે તમે મારા ઉપર મહાન ઉપકાર કર્યો છે.

આવું તે હોય, એમ કહી સોમચંદ શેઠે પોતાના હાથે જ શેઠને પાઘડી પાછી પહેરાવી અને કહ્યું કે શેઠ, મેં શું લાજ રાખી છે? લાજ તો ભગવાને રાખી છે અને ઉપકાર પણ મેં શું કર્યો છે? એ તો મારી માત્ર ફરજ બજાવી છે. ફરજ બજાવ્યાથી વધારે કાંઇ પણ મેં કર્યું નથી

સવચંદ શેઠ તો સોમચંદ શેઠની વાત સાંભળીને ગળગળા થઇ ગયા, અને કહેવા લાગ્યા કે મારા વહાણ પરદેશથી પાછા નહિ ફરેલા એ જાણીને કોઈ હિત શત્રુએ મારી પેઢી કાચી પડી ગયાની અફવા ફેલાવેલી, અને હું ભારે ભીંસમાં મૂકાઈ ગયેલો હવે વહાણો આવી ગયાં. પ્રભુની કૃપા થઈ ગઈ અને તમારા લાખ રૂપિયા લેતો

..ળ્યો છું, તે વ્યાજ સાથે જમા કરો. સોમચંદ શેઠ
..લ્યા કે ના, સવચંદ શેઠ! હવે એ રૂપિયા મારાથી પાછા
..વાય જ નહિ એ રૂપિયા તમેજ રાખો, સવચંદ શેઠ બોલ્યા
, ના શેઠ એ ન બની શકે અણીના સમયે આપે મદદ
..રી તે બદલ આપનો અનહદ આભાર, પણ હવે આપે એ
..કમ પાછી લેવી જ પડશે, જો હુ રકમ રાખી લઉં તો મારા
..ાથે ઋણ રહિ જાય, ભગવાનની દયાથી હુ પાછો અસલ
..સ્થિતિમાં આવી ગયો છું. પૈસા દૂધે ધોઇને પાછા આપવા
.. મારી ફરજ છે

સોમચંદ શેઠે કહ્યુ કે, ના સવચંદ શેઠ, મેં તો એ રૂપિયા
..ારા અંગત ખર્ચ ખાતે લખી નાખ્યા છે હવે પાછા લેવા
..ને ઘટે નહિ. આમ આ બને મહાનુભાવો વચ્ચે રૂપિયા
..વા ન લેવા બાબત ખૂબ ખેચતાણ થઇ, માણસની માણસાઇ
..ાગળ લક્ષ્મીની કોઈ વિસાત નથી, એવું વાતાવરણ તે
..ખતે સર્જાઈ ગયુ

આખરે સોમચંદ શેઠ બોલ્યા કે, સવચંદ શેઠ આપણે
..મ કરીએ કે આ રકમમાં હું બીજી રકમ ઉમેરૂં. અને તેના
..ડે આપણે શ્રી શત્રુજય ગિરિરાજ ઉપર મનોહર દહેરાસર
.. ધાવીએ.

સવચંદ શેઠ બોલ્યા કે વાહ! એનાથી રૂડું બીજુ શું?
..આપના આવા ઉત્તમ વિચારો માટે આપને ધન્યવાદ ઘટે છે.
..દા એ રકમ આપ કહેશો તેમજ વપરાશે. આમ આ રીતે
..એ બંન્ને મહાનુભાવોની ઊંચી ભાવનાથી તીર્થાધિરાજ શ્રી

શત્રુંજય ગિરિરાજ ઉપર એક ઊંચી ટૂંક બાંધવામાં આવી. આ ટૂંક ને 'સવા સોમાની ટૂંક' એવું નામ આપવામાં આવ્યું આવો અનુપમ છે ઉંચી ભાવનાનો પ્રભાવ.

ધન તો ઘણાય પાસે છે, પણ તેનો સદુપયોગ કરનારા વિરલા જ હોય છે, મોટા ભાગના ધનપતિઓ પણ મોજ મઝા, ભોગ વિલાસ અને બંગલા ગાડીઓમાં જ પોતાનું ધન વાપરી ને ફૂલાતા હોય છે, પણ એનાથી નથી તેમના આત્માને લાભ થતો, નથી સમાજ તેમજ સંઘને લાભ થતો.

મુશ્કેલીમાં મૂકાયેલા અપરિચિત માનવીને એક માત્ર સાધર્મિકના સંબંધથી કશા પણ બદલાની ભાવના વિના ઉદાર દિલે સહાય કરવી તે કામ સાચે જ અનુમોદનીય છે, હૃદયમાં રહેલ શ્રેષ્ઠ કોટિની સાધર્મિક ભક્તિનું એ પ્રતીક છે.

"સવા સોમાનું" આ દૃષ્ટાંત વાંચીને તથા સવા સોમાની ટૂંકના દર્શને જનારા સહુ કોઈ એમાંથી એ પવિત્ર પ્રેરણા ઝીલતા થાઓ કે લક્ષ્મીનો શ્રેષ્ઠ સદુપયોગ સાધર્મિક ભક્તિ છે, દેવ ગુરૂની ભક્તિ છે, દયા-દાનના કાર્યો કરવાં તે છે, નહિ કે માત્ર ભોગ અને સંગ્રહ, લક્ષ્મીને સન્માર્ગમાં સ્થાપન કરનારા જ અક્ષય સંપત્તિને પ્રાપ્ત કરનારા બને છે.



# ૧૨ પતિવ્રતા નારી

આ ભારત દેશની બલીહારી છે તેમા પણ સૌરાષ્ટ્ર દેશની તો વિશેષ બલીહારી છે અહીં સતી-સત્પુરૂષોની ખાણ સમાન સતમહં-તોના ઉપદેશની ગગા વહી રહી છે એ ઉપદેશ ગગામા સ્નાન કરીને પોતાના મન તેમ જ આત્માને પવિત્ર રાખનારા અનેક સ્ત્રી પુરુષો આજેય આ પવિત્ર ભુમિ પર વિદ્યમાન છે એવી જ એક પતિવ્રતા નારીની આ કથા છે આજના પડતા કાળમા પણ શીલ અને સસ્કારનુ જતન કરવાની ખરી ખુમારી આપણી સમક્ષ રજૂ કરે છે

દેહ એ ભોગનુ માત્ર સાધન નથી પરંતુ સદાચારનુ પાલન કરવા માટેનું તે એક સર્વ શ્રેષ્ઠ સાધન છે એ સત્યનું આ કથા સ્પષ્ટ ભાન કરાવે છે અસલના સમયમા આ દેશના વિવિધ ભાગોમાં બહારવટીઆઓની ભારે રજાડ હતી. રાજ્યોના સીમાડાના ગામો ઉપર ગમે ત્યારે ઓચિંતા બહારવટિયા ત્રાટકતા અને જે કાંઇ હાથમાં આવતું, તે લુટી લઇને પલાયન થઇ જતા ગોંડલ રાજ્યની આ વાત છે. સીમાડાના એક ગામ ઉપર બહારવટીઆનુ કટક ઉતરી પડયું. પ્રજામાં નાસભાગ થઇ ગઇ પણ રાજ્યના ચોકીઆતો એ ગામના જ ચોરામા પડાવ નાખીને પડેલા હતા. તે સૈનિકો સાબદા થઇ ગયા. તેમણે તરત જ હથિયાર સજીને બહારવટીઆઓનો સામનો કર્યો રાજ્યના સૈનિકોના જોરદાર હુમલા સામે બહારવટીયા ટકી ન શકયા. સૈનિકોનું શૂરાતન

જોઇને તેમને ખાત્રી થઇ ગઇ કે આ ગામમાંથી કંઈ લૂંટી શકાશે નહિ. તેથી તેઓ આખરે પોતાના ઘોડા ઉપર નાસી ગયા, પણ બાહરવટીઆઓ સાથેની ઝપાઝપીમાં ઘણા રાજ-સૈનિકો ઘાયલ થયા હતા અને એક જણ મરણ પણ પામ્યો હતો. મૃત્યુ પામેલા સૈનિકની પત્નિ અને સગાં વહાલાં રોકકળ કરતાં આવ્યાં, તેમણે મૃતદેહનો કબજો લીધો અને તેને અગ્નિદાહ દીધો.

મૃત સૈનિકના મૃત્યુ પછીની બધી વિધિ પતી ગયા પછી તેની પત્ની રાજા પાસે ઉપસ્થિત થઇ. રાજાને પ્રણામ કરીને તે બોલી કૃપાનાથ ! મારા પતિએ બહારવટીઆઓ સાથેની ઝપાઝપીમાં પોતાનો જાન ખોયો છે, તો રાજ્ય તરફથી મને યોગ્ય જીવાઈ મળવી જોઇએ, રાજાએ કહ્યું કે હા, બહેન, જીવાઇ મેળવવાનો તારો હક્ક છે, અને જીવાઈ આપવાની રાજ્યની ફરજ પણ છે, પણ........એટલું બોલીને........રાજા આગળ બોલતાં અટકી ગયા. તેમનું ધ્યાન સૈનિકની પત્ની ઉપર ગયું, તેણે ભાગ્યે જ ૨૦–૨૨ વર્ષ પૂરા કર્યા હશે. યૌવનમાં તો તે હજી પગલાં માંડતી દેખાતી હતી, તેથી રાજાના મનમાં આ શંકા જન્મી કે આ નવયૌવના પોતાના સતીત્વ ધર્મના પથ ઉપરથી વિચલિત થયા વિના આખું જીવન પસાર કરી શકશે ખરી ? એનામાં એટલું દૈવત છે ખરૂં ?

રાજાને બોલતાં અટકી ગયેલો જોઇ, સૈનિક પત્નીએ પૂછ્યું, પણ........ કહીને આપ કેમ અટકી ગયા. મહારાજ !

આપને જે કાંઈ કહેવું હોય તે વિના સંકોચે કહી શકો છો
રાજાએ કહ્યુ કે દીકરી સાંભળ, હજુ તો તુ યૌવનમાં પ્રવેશ
કરે છે. તારી વય માંડ ૨૦–૨૨ વર્ષની જણાય છે. કોણ જાણે
છે કે તારે હજુ કેટલા વર્ષ પસાર કરવા પડશે હજી બીજા
૪૦–૪૫ વર્ષ પણ પસાર કરવા પડે એ સમય તારે માટે
અતિ કઠીન છે જુવાની તો દિવાની છે તારો પગ ક્યાં
આડો અવળો પડી જાય. તુ રસ્તો છોડી દે. તેના કરતાં તુ
બીજા કોઇ લાયક યુવાન સાથે લગ્ન કરી લે હુ તને તારે
લાયક કોઈ યુવાન સાથે પુનર્લગ્નથી જોડી આપીશ

પોતાના રાજાના શબ્દો સાભળતાજ યુવતીને રોમેરોમ
ઝાળ ઉઠી જુસ્મામાં આવી જઇને તે ધ્રૂજવા માડી
તેની આંખો લાલચોળ બની ગઈ અને તે બોલી મહારાજ
આપ તો મારા પિતાને સ્થાને છો. અને આપ શાણા પણ છો
શાણો માણસ ગમે તેમ બોલતાં પહેલા ચાર વાર વિચાર
કરે આપ જેવા સુજ્ઞ રાજવીએ તો ચારને બદલે આઠ
વાર વિચાર કરવો રહ્યો હું સંપૂર્ણ જ્ઞાન સાથે જ મારા
પતિને વરેલી હતી હવે મને બીજા પતિની ભૂખ પણ નથી
કે જેથી હું બીજો પતિ કરું પતિવ્રતા નારી તો સ્વપ્નમા પણ
બીજા પુરુષનો વિચાર ન કરે. પતિ તો શહીદ થયા વીર મૃત્યુને
વર્યા પારકા માટે તેમણે પોતાનુ જીવન આપ્યુ એ વીરને
હું લાખ લાખ વાર વંદન કરૂ છુ આમ તો મે પતિ શોધવામ
ભૂલ કરી નથી પણ મારા પતિએ માલિક શોધવામાં ભૂલ
કરી છે કે શું! આપ તો પ્રજાની વહુ–દીકરીના પિતા છો

આપ તેને પતિવ્રતા ધર્મમાંથી ચલિત થતી તો ન જ ઈચ્છો. મારા હાથ પગ સલામત છે તે વડે હું મહેનત કરીને પેટિયું રળી લઈશ. માટે મારે ખાતર આપ જરાયે ચિંતા કરશો નહિ પણ મારી વિનંતી છે કે ફરીથી કદીપણ આવા વેણ બીજા કોઈને હરગીજ સંભળાવશો. નહિ.

પોતાના મૃત સૈનિકની પતિવ્રતા પત્નીના એક આર્ય સંન્નારીને શોભે, તેવા શીલની સૌરભથી અને શૌર્ય ભરેલા વેણ સાંભળીને રાજા ઠંડા થઇ ગયા. થોડીવાર પછી તે કહેવા લાગ્યા કે. દીકરી માઠું લગાડીશ નહિ. તને એ શબ્દ કહેવામાં માનવ સહજ સ્ખલન વૃત્તિનો ઉલ્લેખ કરવાની જ મારી નેમ હતી. અન્ય કોઈ પણ આશય ન હતો. તું પતિવ્રતા છો અને જીવનભર પતિવ્રતા રહેવાનો તારો દ્રઢ નિર્ધાર છે તો તારી સામેય મારું માથું નમી પડે છે. ખરૂં કહું તો તારા જેવી પતિવ્રતા સતી નારીઓથી જ મારૂં રાજ્ય દીપી રહેલ છે, આથી જ તને સારી રકમનું વર્ષાસન બાંધી આપુ છે, કે જેથી તું તારૂં શેષ જીવન સારી રીતે પસાર કરી શકે; અને બને તો એ જીવનમાંથી દાન-પુણ્ય પણ કરી શકે, પ્રજાના હિત માટે તારા પતિએ પ્રાણ આપ્યા, તેથી તેની સ્મૃતિમાં નગરની ભાગોળે એક પાળીઓ પણ ઊભો કરાવીશ.

આમ એ આદર્શ પતિવ્રતા નારીની ભાવના બે રીતે ફળી, એક તો રાજયે તેને સારી રકમનું વર્ષાસન બાંધી આપ્યું અને બીજું ગામની ભાગોળે રાજાએ પાળીઓ ઉભો કર્યો, પતિ-વ્રતા નારીનું પતિવ્રત શું નથી કરી શકતું?

આ દૃષ્ટાંતનો સાર એ છે કે સીતા, દમયંતી અને અંજના જેવી મહાસતીઓની આ મહાન ભૂમિની વહુ દીકરીઓને માત્ર વાસનાની પુતળીઓ સમજવાની ભૂલ કોઈ ન કરે. પતિને પરમેશ્વર રૂપે જોનારી ભારતની નારી, યુવાનીમાં વિધવા બને એટલે તેને બીજો પતિ કરવાની સલાહ કે પ્રેરણા આપવી, તે એક પાપકૃત્ય છે. યુવાની માત્ર ભોગ ઉપર જ ટકે એ સમજ ખોટી છે અને એટલું જ નહિ પણ અત્યંત ખતરનાક છે પતનની ખાઈમાં ધકેલનારી છે. સત્ત્વશીલ આત્માઓ કદીપણ પતનના માર્ગને પસંદ કરતા નથી, પણ ઉન્નતિના માર્ગને જ પસંદ કરે છે.

આ દેશના પુરુષો તેમજ સ્ત્રીઓએ ભોગને નહિ પણ ત્યાગને પોતાના આદર્શ તરીકે સ્વીકારેલ છે, એવા અગણિત દાખલાઓ ઇતિહાસમાં મોજૂદ છે ત્યાગને વરેલા મહાત્માઓ તેમજ મહાસતીઓને જ દુનીયા ભાવથી નમે છે. એ કોણ નથી જાણતું ?

શેઠ સુદર્શનની પત્નીએ પોતાના રાજાને જે જવાબ આપ્યો તે આ દેશની મહાન સંસ્કૃતિનો ઝળહળતો પ્રકાશ છે એ પ્રકાશની દિશામાં સહુની ગતિ હો !



# ૧૩ કરકસરનું રહસ્ય

"કરકસર બીજો ભાઈ છે" એ કહેવતને ચરિતાર્થ કરતું, આ દૃષ્ટાંત કરકસર એટલે બીનજરૂરી કંજૂસાઇ નહિ, તેનો પણ સચોટ બોધ આપે છે. તદુપરાંત માનવ સ્વભાવના વિવિધ પાસાંઓની સ્પષ્ટ છણાવટ પણ આ દૃષ્ટાંતમાં છે.

સુબુદ્ધિ નામે એક શેઠ હતા. તેમણે પોતાના પુત્રના લગ્ન કર્યાં પુત્રવધૂ ઘરમાં આવી. એ તો પારકા ઘરની દીકરી નવે ઘેર એને બધું નવું લાગે. તદ્દન જુદી જ રહેણી કરણીમાં આવીને તેને વસવાનું હોય છે. પોતે વહુ થઇને આવીને બીજે જ દિવસે એક અવનવો બનાવ બન્યો. શેઠાણી બરણી-માંથી પળી વતી તેલ કાઢતાં હતાં તે વખતે થોડુંક તેલ છલકાઇને નીચે પડયું.

શેઠનું ધ્યાન એ તરફ ગયું, તેઓ શેઠાણીને કહેવા લાગ્યા કે જરા થોભ, એ તેલ લૂંછી નાખતી નહિ, હું જોડા લઈ આવું અને તેના ઉપર એ ઘસી લઉં કોઈ ચીજ નકામી બગડે તે મને ન પોસાય, આમ બોલીને શેઠ ઝડપથી દોડ્યા અને બારણા પાસે પડેલા પોતાના જોડા લઇ આવ્યા, તેલ ભાગ્યે જ નાની અર્ધી ચમચી જેટલું હશે, તેમ છતાં કરકસરીયા શેઠે તે આંગળી વડે લઈ લીધું અને પોતાના જોડાપર લગાડી દીધું.

શેઠની પુત્રવધૂએ આ દૃશ્ય જોયુ, તે સુખી પિતાની પુત્રી હતી, એટલે તેને થયુ કે અરે.રે! મારા પિતાએ મને આ ઘેર ક્યાં પરણાવી? મારા સસરા તો ગજબના કંજુસ છે, અર્ધી ચમચી તેલ પણ એમણે એળે જવા દીધું નહિ ખેર, મારા ભાગ્યમાં આવું જ લખાયુ હશે, આ રીતે શેઠના દીકરાની વહુ નિરાશામાં દિવસો વીતાવવા લાગી, પણ થોડા દિવસ પછી તેને થયુ કે લાવને સસરાજીની પરીક્ષા તો કરૂં સ્વભાવે એ પૂરે પૂરા કંજુસ છે કે, થોડાઘણા પણ ઉદાર છે, તે જરા ચકાસી તો જોઉં

આમ મન સાથે નક્કી કરીને તેણે ચકાસણીનું નાટક શરૂ કર્યું. માથે કપડુ બાંધીને તે અંદરના ઓરડામા ઉંહકારા કરતી સૂઈ ગઇ ઊંહકારા કરતી વહુને જોઇ સાસુ ચમક્યા તેમણે જઇને પૂછ્યું વહુ બેટા! શું થાય છે તને? વહુએ કહ્યુ કે બા આજે મારૂ માથુ સખત દુ:ખે છે શેઠાણીને ચિંતા થવા લાગી શેઠ પાસે આવીને તેમણે માથે ચોપડવાનો મલમ માંગ્યો અને શેઠને કહ્યુ, વહુનુ માથુ સખત દુખે છે, તેથી તે માથું બાંધીને અંદરના ખંડમા સૂઇ ગઈ છે. શેઠ પણ ચિંતાતુર ચહેરે ઉઠ્યા અને કબાટમાંથી મલમની શીશી કાઢી શેઠાણીને આપી અને કહ્યુ કે જો લે આ મલમ, એનાથી જો ફેર ન જ પડે તો પછી કાળા મરી વાટીને કપાળે ચોપડજો શેઠાણી પોતે વહુ પાસે ગયાં તેમણે પોતે જ વહુના માથા પાસે બેસીને કપાળ ઊપર મલમ ઘસ્યો અને પછી પૂછ્યું હવે કેમ લાગે છે બેટા?

વહુને તો ઢોંગ ચાલુ રાખવો હતો, તેથી ઊંહકારા કરતાં તેણે જવાબ આપ્યો. બા! માથે કશો જ ફેર પડયો નથી. દરમ્યાન શેઠ પણ ચિંતા કરતા હતા, તેઓ ઓરડા પાસે આવ્યા અને શેઠાણીને પૂછવા લાગ્યા કે વહુને કેમ છે?

શેઠાણીએ કહ્યું કે કંઈ ફેર પડતો નથી, શેઠે કહ્યું કે તો મરી વાટીને કપાળે લગાડી જો અને પછી શેઠ વહુને ઉદ્દેશીને બોલ્યા કે વહુ બેટા, તમારાથી વાટેલા મરી ખમાશે? વહુએ નરમાશથી જવાબ આપ્યો ના બાપુજી મારાથી મરી ખમાતાં નથી, શેઠે પૂછ્યું કે તમારૂં માથું આજે જ પહેલ વહેલું દુખ્યું કે પહેલાં કોઇવાર દુખવામાં આવેલું?

વહુએ કહ્યું કે, મારે પિયર તો મારૂં માથું ઘણીવાર દુ:ખવા આવતું પણ મારા બાપુજી તો જુદો જ ઇલાજ કરતા હતા, તેનાથી મારૂં માથું થોડી જ વારમાં ઊતરી જતું હતું શેઠે જિજ્ઞાસાપૂર્વક પૂછ્યું કે તમારા બાપુ શો ઈલાજ કરતા હતા?

વહુએ કહ્યું કે, એ તો બહુ જ મોંઘો ઇલાજ કરતા હતા, અહીં આપણને એ ઇલાજ કરવો પાલવે નહિ. મારા બાપુજી તો સાચાં મોતી લઇને તેને વાટી નાખતા અને તેનો લેપ મારા કપાળે કરતા હતા.

શેઠે જવાબ આપ્યો ઓહો! એમાં શું? એ ક્યાં મોટી વાત છે? આપણે પણ તેમ કરીએ. આપણા ઘરમાં પણ સાચા મોતી તો છે જ. લાવને હું તિજોરીમાંથી હમણાંને હમણાં જ કાઢી આપું પછી તમારાં સાસુ એને વાટી નાખશે. એમ કહી ઉભા થઇને શેઠે તિજોરી ખોલી, અંદરથી મુઠ્ઠી ભરીને

મોતી લાવ્યા અને શેઠાણીને આપ્યાં, અને કહ્યું કે લે આ મોતી અને એને વાટી નાખ

આ જોઇને વહુની આંખ ઉઘડી ગઈ તેને થયુ કે અરેરે! મારા સસરાના દિલની કિંમત આકતા મને આવડી નહી. પોતાના સસરાના સ્વભાવની ચકાસણી માટે તેને માથુ દુખવાનું જે નાટક ઉભું કર્યું હતુ તે સંકેલી લેતા તે પોતાની સાસુને કહેવા લાગી, બા! હમણાં જરા ખમો. માથુ મને નરમ પડતુ લાગે છે શેઠાણી બોલ્યાં એટલામા થોડીવાર પછી વહુ બેઠી થઈ અને બોલી, બા. મને મલમથી ફેર પડવા લાગ્યો છે, હવે ચિંતા ન કરશો અને સાજ પડતા તો વહુ સંપૂર્ણ સ્વસ્થ બની ગઇ. દિવસો વિતવા લાગ્યા. પુત્રવધૂને પણ પોતાના સસરાના ઉદાર દિલનો અને સ્વભાવનો પરિચય તો થઈ ગયો હતો છતાં પેલી અર્ધી ચમચી તેલવાળા બનાવની તેને ઘેડ બેસતી ન હતી

એક દિવસ યોગ્ય અવસર જોઇને તેણે પોતાના સસરાને વિનયપૂર્વક પૂછયુ બાપુજી! એક વાત પૃછુ. મનમા ઘણા દિવસથી પૂછુ પૂછુ થયા કરે છે, પણ પુછાતુ નથી સસરાએ કહ્યુ કે બેટા તારે જે પૂછવુ હોય તે ખુશીથી પૂછ વહુ બોલી. કે તે દિવસે મારા સાસુજીના હાથે અર્ધી ચમચી તેલ ઢોળાયુ હતુ તે આપે એળે જવા ન દીધુ અને જોડા ઉપર લગાડી દીધું, અને આપની એ કરકસરનું રહસ્ય સમજાતુ નથી.

વહુની વાત સાંભળીને ચતુર સસરા બધો મામલો કળી ગયા વહુએ શા માટે સાચા મોતીના લેપની વાત કરી હતી,

તેનો ભેદ પણ તેમને બરાબર સમજાઈ ગયો. તેમણે હસીને જવાબ આપ્યો. વહુ બેટા! જરુર વખતે આપણે લાખ રૂપીયા પણ ખર્ચી નાખીએ, તે વખતે આપણે પાછું વાળીને જોઇએ પણ નહિ પણ વગર જરૂરે તેલનું એક ટીપુંય જવા ન દેવાય બેટા આનું જ નામ સાચી કરકસર છે. કરકસરનું આ રહસ્ય જેઓ જાણતા નથી, તેઓ કરકસરના નામે ભલેને ગમે તેટલી વાતો કરે, તો પણ કરકસરના ગણિતનો એકડો પણ તેઓ જાણતા નથી. પોતાના સસરાની ડહાપણ ભરી વાત સાંભળીને પુત્રવધૂ ખૂબ જ પ્રભાવિત થઈ. અને પોતાની ગેરસમજ માટે તેણે તેમની ક્ષમા માગી, તેને થયું કે આવા દરિયાવ દિલના વડીલો જ સંસાર સાગરના સાચા મોતી છે. નિરર્થક લગારે બગાડ થવા દે નહિ અને અવસર આવે ત્યારે તેઓ ધર્મ, સમાજ, સંઘ, સાધર્મિક, કુટુંબ તથા દાન, દયા—આદિના કાર્યોમાં અઢળક નાણું ખર્ચતાં લેશ પણ અચકાય નહિ, ધન્ય છે તે ભાગ્યશાળી ભૂમિને કે જયાં આવા સપૂતો જન્મ લે છે. ધન્ય છે આવા સપૂતોને જન્મ આપનાર રત્નપ્રસૂતા તે માતાઓને! આજનો માનવી શેઠની મનોભાવનાનું રહસ્ય સમજી જાય તો હજારો પ્રશ્નોનો નિકાલ આપોઆપ આવી જાય. એક કવિએ સુંદર રીતે ગાયું છે કે :-

જનની જણે તો ભક્ત જન, કાં દાતા કાં શૂર;
નહિ તો રહેજે વાંઝણી, મત ગૂમાવીશ નૂર.

ભવ્ય ભારતીય સંસ્કૃતિના હૃદયના ધબકારા સમી આવી પંક્તિઓ પણ ઉત્તમ સંસ્કૃતિનું પ્રતિનિધિત્વ ધરાવવા દ્વારા અમર બની રહે છે. તનો પ્રભાવ યુગો સુધી ટકેલો રહે છે

અને તેના પરિણામે ઉત્તમ સંસ્કૃતિરૂપી અમરવેલ સદા લીલીછમ રહીને અનેક આત્માઓનું આજે પણ હિત કરી રહી છે તેમ જ ભવિષ્યમાં પણ કરતી રહેવાની છે. કહેવાનુ તાત્પર્ય એ છે કે કરકસર એ કંજુસાઇ નથી અને નિરર્થક ઉડાઉપણું એ ઉદારતા નથી. શાસ્ત્રકાર ભગવતો સ્પષ્ટપણે ફરમાવે છે કે તમે ન્યાય નીતિના માર્ગે પૈસા કમાવી લો એટલુ જ બસ નથી પરંતુ ન્યાય નીતિના માર્ગે મેળવેલા ધનનો ઉપયોગ પણ તમારે ન્યાય, નીતિ, દયા, દાન, તેમજ પરમાર્થ કાજે કરવાનો છે. પણ તમને ફાવે તે રીતે તે ધનને વેડફી નાખવાનું નથી.

"મારા ધનનો હુ માલિક છું, અને મને ફાવે તે રીતે તેનો ઉપયોગ કરવાનો મને હક્ક છે" એમ બોલવુ, વિચારવું કે વર્તવું તે અવળી સમજ છે, તે નર્યું અજ્ઞાન છે

એક પાઇનો હિસાબ ન મળતો હોય તો તે મેળવવા માટે પાવલીનું તેલ વાપરી શકાય પણ અર્ધી ચમચી જેટલુ તેલ પણ એળે ન જવા દેવાય એવી સમજમાંથી જે જીવન ઘડાય છે, તેનાથી વ્યક્તિ, સમાજ, સંઘ, રાષ્ટ્ર તેમજ વિશ્વના હિતને સાધનારી શુદ્ધ શક્તિ ઉત્પન્ન થાય છે, ધનને વેડફી નાખનારા પ્રાયઃ જીવનને પણ વેડફી નાખનારા નીવડે છે, ધનને સન્માર્ગમા વાળનારાનું જીવન આપોઆપ સન્માર્ગગામી બનીને સફળ પૂરવાર થાય છે.

આ દૃષ્ટાંતની માર્મિકતા ખરે જ મંગળકારી છે, તેના ઉપર ઉંડાણથી ચિંતન કરવાની જરૂર છે.

## ૧૪ જે થાય તે સારા માટે

એક ગામમાં એક શેઠ અને શેઠાણી રહેતાં હતાં. તેમાં શેઠ પોતાના જીવનમાં અનેક સત્પુરુષોના સમાગમમાં આવેલા અને મહાપુરુષો પાસેથી તેમણે ઉપદેશરૂપી પ્રસાદી સારી રીતે પ્રાપ્ત કરેલી અને તેને આધારે તેમણે ઘણું મંથન કર્યા પછી નક્કી કર્યું કે કોઈપણ કાર્ય કે કોઇપણ પ્રકારનો બનાવ આ જગતમાં બને છે, તે કાર્ય–કારણના ચોક્કસ નિયમ મુજબ જ બને છે. કિન્તુ અકસ્માત કાંઇપણ બનતું નથી. ભૌતિક પદાર્થોની લાભ હાની વખતે હર્ષ–શોક કરવો તે નકામો છે, એમ તેઓ માનતા અને તેવા પ્રસંગે મનમાં સમાધાન વૃત્તિ કેળવવાથી જે લાભ થાય છે તે લાભ ઘણો જ મહાન હોય છે. તેની પાસે બીજા બધા લાભો નગણ્ય બની જાય છે. એમ શેઠ માનતા અને પોતાના જીવનમાં આવી સમાધાન વૃત્તિને વહેવારૂ બનાવવા માટે તેમણે એક સૂત્ર બનાવ્યું કે "જે થાય છે તે સારા માટે થાય છે." અને આ સૂત્રથી ભાવિત થઈ અનેક પ્રસંગે પોતાના જીવનમાં આવી પડતી અનેક વિપત્તિઓને તેમણે નિષ્ફળ બનાવી હતી.

જીવનમાં આવતી આફતમાંથી બચવાનો પ્રામાણિક પુરૂષાર્થ કરવો તે એક વાત છે પણ તેમ કરવા છતાં નિષ્ફળતા મળે ત્યારે ચિંતા કે શોક કરવા કરતાં સમાધાન વૃત્તિ કેળવી લેવી, એમાં જ ખરૂં ડહાપણ છુપાયેલું છે, શેઠે આ સમાધાનવૃત્તિને અસ્થિમજ્જા જેવી બનાવી લીધી હતી.

શેઠે એક કૂતરો પાળ્યો હતો, તે ઘણો જ હોંશિયાર. શેઠને ત્યાં આવનાર-જનાર બધાને તે ઓળખી જતો, પણ કોઈ અજાણ્યું આવે કે તરત જ તેને ખબર પડી જાય અને ભસવા માંડે એટલે શેઠને તરતજ ખબર પડી જાય. શેઠ આગણામાં આવે પેલા અજાણ્યાને ઘરમા આવવા દેવાનો હોય, તો કૂતરાને ઈસારો કરે એટલે કૂતરો ચૂપ થઈ જાય.

આમ કૂતરો શેઠના ઘરની ચોકી બરાબર કરે, ગામમાં રાત્રે ચોરી થવાની ધાસ્તી મોટી, પરંતુ કૂતરાનો ઘુરઘુરાટ સાંભળીનેજ કોઈ ચોર શેઠના મકાન પાસે ફરકે નહિ.

એકવાર કૂતરો માંદો પડયો. બે દિવસ માંદો રહીને તે મરી ગયો શેઠ-શેઠાણીનો જીવ ઘણો બળવા લાગ્યો પણ પછી શેઠે શેઠાણીને આશ્વાસન આપતાં કહ્યુ, "ભાગ્યાનુસાર બને છે." આપણો કઇ જ ઇલાજ નથી. જે થાય તે સારા માટે થાય છે, શેઠે એક દુઝણી ભેંસ રાખેલી. ભેસ બે ટક ઠીક-ઠીક દૂધ આપે ઢોર ચરાવનાર રોજ ભેસને ચરાવવા લઈ જાય, એક દિવસ એવું બન્યું કે, ચરતાં ચરતાં બે ભેસો લડી પડી. સામી ભેંસ જબરી હતી, તેણે શેઠની ભેસને ઓઠ સાથે અફાળી અને શેઠની ભેંસનો પગ ભાંગી પડયો અને શેઠની ભેંસ પગે લંગડી થઈ ગઇ

ઢોર ચરાવનાર લાચાર થઈ ગયો, એ બિચારો શું કરે? તેણે આવીને શેઠને બધી વાત કરી, આ વાત સાંભળીને શેઠાણી અફસોસ કરવા લાગ્યાં. પણ શેઠે કહ્યું કે, હવે જીવ બાળીશ નહિ જે થાય તે સારા માટે જ થાય છે

શેઠને એક દિકરો હતો. માલની ખરીદી કરવા માટે શેઠે તેને બીજા પ્રદેશમાં મોકલેલો હતો, પણ તેની પત્ની શેઠ અને શેઠાણીની સાથે જ રહેલી. એ વહુ ભારે રીસાળ. વાત-વાતમાં તેને વચકું પડી જાય અને પછી તોબરો ચઢાવીને બેસે. એક વાર ઘરમાં કંઈ બોલા ચાલી થઈ. તેથી વહુ તો પોતાનાં કપડાનું પોટલું બાંધીને પિયર જવા માટે તૈયાર થઈ ગઈ. એને શેઠ-શેઠાણી વારે તોય નિરર્થક હતું. એવો જીદ્દી તેનો સ્વભાવ હતો. તેથી તેમણે તેને જવા દીધી. આમ વહુ રિસાઈને પિયર જતી રહી. શેઠ કહેવા લાગ્યા, "ભલે ગઈ, જે થાય તે સારા માટે જ થાય." પરંતુ શેઠાણી બળાપો કરવા લાગ્યાં, અને શેઠને કહેવા લાગ્યાં કે, તમેય શું વાતમાં ને વાતમાં કહો છો કે, જે થાય તે સારા માટે. વહુ પિયર જતી રહી તેમાં શું સારૂં થયું? એથી તો દુનિયામાં આપણે નીચું જોવાનું બન્યું.

એક વાર એવું બન્યું કે, શેઠના ઘરની વંડીની ભીંત પડી ગઇ. શેઠાણી ગભરાઈ ગયાં. તેમના મનને ભારે દુઃખ થયું. શેઠ કહેવા લાગ્યા કે, ગભરા નહિ. જે થાય છે તે સારા માટે થાય છે. આપણે કડીઆને બોલાવીને સમારકામ કરાવી લઈશું. પણ એ કાંઈ તાત્કાલિક ઓછું બનવાનું છે? શહેરમાં ઈંટોની ભારે અછત છે. જ્યારે છત થશે ત્યારે શહેરમાંથી ઈંટો મંગાવીશું અને કડીયાને પણ તેડાવશું.

એ દિવસોમાં માલ લાવવા-લઈ જવા માટે વણઝારાઓ પોઠો લઇને નીકળે. આવો એક વણઝારો પોઠો લઈને

નીકળેલો. રાત પડી ગયેલી તોય તેણે પોતાની મુસાફરી ચાલુ રાખેલી. પોઠિયાઓમાંનો એક પોઠિઓ થાકી ગયેલો. શેઠની વંડી પડી ગયેલી જોઈ, તે ત્યાં બેસી ગયો. તેની પીઠ પરથી એક પોઠ સરકી પડી અને વંડીમાં પડી, દરમ્યાન પોઠિયાઓને બરાબર હાંકવા માટે વણઝારાએ ડચકારા બોલાવ્યા એટલે તરત પેલો પોઠિયો ઊભો થઈ ગયો, અને બીજા પોઠિયાઓ સાથે જોડાઈ ગયો. પરંતુ વણઝારાને ખબર પડી નહિ કે પેલા પોઠિયાની પીઠ ઉપરથી પોઠ સરકીને પડી ગઇ છે, એ તો રાત્રેને રાત્રે આગળ વધી ગયો, સવાર થવાની તૈયારી હતી, શેઠને વહેલા ઉઠવાની ટેવ, ઉઠીને વંડી આગળ જુએ છે તો પોઠી દીઠી, શેઠને કુતુહલ થયું શેઠાણીને બોલાવી તેમણે કહ્યું, "જરા અહીં આવ આ પોઠ ખેચવા માંડ, ખેંચીને આપણે ઘરમાં લઇ જઇએ" શેઠાણી આવ્યા, તેમણે શેઠને મદદ કરી બને જણે મળીને પોઠને ઘરમાં ખેંચી લીધી

અંદર શું છે, તે જાણવા માટે શેઠનો જીવ તલપાપડ થઇ રહ્યો હતો, તેમણે પોઠ ખોલી ને અ હા હા હા! અંદરથી કપડે વીંટેલી સોનાની અને રૂપાની પાટો નીકળી. પાટો જોઇને શેઠાણી મલકાઈ ગયાં તે કહેવા લાગ્યાં, "હાશ! આ તો જાણે ભગવાને જ આપણને સહાય કરી! તમે તો વાતમાં ને વાતમાં કહેતા કે, જે થાય તે સારા માટે પણ એ બધુ ખોટુ માત્ર આજે જે થયું છે, તે જ સારા માટે થયુ એમ કહી શકાય."

શેઠ હસીને કહેવા લાગ્યા, " તું તો હજી એવીને એવી જ રહી! જરા લાંબો વિચાર કર, જો સાંભળ. આપણો પેલો કૂતરો જીવતો હોત, તો આ વણઝારાને કે એના પોઠિયાને આપણા ઘરની નજીક ફરકવા પણ ન દેત" શેઠાણીએ કહ્યું કે ના હરગીજ આવવા દેત નહિ, તો પછી આપણને આ બધું મળત જ ક્યાંથી? વળી ડેલાની ભીંત ન પડી ગઈ હોત તો પોઠ ડેલીની અંદર પડત જ નહિ." શેઠાણીએ કહ્યું કે તમારી વાત તો ખરી. શેઠે વધારામાં કહ્યું કે જો વહુ રિસાઇને પિયરમાં ગઈ ન હોત તો આ સોના મહોરો આપણા ઘરમાં રહી શકત નહિ.

તું એનો સ્વભાવ તો જાણે છે ને? ઘરની રજેરજ વાત એ બહાર જઇને બધાને કહી આવે છે, હવે આપણને આ સોનું રૂપું અનાયાસે પ્રાપ્ત થયાં, એ વાત પણ છુપી રહેત નહિ, એ બધે કહી આવત પછી શું થાત! ખબર છે, વાત રાજ દરબારે પહોંચત ને આવી રીતે પ્રાપ્ત થયેલું ધન તો રાજની માલિકીનું જ ગણાય તેથી રાજાના માણસો આવીને બધું ધન લઈ જાત સમજી, શેઠાણીએ કહ્યું કે, "હા હવે બરાબર સમજી, પણ......પેલી ભેંસનો પગ ભાંગી ગયો તેમાં શું સારૂં થયું?" શેઠ હસી પડયા અને બોલ્યા "હજીયે તારા મનમાં શંકા રહી ગઇ છે ને? ભેંસ લંગડી થઈ એટલે જ તેને લૂંટારા લઈ ગયા નહિ તે નથી સાંભળ્યું કે થોડા દિવસ પહેલાં લુંટારા ભેંસોને ચોરવા માટે આવેલા હતા અને ગામમાંથી ઘણી ભેંસો લઇને લુંટારા

પલાયન થઇ ગયા હતા, તે વખતે આપણી ભેંસ લંગડી હતી માટેજ લુંટારા લઈ જઈ શક્યા નહિ."

શેઠાણી બોલ્યા, "હવે મને ખાત્રી થઇ કે, જે થાય છે તે સારા માટેજ થાય છે" એ દરેક ઘટનાની પાછળ કઈક ને કઇ કુદરતી સંકેત હોય છે.

આ દષ્ટાંતનો સાર એ છે કે આ દુનિયામાં પોતપોતાના કર્મને અનુસાર દરેક માણસને સારા માઠા પ્રસગો તો અનુભવવા જ પડે છે તેમાંથી કોઈ છટકી શકતુ જ નથી. પછી ભલે તે રાજા હોય કે રક હોય વિદ્વાન હોય કે મૂર્ખ હોય સારા પ્રસગે મલકાવું અને માઠા પ્રસંગે દુખી થવું એ મનુષ્યનો સ્વભાવ બની ગયો હોય છે એવા સ્વભાવને બદલવાની કળા આ દષ્ટાતમાં રહેલી છે. ગમે તેવી અપ્રિય ઘટના બને તો પણ તેનાથી અકળાયા સિવાય રહેવાનું એમાથી બળ મળે છે કાળા વાદળામા પણ તેજસ્ની વિજળી છૂપાયેલી હોય છે તેમ આફતની ભીતરમાં પણ ઉદયનો અજવાશ છૂપાયેલો હોય છે. જીવનને શાન્ત, સ્વસ્થ અને પ્રસન્ન રાખવાની જરૂરી સામગ્રી આ દષ્ટાંત પૂરી પાડે છે. "તારો ભરોસો મને ભારી" એ પક્તિને હૃદયમાં સ્થાપીને આપણે સહુ સમતાભર્યા જીવનના ઉપાસક બનીએ. !



# ૧૫ આત્મ સુધારણા

સમજી પોતે સુધરીએ, સહુ જન નહિ સુધરાય;
પગે પગરખાં પહેરીએ, પૃથ્વી નહિ ઢંકાય.

ગાગરમાં સાગર તે આનું નામ. સરળ આ દુહામાં ભારોભાર તત્ત્વોપદેશ ભરેલો છે. તે એમ કહે છે કે જેને કાંટા વાગે તેણે પૃથ્વીને ચામડાથી મઢવાનો વિચાર જતો કરીને પગે જોડા પહેરવા જોઈએ. તેમ આખી દુનિયા બગડી ગઇ છે હવે શું થશે ? એવો કાગારોળ મચાવવા કરતાં માણસે જાતે સુધરી જવું જોઇએ. જે પોતે સુધરે છે કે સુધરવા પ્રયત્ન કરે છે, તે જ વાસ્તવિક રીતે બીજાને સુધારવાનો અધિકારી બની શકે છે. ઉપરના દોહરાને જીવંતપણે વ્યક્ત કરતી આ નાનકડી વાર્તા આચાર–પાલનના મહત્ત્વને સચોટપણે પુષ્ટ કરે છે.

---

એક રાજાને સાત ખોટનો એક જ કુમાર હતો. લાડ–કોડમાં ઉછરતો કુમાર એક વખત બાગમાં રમવા ગયો. રમતાં રમતાં તેના પગમાં કાંટો વાગ્યો. કાંટાની વેદના અસહ્ય બની જતાં કુમાર રાડો પાડતો પોતાના રાજવી પિતા પાસે આવ્યો. જમવાનું પડતું મૂકીને રાજાએ કુમારને પૂછ્યું, “તને કોણે સતાવ્યો છે ? તે તરત કહી દે, કે જેથી હું એનું માથું ધડથી જુદું કરી નાખું.” રડતાં રડતાં કુંવરે પગમાં પેસી ગયેલા કાંટા તરફ આંગળી ચીંધીને પગ બતાવ્યો.

એથી કાંટા તરફ ગુસ્સે થઇને રાજાએ તરત કાંટો કાઢવામાં નિષ્ણાત માણસને રાજમહેલમાં બોલાવ્યો, તેણે સંભાળપૂર્વક કુંવરના પગમાંથી કાંટો કાઢીને રાજાના હાથમાં આપ્યો. રાજાએ તેને બક્ષીસ આપીને વિદાય કર્યો.

પોતાના પુત્રના પગમાં પેસી જનારા કાંટાનો કાંટો કાઢી નાખવાના તરંગી વિચારથી પ્રેરાઇને રાજાએ રાજ્ય સભાની તાકીદની બેઠક બોલાવી. અણધારી આ બેઠકથી મહામંત્રી પણ વિચારમાં પડી ગયા. સભા સમક્ષ ઊભા થઇને રાજાએ કહ્યુ "પ્રધાનજી ! જુઓ આ કાંટો ! તે આજે બપોરે મારા વહાલા કુવરના પગમાં પેસી ગયો હતો માટે મારી તમને આજ્ઞા છે કે વિના વિલંબે આખી પૃથ્વીને ચામડાથી મઢી દો અને આ કામ પતાવીને મને જાણ કરો.

રાજા અત્યારે રોષમાં છે એટલે તેમની સાથે સવાલ જવાબ કરવાનો કોઇ અર્થ નથી, એમ વિચારીને પ્રધાને કહ્યું "નામદાર આપની આજ્ઞાનુ પાલન થશે હવે આપ નિશ્ચિત રહો" પણ પૃથ્વીને ચામડાથી મઢવાની રાજાની આજ્ઞા પાળી શકાય તેવી ન હતી. એટલે ચતુર પ્રધાને રાજાની આજ્ઞાનુ પાલન પણ થાય અને પૃથ્વીને ચામડાથી મઢવાનો પ્રશ્ન ઊભો ન થાય તેવો વહેવારૂ રસ્તો શોધી કાઢયો રાજકુમારને તે પોતાને ઘેર લઈ ગયો પછી સારામાં સારા બુટ બનાવનારા મોચીને બોલાવ્યો અને કુવરના પગના માપનાં બુટ મંગાવ્યાં અને એ બુટ કુંવરને પહેરાવીને પ્રધાન તેને લઇને રાજા પાસે ગયા.

થોડીવારમાં પ્રધાનને પાછા ફરેલા જોઇને રાજાએ પૂછ્યું "કેમ કામ પતી ગયું ?" પ્રધાને કહ્યું હા જી કામ પતી ગયું છે. ખાત્રી કરવા માટે આપ રાજકુમારના પગ તરફ જોઇ લો. કુમારના પગમાં ચામડાના જોડા જોઇને રાજા આખી હકીકત સમજી ગયા. પ્રધાનને શાબાશી આપતાં તેમણે કહ્યું મારી આજ્ઞાને તમે જે યુક્તિપૂર્વક પાર પાડી છે તે બદલ ધન્યવાદ! પગને ચામડાથી મઢવાને (એટલે જોડા પહેરવાને) બદલે પૃથ્વીને ચામડાથી મઢવાની મારી આજ્ઞામાં સમજદારી કરતાં ઉગ્રતા અધિક હતી તે હું કબુલ કરૂ છું.

આ વાતનો સાર એ છે કે આખી દુનિયાને સુધારવાની વાત ઊત્તમ હોવા છતાં એનો વહેવારૂ ઊકેલ પોતાની જાતને સુધારવામાં રહેલો છે, આવા મહાન કાર્યોની શરૂઆત માણસે પોતાની જાતથી કરવી જોઇએ. આચારનું પાલન એ એક એવું બળ છે કે તેનો પ્રભાવ બીજાઓ ઉપર પડે છે. શક્તિ મુજબ બીજાનું ભલું કરવું જ જોઇએ તેમાં ઉપેક્ષા ન જ કરાય. પરંતુ તેમાં પોતાના આત્માનું હિત ચૂકી ન જવાય તે મુદ્દો આપણી નજર સામે રહેવો જોઇએ. સુધારણાની પહેલ પોતાને ત્યાંથી કરવી જોઇએ. પોતે સુધરશે એટલે એટલો પણ બગાડ આ દુનિયામાંથી ઘટવાનો જ છે, અને તે આત્મા જ વાસ્તવિક પરોપકાર કરી શકશે.



# ૧૬ ખાડો ખોદે તે પડે

'દગા કિસીકા સગા નહિ' 'ખાડો ખોદે તે પડે' 'હાથના કર્યા હૈયે વાગ્યા' એ બધી કહેવતોને સાર્થક કરતી આ વાર્તા, માનવીના દિલમાં દયાનો દીવો પેટાવે તેવી છે, પરાયું ધન હડપ કરવાની પાપ બુદ્ધિને મૂળમાથી ઉખેડવાની એમા સમજણ છે હકનો લૂખો રોટલો ય સારો પણ અણુહકના ઘેબર ઝેર જેવા એવી જે બોધકથાઓ આપણે ત્યા પ્રચલિત છે, તેનુ સચોટ સમર્થન આ વાર્તા કરે છે.

ગણુપત નામે એક ગામડિયો હતો. તેનું ગામડુ મુખ્ય સ્ટેશનથી દસેક ગાઉ દૂર હતુ એકવાર તે ગામડેથી સ્ટેશન ઉપર આવી, ટ્રેનમાં બેસીને શહેરમાં ગયેલો. શહેરમાંથી પાછા ફરતા તેની ટ્રેઈન ઘણી જ મોડી પડેલી. સ્ટેશને રાતના દસ વાગે પહોચેલી હવે શુ કરવું ? ગણુપત વિચારમા પડી ગયો

એક તો ઘોર અધારી રાત અને પોતાનું ગામ દસ ગાઉ દૂર. એટલુ ચાલવાનું અત્યારે શી રીતે બની શકે ? વળી દિવસ હોય તો કોઈનુ ગાડું આવ્યું હોય તો તેમાં બેસીને ઘર ભેગા થવાય, પણ અત્યારે મોડી રાતે આવા નાના સ્ટેશન પર એવુ કોઈ સાધન પણ હતું નહિ તેણે વિચાર કર્યો કે, હવે તો અહીં સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર જ રાત વીતાવી નાખવી

મોટા શહેરમાં જઈને તે પોતાની દીકરી માટે સોનાની મોહનમાળા ખરીદી લાવ્યો હતો. સાથે વીંટી અને કડું પણ હતાં આ બધા દાગીના પોતાની પાસે રાખીને પ્લેટફોર્મ ઉપર ઊંઘી જવું તે તેને યોગ્ય ન લાગ્યું. તેણે વિચાર કર્યો કે દાગીના અત્યારે સ્ટેશન માસ્તરને સોંપી દઉં. સવાર થતા પાછા માંગી લઈશ. માસ્તર કંઈ ઓછા જ અહીંથી ક્યાય નાસી જવાના હતા?

સ્ટેશન માસ્તર હજી ટિકિટ ઓફિસમાં બેઠા હતા. ત્યાં જઈને તેણે વાત શરૂ કરી. માસ્તર સાહેબ! ગાડી બહું મોડી પડી તેથી હું મુંઝાઈ ગયો છું. અત્યારે રાત્રે દસ ગાઉ દૂર ઘેર ક્યાં જાઉં? ગણુપતની વાત સાંભળી માસ્તરે કહ્યું કે "કંઈ વાંધો નહિ. અહિં રહી જવું છે ને? મારા કવાર્ટર્સ આગળ કાથીનો એક ખાટલો પડ્યો છે, તે અહીં પ્લેટફોર્મ ઉપર લાવીને સૂઈ જા" માસ્તરે આમ રહેવા માટે અનુમતિ આપી એટલે ગણુપતે કહ્યું કે, "માસ્તર સાહેબ મારી પાસે જોખમ છે. રાતની રાત એને તમે સાચવો અને હું સવારે પાછું લઈ લઈશ. માસ્તરે પૂછ્યું કે જોખમમાં શું છે? એટલે કહ્યું કે; 'સોનાની મોહનમાળા છે. વીંટી અને કડું છે. વળી થોડાક રૂપિયાની નોટો છે. માસ્તરે થોડીવાર વિચાર કરી જવાબ આપ્યો કે, ભલે એ બધું મને સોંપી દે. હું તાળા-ચાવીવાળા કબાટમાં મૂકી રાખીશ. પ્લેટફોર્મ ઉપર ખૂલ્લામાં રાત્રે જોખમ પાસે રાખીને સુવું સારું નહિ. સવારે પાછું તે લઈ લેજે.

ગણુપતે ગજવામાંથી દાગીનાનું પડીકુ કાઢયું અને માસ્તરને દાગીના ગણીને આપી દીધા. થોડીક નોટો હતી તે પણ આપી પછી ખાટલો લાવીને પ્લેટફોમ ઉપર ઢાળ્યો અને આડો પડ્યો છેલ્લી ગાડી આવી ગઈ હતી તેથી માસ્તર પણ બધું બંધ કરીને પોતાના કવાર્ટસમા ગયાં.

આ બાજુ ગણુપતને સૂતાં-સૂતા વિચાર આવવા લાગ્યા, અરે જીવડા ! તેં આ શુ કર્યું ? બધું માસ્તરને સોંપી દીધું ? આ તો કળીયુગ છે. માસ્તરનું મન લોભાઇ નહિ જાય તેની ખાત્રી શી ? લોભમાં એ કંઈ પગલુ ભરી બેસે તો ? આ તો ધન જાય અને પ્રાણુ પણ જાય તેવું કર્યું. ગણુપતને પસ્તાવો થવા લાગ્યો. છેવટે તેણે નક્કી કર્યું કે, પ્લેટફોમ ઉપર જે ઊંચું ઝાડ છે તે ઉપર ચઢીને રાત વીતાવી દેવી સવારે જે થાય તે ખરૂ. આમ વિચાર કરી ગણુપત ખાટલામાંથી ઉઠ્યો ઝાડ ઉપર ચઢીને સારી મજબુત ડાળ જોઇ ત્યાં બેસી ગયો

હવે સ્ટેશન માસ્તરના મનની વાત જોઇએ માસ્તરને પણ વિચાર આવવા લાગ્યો કે વાહ ! કેવી આબાદ તક મલી છે ! ગામડિયાએ મને જ આ જોખમ સોપ્યું છે તેવુ કોણુ જાણુ-વાનું છે ? કોઇ સાક્ષી તો છે જ નહિ તો પછી ગામડિયાનું કાટલું જ કઢાવી નાખું તો શું ખોટું ? બધા દાગીના હજમ થઇ જાય અને ટાઢે પાણીએ ખસ જાય

સ્ટેશનવાળા વિસ્તારમાં બેચર નામનો એક ગુંડો રહેતો હતો માસ્તર તેને સારી રીતે ઓળખે. બેચર પણ કામ હોય

ત્યારે માસ્તરને સલામ ભરે. એકવાર કોઈ કામમાં બેચરને માસ્તરે બચાવેલો એટલે માસ્તરે વિચાર કર્યો કે, બેચર પાસે જ ગણુપતનું કાટલું કઢાવી નાંખું. એમ વિચારીને તે તરત જ બેચરના ઘેર ગયા. ઘરની બહાર બેચર ખાટલામાં બેઠો હતો. માસ્તરને જોતાં જ બેચર ચમકયો. "કોણ? માસ્તર સાહેબ? કેમ અત્યારે ખાસ કોઈ કામ છે?"

માસ્તરે જવાબ આપ્યો, કે "બેચર તારૂં ખાસ કામ પડયું છે, ખાસ વાત કરવી છે, ઘરમાં કોઈ છે?" બેચરે જવાબ આપ્યો કે "ના માસ્તર સાહેબ ઘરમાં કોઈ નથી આવો ઘરમાં" બેચરે સાંકળ ઉઘાડીને માસ્તરને ઘરમાં બોલાવ્યા બંને જણા બેઠા. માસ્તર બોલ્યા "બેચર એક શિકાર સપડાયો છે" બેચરે આતુરતાથી પૂછયું. "કોણ છે? અને કયાં છે?" તે પ્લેટફોર્મ ઉપર ખાટલામાં સૂતો છે એમ કહી માસ્તરે બધી વિગત જણાવી પછી ઉમેર્યું; "તું તેને ખલાસ કરી નાખ કોણ જાણવાનું છે? પછી મોહનમાળા મારી અને સોનાનું કડું અને વીંટી તારાં! બાકીનો મામલો મને સંભાળતાં આવડે છે." માસ્તરની વાત સાંભળીને બેચર તૈયાર થઈ ગયો, કારણ કે પાપી આત્માઓ આવા કામમાં તો સ્વાભાવિક રીતે જ પાવરધા હોય છે. બેચરે કહ્યું કે, "ભલે માસ્તર સાહેબ તમે તમારે કવાર્ટસમાં જઈને નિરાંતે ઉંઘો. હું મારી મેળે જ કામ પતાવી દઉં છું. હમણાં જ હથિયાર લઇને ત્યાં પહોંચી જાઉં છું" માસ્તર ત્યાંથી વિદાય થયા.

આ બાજુ ગણુપત ઝાડ ઉપર ચઢીને બેસી ગયો તે આપણે જોઈ ગયા, હવે બન્યુ એવું કે માસ્તરનો દીકરો સીનેમા જોવા ગયેલો તે મોડી રાત્રે છૂટયો પ્લેટફોર્મ વટાવીને જ તેને પોતાના કવાર્ટર્સમાં જવાનો રસ્તો હતો પણ પ્લેટફોર્મ ઉપર આવતાં જ તેણે ખાટલો પાથરેલો જોયો તેથી તેણે વિચાર્યું કે આ ખાટલો મારા પિતાશ્રીએ જ મારા માટે ઢાળી રાખ્યો હશે અત્યારે કવાર્ટર્સમા જઇને તેમની ઉંઘમા ડખલ કરૂ તેના કરતાં હુ અહીં જ સુઈ જાઉં આમ વિચાર કરીને એ ખાટલામાં સૂતો, ને થોડીવારમાં ઊંઘી ગયો, રાત અધારી હતી, કોઇના મોં એકદમ ઓળખાતા ન હતાં, ત્યા પેલો બેચર ખાટલા પાસે આવ્યો. માસ્તરે આપેલી સૂચના મુજબ, ખાટલામા ગામડીઓ જ સુઈ રહ્યો હશે, એમ સમજી તેણે માસ્તરના દીકરાના ગળામા છૂરી ઘોચી દીધી અને તરત જ દીકરો ખલાસ થઈ ગયો, બેચર પલાયન થઈ ગયો

ઝાડ ઉપર બેઠેલો ગણુપત આ મામલો જોતો હતો, તેણે જોયુ કે, કોઈ માણસે આવીને પેલા સૂઈ રહેનારા ઉપર છરીનો ઘા કર્યો, તે મામલો સમજી ગયો, પોતે બચી ગયો તે બદલ મનથી ભગવાનનો ઉપકાર માનવા લાગ્યો પ્રાત'કાળ થવા આવ્યો તે વખતે એક ટ્રેઇન સ્ટેશનમા આવીને ઉભી રહી. ગણુપત તરત જ આવેલી ગાડીમા બેઠેલા એક ગાર્ડ પાસે દોડયો તેને બધી હકીકત કહી જણાવી

ટ્રેઈનમાં બીજા પ્રવાસીઓ પણ હતા, રેલ્વે પોલીસ પણ હતી આખોય કેસ પોલીસમાં જાહેર થયો અને માસ્તરની ધરપકડ થઈ પછી કેસ ચાલ્યો માસ્તરે બધી કબુલાત કરી લીધી. માસ્તરને તથા બેચરને આકરી સજા થઈ, આમ માસ્તર પોતેજ પોતાની જાળમાં ફસાઈ ગયો. કહેવાય છે કે, "ખાડો ખોદે તે પડે" તે કહેવત ખરેખર યથાર્થ છે. મોડા અથવા વહેલા આ અવનીમાં દરેકે પોતાના કૃત્યોના પરિણામ ભોગવવાં જ પડે છે. કોઈ કાળે એમાંથી છટકી શકાતું જ નથી.

કહેવાનું તાત્પર્ય એ છે કે, કદી કોઈનાય ભુંડામાં ભાગ ન લેશો. કોઇનું પણ અહિત કરવાની પ્રવૃત્તિમાં સીધો કે આડકતરો ભાગ ન લેશો. બને તેટલો ભાગ ભલાઈમાં લેજો. ભુંડાના કરનારનું ભુંડું થાય છે. તેમ ભલાના કરનારનું ભલું થાય છે. કાંટા વાવીને કેરીની આશા રાખશો તો છેતરાશો. કદી પણ એ ભુલવા જેવું નથી કે સહુના ભલામાં જ આપણું ભલું છે.



# ૧૮ આત્મ નિરીક્ષણ

પુણીઆ શ્રાવકને નમું, વીરે વખાણ્યો જેહ,
દોકડા સાડા બારમા, સ્વામી ભક્તિ કરેહ

અર્થ:- સ્વય શ્રી મહાવીરસ્વામી ભગવાને જેમની પ્રશસા કરી છે તે પુણીઆ શ્રાવકને હુ નમુ છુ કે જેઓ રોજની સાડા બાર દોકડાની પોતાની આવકમા પણ સાધર્મિકને જમાડ્યા પછી જ જમતા હતા.

આ મહાપુણ્યશાળી શ્રાવકના શુભ નામથી સકળ શ્રી જૈન સઘ સુપરિચિત છે ઉચ્ચ કોટિની તેમની નીતિમત્તા તથા સામાયિક એ બ નેને સ્પર્શતો આ પ્રસગ-પ્રત્યેક આરાધક માટે દીવાદાડી સમાન છે

ઉચ્ચ કોટિ નીતિને વરેલો પુણીઓ શ્રાવક રાજગૃહીમાં રહેતો હતો. તેમની ધનમુચ્છો એટલી બધી પાતળી હતી કે પતિ-પત્ની બે જણાના પોતાના કુટુંબના નિર્વાહ માટે જરૂરી સાડાબાર દોકડાની રોજની આવકમાં સંતોષ માનતા અને આ આવક પણ રૂની પુણીઓ બાંધવાના નિર્દોષ ધધામાંથી જ મેળવતા હતા. આ શ્રેષ્ઠ શ્રાવક આટલી સાધારણ આવકમાં પણ રોજ એક સાધર્મિકને જમાડતા હતા. અણુહકની એક સળી પણ પોતાના ઘરમાં ન આવી જાય તેની ખાસ કાળજી રાખતા હતા. પરધનને પત્થર સમાન સમજીને સતોષ ભાવમાં મગ્ન રહેતા. આ શ્રાવક દરરોજ સામાયિક કરતા.

એક દિવસ સામાયિક કરતાં તેમનું મન ભમવા લાગ્યું. સમતાને બદલે ચંચળતાનો તેમને અનુભાવ થયો. તેમણે તરત પોતાની ખાસ દિનચર્યા ઉપર નજર ફેરવી. વહેલી સવારથી સામાયિકના સમય સુધીમાં પોતે મન, વચન, કાયાના જે—જે વ્યાપારો કર્યા હતા, તેની બારીક ચકાસણી કરી, છતાં તેમને કોઇ દોષ ન જડયો. એટલે તેમણે પોતાની પત્નીને બોલાવીને કહ્યું, કોઈ દિવસ નહીં ને આજે મારૂં મન સામાયિકમાં લાગતું નથી. એટલે મેં મારા આચાર-વિચારની બારીક ચકાસણી કરી છતાં કોઈ દોષ ન જડ્યો. માટે હવે તમે તમારી આજની કાર્યવાહી ઉપર નજર ફેરવો કે જેથી મૂળ દોષ પકડાઈ જાય.

શ્રાવકનાં ધર્મપત્ની પણ તેમના જેવાં નીતિમાન અને ધર્મ-શ્રદ્ધાળુ હતાં. એટલે પોતાની કાર્યવાહી ઉપર નજર કરતાં કરતાં તેમને પાડોશણના એક છાણા બાબતમાં જે સંદેહ હતો. તે જ સાચો હોય તેમ લાગતાં, તેમણે પોતાના પતિને કહ્યું "આપણા છાણાંની જોડે આપણી પાડોશણના છાણાં પડેલાં હતાં, એટલે આજે સવારે હું છાણા લેવા ગઈ ત્યારે એક છાણા બાબતમાં મને વહેમ પડેલો કે આ છાણું આપણું છે કે પાડોશણનું? પણ બંનેના છાણા અડોઅડ હતાં એટલે હું એ નક્કી ન કરી શકી કે ચોક્કસપણે આ છાણું કોનું છે. તેમ છતાં હું તે છાણું ઘેર લઇ આવી ને તેનાથી રસોઇ કરી. તે રસોઇ જમ્યા પછીથી આપ સામાયિક કરવા બેઠા ને આપે ફરિયાદ કરી કે, મારૂં મન આજે સામાયિકમાં લાગતું નથી. એટલે નક્કી થઇ જાય છે કે હું જે છાણું લાવી તે પાડોશણનું હતું"

આખી વાત સાંભળીને પુણીઆજીએ કહ્યું, " હમણાંને હમણાં પાડોશણને ત્યાં જાઓ, ઘરમાંથી એક છાણું લઈને તેને આપો કરેલા અપરાધની ક્ષમા માંગો તેમજ ફરીથી આવો દોષ ન સેવાઈ જાય તે માટે પ્રાયશ્ચિત લો " પુણીઆજીનાં પત્નીએ પતીની આજ્ઞાનું અક્ષરશઃ પાલન કર્યું

તે પછી પુણીઆજીએ ફરીથી સામાયિક લીધુ. દૂધમા સાકર ઓગળે તેમ તેમનું મન આત્મભાવમાં એકરસ બની ગયું. ત્યારે તેમને શાન્તિ વળી.

'નીતિરેવ ધર્મ' –નીતિ માર્ગાનુસારીતા એ ધર્મનો પાયો છે એ સૂત્રને અસ્થિમજ્જાવત્ બનાવનારા પુણીઆ શ્રાવકને કોટિ કોટિશઃ પ્રણામ.

આ કથા પ્રસંગ સ્પષ્ટપણે કહી જાય છે કે અનીતિની આંગળી ઝાલીને કદીપણ ધર્મનગરમાં નહિ જઈ શકાય ધર્મનગરમાં જવા માટે તો નીતિરૂપી સડક ઉપર જ ચાલવુ પડશે, અણુહકનું એક છાણું પણ આરાધકના મનમા કેવો ઉત્પાત સર્જી ગયું તે વાંચ્યા, વિચાર્યા પછી આપણે નીતિના પાકા પક્ષકાર બનીને જીવનમાં સાચી સમતાના વિકાસનો મજબૂત પાયો નાંખવો જોઇએ ધર્મની આરાધનામાં મન બરાબર ન ચોંટે તો આપણે પણ આપણી દિનચર્યાની બારીકાઇથી ચકાસણી કરીને દોષ રૂપી ચોરને પકડી પાડવો જોઇએ આત્મ નિરીક્ષણ કરનારો પુણ્યાત્મા દિન પ્રતિદિન આરાધનામાં આગળને આગળ જ વધતો રહે છે.



# ૧૯ શુભાશુભ ભાવની અસર

માનવીના શુભાશુભ ભાવની અસરનો આ પ્રસંગ કવિ કલાપીએ એમના કાવ્યમાં સારી રીતે ગૂંથેલો છે. કિસ્સો પ્રેરક તેમજ ઉપકારક હોઈને અહીં વર્ણવવામાં આવે છે.

સૌરાષ્ટ્રના એક રાજવી એક વખત ઘોડો ખેલાવતાં-ખેલાવતાં નગરથી બહુ દૂર નીકળી ગયા. તડકો તપતાં તેમને સખત તરસ લાગી. આજુબાજુ નજર દોડાવતાં એક ખેતર તેમની નજરે પડ્યું. થાકેલો રાજા ઘોડાને માંડ-માંડ દોરીને તે ખેતર સુધી પહોંચ્યો.

ખેતરમાં એક બાઈ પોતાના પાકની રક્ષા કરતી ઊભી હતી. રાજવંશી પોષાકમાં આવેલા અતિથિને તેણે આવકાર આપ્યો અને તરસ છીપાવવા માટે, શેરડીના ઊભા પાકમાંથી ફળદાર એક સાંઠો તોડીને તેમાં એક મજબૂત ખીલી ભોંકી. એટલે શેરડીમાંથી રસની ધારા નીકળી અને આખો લોટો શેરડીના રસથી ભરાઇ ગયો. તે રસ તેણે રાજાને આપ્યો. તરસ્યા રાજા ઝડપથી આખો લોટો પી ગયા. અને પછી તેના મનમાં વિચાર જાગ્યો કે, "આ ખેડૂતો ખરેખર સુખી છે. આવો સુંદર પાક તેમના ખેતરોમાં થાય છે. તો મારે તેમના ઉપર કર નાખીને રાજ્ય સમૃદ્ધિ વધારવી જોઇએ."

જ્યારે ખેતરની ચોકી કરતી બાઈને એમ લાગ્યુ કે રાજા કશું બોલતા નથી એટલે તેમની તરસ હજી પૂરી છીપાણી નથી, માટે તેમને વધુ એક શેરડીના સાંઠાનો રસ પીવા આપું. આમ વિચારને સાંઠા ઉપર ખીલીથી કાણુ કર્યું પણ તેમાંથી રસ ન નીકળ્યો અજાયબી ભરી આ ઘટનાથી ખેડૂત બાઈ મુંઝાઈ ગઇ એને ખબર નથી કે આ સામે ઉભેલો છે તે રાજા છે. તેનુ દિલ પોકારી ઉઠયું અને બોલી ઉઠી કે –

દયાહીન થયો નૃપ  રસહીન થઇ છે ધરા

એમ બોલીને બાઈ રડી પડી.

અર્થાત્–રાજા જ્યારે દયાહીન થાય છે ત્યારે પૃથ્વી પણ રસ વગરની બની જાય છે.

રાજાએ પોતાના મનમા જાગેલા અધમ વિચાર માટે બાઈની ક્ષમા માંગી અને કહ્યું, બહેન ! હવે શેરડી જરૂર રસ આપશે કારણુ કે મારુ મન હવે સારુ છે, પહેલા તો મે' એવો પાપી વિચાર કરેલો કે આવા સરસ પાક ઉપર કર નાખીને રાજ્યની સમૃદ્ધિ વધારવી જોઇએ એટલે શેરડીમાંથી રસ ન નીકળ્યો કારણુ કે મારા વિચારમાં કસ ન હતો, રાજાના કહેવાથી ખેડૂત બાઇએ શેરડીના બીજા સાંઠા પર જેવી ખીલી ઘોંચી કે તરત જ તેમાંથી રસની ધાર છૂટી, રાજાએ તે રસ પીને બાઈનો આભાર માનતાં અને પોતાની ઓળખાણુ આપતા કહ્યુ કે, "બહેન ! આ ઘટનાએ મારી આંખો ખોલી નાખી છે." તમારી જાહોજહાલી જોઈને ખુશ થવાને બદલે કર નાંખીને તે ઝૂંટવી લેવાનો જે અધમ વિચાર

મારાં મનમાં જાગ્યો તેના જવાબમાં ધરતી માતાએ જે રૂસણું લીધાં તે સ્પષ્ટપણે એમ સૂચવે છે કે, માણુસ માત્રે ભાવના સારી રાખવી જોઇએ. મારા જીવનમાં ફરીથી આવો અશુભ ભાવ પેદા નહિ થવા દેવાની હું તમને ખાત્રી આપુ છું.

રામ-રામ કહીને બાઈએ રાજાને વિદાય આપી.

આ પ્રસંગનો સાર એ છે કે 'જેવો આઘાત તેવો પ્રત્યાઘાત, જો આપણે બીજાના ભલાની ભાવના ભાવીશું તો તેનો પ્રત્યાઘાત આપણી ભલાઇમાં પારણમશે. ને જો આપણે બીજાનું બુરૂં ઇચ્છીશું તો આપણી તે મલિન ઇચ્છા બમણા વેગથી આપણા જ જીવનમાં અજંપો જન્માવનારી નીવડશે.

શુભ ભાવની શુભ અસર અને અશુભ ભાવની અશુભ અસર, એ એક સિદ્ધ હકીકત છે. જો બાવળના વાવનારને કાંટાને બદલે કેરી મળે તો આ સિદ્ધ હકીકતમાં ફેરફાર થયો એમ માનવું પડે. કોઇ કાળમાં એવું બન્યું નથી અને બનવાનું પણ નથી. શુભ સંકલ્પ એ મનુષ્ય જીવનની અમૂલ્ય મૂડી છે. આ મૂડી મનુષ્ય માત્રને જન્મથી જ મળે છે. તેનો જો સદ્ઉપયોગ કરવામાં આવે તો સંસાર સ્વર્ગ બની જાય.

અશુભ ભાવનું સેવન એટલે આપત્તિઓને આમંત્રણ અને શુભ ભાવનું સેવન એટલે દિવ્ય સંપત્તિઓને આમંત્રણ, ચિંતામણિ રત્ન કરતાં પણ વધુ કિંમતી એવા ચિત્ત રત્નને શુભ ભાવમાં રાખવું જોઈએ. તેમાં અશુભ ભાવનાઓના ડાઘ ન લાગે તેની સતત કાળજી રાખીશું તો જ આપણે સહુ ડાઘ વગરના પવિત્ર જીવનને વિકસાવી શકીશું.

## ૨૦ સત્સંગ મહિમા

ચિંતામણિ કે સ્પર્શસે, કંચન ભઇ તલવાર;
તુલસી તીનોંના મીટે, ધાર માર આકાર

પારસમણિના સ્પર્શથી લોઢાની તલવાર સોનાની તો બની ગઇ એમ છતાં તેનામા તલવારનો આકાર, ધાર અને મારવાના ગુણ ધર્મ તો લોઢાના જ રહ્યા. એટલે આ સોબત સો ટચની ન જ ગણાય.

જ્યારે સત્સગને લગતી બીજી ગાથા કહે છે કે-

સગત કીજે સંતકી, કદીય ન નિષ્ફળ જાય;
દેખો પારસ-સ્પર્શસે, લોહા કંચન બન જાય.

અર્થ - સંતની સોબત કરવી જોઈએ. તે કદી નિષ્ફળ જતી નથી પારસમણિના સ્પર્શથી લોઢું કચન બની જાય છે એ સાચુ છે પણ સતની સોબતથી તો શઠ માણુસ પણ સજ્જન બની જાય છે એ વિશેષતા છે. તો પણ આ થઇ સત-સમાગમની મધ્યમ પ્રકારની અસર. સંત-સમાગમની સર્વ શ્રેષ્ઠ પ્રકારની અસર નીચેની ત્રીજી ગાથામાં છે.

પારસ મેં અરૂ સંત મેં, બડા અંતરો જાણ.
વહ લોહા પારસ કરે, વહ કરે આપ સમાન

અર્થ :- પારસમણિ અને સત વચ્ચે મોટુ અંતર છે પારસમણિ એના સંસર્ગમાં આવનારા લોઢાને કંચન

બનાવી દે છે. પણ પારસમણિ નથી બનાવી શકતો. જ્યારે સંત તો પોતાના સંસર્ગમાં રહેનારા માણસને પોતાના જેવો સંત બનાવે છે.

સંત સમાગમનો અપાર મહિમા ભારતના સર્વ આસ્તિક દર્શનકારોએ ગાયો છે, મહાપુણ્યના ઉદયે જ માનવીને સાચા સંતની સેવા કરવાનો તેમજ તેમની પાસે રહેવાનો ધન્ય અવસર પ્રાપ્ત થાય છે.

નીતિ શાસ્ત્રકાર પણ ગાય છે કે,–

ચંદનં શીતલં લોકે, ચંદનાદપિ ચંદ્રમા;
ચંદન ચંદ્રયોર્મધ્યે, શીતલા સાધુસંગતિ:.

અર્થઃ– ચંદન લોકમાં શીતળ ગણાય છે ચંદનથી અધિક શીતળતા ચંદ્રમા આપે છે, પરંતુ સાધુ મહાત્માની સોબતમાં તો ચંદન અને ચન્દ્રમાં કરતાં પણ અધિક શીતળતા અનુભવવા મળે છે.

એવા એક મહાત્માનો આ કથાપ્રસંગ વાંચ્યા તેમજ વિચાર્યા પછી કપટરહિત પવિત્ર જીવનનું યથાર્થ મહત્વ આપણને જરૂર સમજાશે.

કોઇ એક મહાપુરુષ પાસે પારસમણિ હતો. તેને તેઓ એક ચીથરામાં વીંટીને લોઢાની એક ડબ્બીમાં રાખતા હતા. લોઢાની ડબ્બીમાં રાખવાનો એ હેતુ હતો કે કોઇ તેના સ્વરૂપને સમજી ન શકે તેથી તે ચોરાઇ જવાનો ભય ન રહે.

આ મહાપુરુષની સેવામાં ઘણાં વર્ષોથી એક શિષ્ય રહેતો હતો. તે જાણતો હતો કે ગુરૂજી પાસે પારસમણિ છે પણ તે કયા રાખે છે તેની પાકી માહીતી ન હતી પણ તે પારસમણિના લોભે મારી સેવા નથી કરતો, એવો દૃઢ વિશ્વાસ ગુરૂને બંધાઇ ગયો હતો કારણ કે આજ સુધીમાં કયારેય તેણે પારસમણિ માટે કોઇ પૂછપરછ કરી ન હતી વર્ષો વીતતા ગુરુજી અંતિમ અવસ્થાએ પહોચ્યા. ત્યારે તેમને વિચાર આવ્યો, કે શિષ્ય સુપાત્ર છે તેને પારસમણિ આપવામાં જોખમ નથી. એટલે તેમણે તેને બોલાવીને કહ્યુ "પેલી ઝોળીમા લોઢાની ડબ્બી પડેલી છે, તેમા પારસમણિ છે તે લઇ આવ"

આ વાત સાંભળતા જ શિષ્યને આશ્ચર્ય થયુ. તેનાથી રહી શકાયુ નહિ તે તરત બોલી ઊઠયો "ગુરુજી! શું કહો છો? લોઢાની ડબ્બીમા પારસમણિ? એ રહી પણ કેમ શકે? કારણ કે પારસના સ્પર્શે, લોઢુ સોનુ બન્યા સિવાય ન જ રહે. તો આપ લોઢાની ડબ્બીમા પારસમણિ શી રીતે રાખી શકયા? એ પારસમણિ પણ કેવો અને લોઢુ પણ કેવું?" આમ કહી ગુરૂના મો સામે જોઈ જ રહ્યા.

છેવટે ગુરુએ કહ્યુ, "બેટા! શુ વિચાર કરે છે? મે લોઢાની ડબીમાં પારસમણિ રાખેલો છે, તેમાં કાંઈક જુદો ભેદ છે, માટે જા એ ડબ્બી લઈ આવ એટલે તને એ ભેદનો મર્મ સમજાવું શિષ્ય તરત ડબ્બી લઈ આવ્યો શિષ્યના જોતા ગુરૂએ ડબ્બી ઉઘાડી અને તેમાથી ચીંથરે વીંટેલ પારસમણિ કાઢયો. ચીંથરાને દૂર કરીને તે પારસમણિ લોઢાની ડબ્બી માં મૂકતાની સાથે તે ડબ્બી સુવર્ણની બની ગઈ

શિષ્યના મનનું સમાધાન કરતાં ગુરૂ બોલ્યા "જોયું બેટા! આ અંતરપટને દૂર કરતાંની સાથે જ પારસમણિનો ગુણ જણાઈ આવ્યો. જયાં સુધી તેના ઉપર ચીંથરાનું આવરણ (ઢાંકણુ) હતું, ત્યાં સુધી તેનો ગુણ–લોઢાને સુવર્ણ બનાવવાનો સ્વભાવ પ્રગટ ન થઈ શકયો. આ ઉપરથી હું તને એ કહેવા માગું છું કે, જયાં સુધી માણુસના હૃદયમાં ક્રોધ, કામ, લોભ, મોહ, કપટ, આદિનાં આવરણો છે, ત્યાં સુધી ગુરુના વચન રૂપી પારસમણિ તેને સુવર્ણ જેવું શુદ્ધ નથી બનાવી શકતું. કામ, ક્રોધ, લોભ, મોહ કપટ, આદિના પડદા દૂર કરીને માણુસ જયારે પોતાના ગુરુની સેવા કરતો થાય છે, ત્યારે ગુરુનું પ્રત્યેક વચન તેના જીવનમાં પ્રકાશ પાથરીને તેને પણ સંતકક્ષામાં મૂકી દે છે, માટે જો તારે યોગ્ય થવું હોય તો પ્રથમ તારા અંતઃકરણમાંથી કામ, ક્રોધ, લોભ, મોહ, કપટ, આદિનાં આવરણોને દૂર કરી દે જે" આમ બોલતાં–બોલતાં ગુરુજીનો આત્મા શરીર છોડીને સદ્‌ગતિમાં ગયો અને શિષ્યે તે બોધને ઊંચામાં ઊંચુ રહસ્ય સમજી તેને હૃદયમાં ઉતારી આચારમાં વણ્યું.

આવરણં વસ્તુ સ્વરૂપ નિરોધ કર્મ.

વસ્તુ–સ્વરૂપને રોકનાર આવરણ છે.

આ કથાનો સાર એ છે કે સાચા સંતમાં પારસમણિ કરતાં પણ અધિક સામર્થ્ય હોય છે. હૃદયમાં કપટ રાખ્યા સિવાય તેમની સેવા-ભક્તિ કરવી જોઇએ. નહિતર કપટનો એ પડદો વજ્ર દિવાલ બનીને આપણને પોતાને જ નડશે. અને આપણે ગુરુકૃપાના અમૃતથી વંચિત રહીશું.

એવો એક નિયમ છે કે, દર્દીએ ડાકતર પાસે, વેપારીએ વકીલ પાસે અને શિષ્યે ગુરુ પાસે ખૂલ્લા થઇ જવું જોઇએ જે હોય તે સાચી હકીકત પડદો રાખ્યા સિવાય રજુ કરી દેવી જોઇએ નહિતર દર્દી દર્દ મુક્ત ન થાય, વેપારી કેસ હારી જાય અને શિષ્ય સંસાર-સાગરમાં ડૂબી જાય.

પારસમણિ ઉપર ચીંથરાનું આવરણ રહ્યુ ત્યાં સુધી તે લોઢાની ડબ્બીને સોનાની ન બનાવી શક્યો. પણ ચીંથરાનુ આવરણ ખસતાની સાથે જ લોઢાની ડબ્બી સોનાની બની ગઇ તેમ આપણે પણ નિષ્કપટ ભાવે ગુરુની સેવા કરીને નિષ્કલંક જીવન પ્રગટાવી શકશુ અર્થાત્ કથીર જેવા દુર્ગુણોને દૂર કરીને કંચન જેવા સદ્ગુણો વડે જીવનને નિષ્કલંક બનાવી શકશું.



## ૨૦ માળા તો મનકી ભલી

માળા તો મનકી ભલી, બીચમેં પોયા સૂત;
માળા બિચારી કયાં કરે? જપને વાલા કપૂત.

અર્થ :- સૂતરના દોરામાં પરોવેલી માળામાં મન પરોવવું જોઇએ. જાપ જપનારો બરાબર ન હોય તો માળા બિચારી શું કરે?

મતલબ કે હાથમાં માળા રાખીને મનમાં દુનિયાના વિચારો રાખીએ તો જાપ કેવી રીતે સફળ બને? અર્થાત્ જાપ સફળ ન થાય.

મન મરકટને મારવા, મનન તણી ચાબૂક;
ગ્રહીને શાન્ત કરો સદા, કરો નવિ કદી ચૂક.

અર્થ :- વાંદરા જેવા તોફાની મનને કાબૂમાં રાખવા માટે મનન (ચિંતન)ની ચાબુક ઉપયોગી છે. મનન દ્વારા મનને શાન્ત કરવું જોઈએ. વારંવાર આપણા ઉપયોગને ધ્યેય પ્રત્યે દોરવવું જોઇએ. તેમાં કદી બેદરકાર ન રહેવું. મનને વશ કરવાનો એજ ઉપાય છે. તેમ કરવાથી જાપમાં સારી પ્રગતિ થઇ શકે છે.

સમરણ સૂરત લગાઇકે, મુખસે કછુ ન બોલ;
બાહિર કે પટ દેઈ કે અંતર કે પટ ખોલ.

અર્થ :- ઈષ્ટના સ્મરણમાં લીન થઈને મુખ બંધ રાખો અર્થાત્ વાણીનું મૌન ધારણ કરો. ઇન્દ્રિઓનો બહિર્મુખ વ્યાપાર બંધ કરો. અને મન સહિત ઇન્દ્રિઓને આત્મામાં જોડી દો.

તાત્પર્ય એ છે કે પ્રભુ સ્મરણમાં સાચી લીનતા લાવવા માટે અંતર્મુખતા કેળવવી પડે. મનના મોં ને આત્મા તરફ વાળવુ જોઇએ જ્યારે બહિર્મુખતા બધ થાય છે ત્યારે જ આવી ઉત્તમ અવસ્થા પ્રાપ્ત થાય છે.

અગત્યની આ ભૂમિકા રજુ કર્યા પછી અહીં મન વગરની માળા ગણનારા ખેડૂતની વાત જોઇએ.

કોઇ ખેડૂત સવારના પહોરમાં ભગવાનના નામની માળા ફેરવતો હતો. તેના હાથમાં માળા ફરતી હતી. જ્યારે તેનુ મન બીજે જ ભટકતું હતું જેમ કે, આજે કોશ સંધાવવો છે, વાડીમાં ઘઉંને પાણી પાવાનું અટકી પડ્યુ છે, કોશ સંધાવવા મોચી પાસે ગયો તો એણે પાંચ આના માગ્યા. આજે ફરી મોચી પાસે જઇને કહીશ કે, અલ્યા મોચી ! બે આના સુધી સાંધી આપને ! મારૂ કામ અટકી પડ્યું છે. હુ ખેડૂત પટેલ તારે પેઢલે આવ્યો છું છતાં તને શરમ નથી આવતી ?

આવી રીતે પટેલ પ્રભુના નામ સાથે દુનિયાદારીની આવી વાતોનો ખીચડો પકાવતા હતા, તે વહુના સાંભળવામાં આવ્યુ એટલામાં બહારથી કોઈ માણસે આવીને પૂછ્યું "પટેલ ઘરમાં છે કે ?" પટેલના દીકરાની વહુએ જવાબ આપ્યો, "છે તો ખરા પણ હમણાં મોચી વાડે ગયા છે"

મોચીનું નામ સાંભળતા જ પટેલ ક્રોધથી લાલપીળો થઈ ગયો, પોતે અત્યારે માળા લઈને પ્રભુના સ્મરણમાં બેઠા છે તે પણ ભૂલી જઈને તે બોલ્યો, "કેમ વહુ! હજી તો ચાર દિવસ આવ્યે થયા છે ત્યાં જીભ આડીઅવળી ચલાવવા માંડ્યાં હું અંદર બેઠો છું, તે તો તમે જાણો છો, છતાં આવનારને તમે એમ કહ્યું કે, 'એ તો મોચીવાડે ગયા છે' આવો બોલકણો સ્વભાવ અહીં નહિ ચાલે.

પોતાના સસરાનો એકે એક શબ્દ સાંભળી લીધા પછી વહુ બોલી, "સસરાજી! માફ કરજો. તમે હમણાં જ માળા ફેરવતાં કોશ સંધાવવાની, મોચીને ઘેર જવાની, તેમજ ભાવમાં ઘટાડો કરાવવાની જે વાતો આપ મેળે તમેજ તમારી સાથે કરતા હતા, તે બધું મારા સાંભળવામાં આવ્યું છે, તમે પોતે વિચાર કરો કે હાથમાં માળા રાખી મનથી મોચીને ઘેર ગયા હતા કે નહિ? તેની સાથે ભાવ સંબંધી રકઝક કરી હતી કે નહિ? પટેલ તો વહુનું ભાષણ સાંભળી સ્તબ્ધ બની ગયો. પોતાની ભૂલ તેને સમજાઇ ગઇ, વહુએ જાણ્યું કે હવે સસરાજીને એમની ભુલ સમજાઇ ગઈ છે એટલે તેણે કહ્યું, "સસરાજી! આપ એમ ન માનતા કે આ વહુ અહીં પાણી—વાસીદું કરવા જ આવી છે, હું તો તમારા આ ઘરની સાથોસાથ તમારા તનની અને મનની ધર્મકરણીની પણ ખબર રાખીશ"

આ પ્રમાણે યુક્તિયુક્ત વહુનુ કથન સાંભળીને તથા વહુની ચકોર દૃષ્ટિ જાણીને પટેલ ઘણા પ્રભાવિત બની ગયા અને પોતાના ઘરનો તમામ વહીવટ વહુને સોપી દીધો.

આ કથાનો સાર એ છે કે, મન વગર માળા ફેરવવાથી કે મન વગર પ્રભુનુ નામ રટવાથી જો પાપ દૂર થઇ જતા હોય અને સ્વર્ગ કે મોક્ષ મળતા હોય તો કેઇક પોપટો પણ મોક્ષે પહોંચી જાય.

પ્રભુના સ્મરણુમા એકતાન થવુ તે કાર્ય જરૂર પ્રયત્ન સાધ્ય છે. તેમાં ઠીકઠીક પ્રયત્ન કેળવવો પડે છે, પરતુ એ કાર્ય જેટલુ કઠીન છે તેટલુ જ ખૂબ જરૂરી છે, જાપમાં એકતાનતા આવ્યા પછી અતરગ જે આનદ ઉત્પન્ન થાય છે, તે આનદની અવધિ રહેતી નથી. એટલે તેમાં કરેલા, પ્રયત્નનો બદલો અનેકગુણો મલી જાય છે, જાપમાં આગળ વધેલા આત્માઓ જગતની તમામ જંજાળમાંથી સહજમા છૂટી શકે છે

કાયા, કુટુબ, કચન, કામિની અને કીર્તિ એ પાચમાથી મનને જેમ જેમ પાછું વાળી શકાય છે તેમ તેમ પ્રભુના સ્મરણમાં મનને લીન કરવામા ફાવટ આવે છે મનરૂપી વાંદરો જેમ તેમ કૂદાકૂદ કરતો જ રહે અને હાથમાં માળા ફરતી રહે એટલા માત્રથી પ્રભુ સાથે પ્રીતિનો તાર જોડી શકાય નહિ

પ્રભુ ભક્તિ એ તો ઉગ્ર પાપોના ડાઘને આત્મામાંથી સદંતર નાબૂદ કરનારી દિવ્ય શક્તિ છે. પણ જ્યાં સુધી આપણે તેમનું શરણું ન સ્વીકારીએ ત્યાં સુધી આપણા ઉદ્ધારની પળ દૂર ને દૂર જ રહે છે. દૂધમાં સાકર ઓગળી જાય છે, તેમ આપણે પ્રભુના સ્મરણમાં મનને એકાકાર બનાવી શકીએ તો આપણો આત્મા નિર્મળ બનીને ઉચ્ચ ગતિનો અધિકાર પ્રાપ્ત કરી લે છે.

પ્રભુને ભજવાના ઉત્તમ સાધનરૂપ મનને સદાય પ્રસન્ન, પવિત્ર તેમજ જોમવંતુ રાખવા માટે આપણે પ્રભુની ભક્તિ, સદ્‌ગુરૂનો સમાગમ, સત્‌શાસ્ત્રોનું શ્રવણ મનન, મૈત્રી આદિ ભાવનાનું ચિંતન, સાત્વિક સાહિત્યનું વાંચન, એકાગ્રતાનો અભ્યાસ તેમજ નિર્દોષ આહારની દૃઢ રૂચિ કેળવવી પડશે.

ઉત્તમ પ્રકારના ચિંતન મનનની ટેવ પાડવાથી મન આસ્તે આસ્તે પ્રભુ સ્મરણમાં રસ દાખવતું થાય છે. અને સ્મરણમાં જેમ જેમ રસ વધે છે. તેમ તેમ ચિત્તની પ્રસન્નતા વધતી જાય છે. અને ચિત્તપ્રસન્નતા વધ્યા પછી સ્થિરતા અને એકાગ્રતા દૂર નથી. અને જ્યાં પરમ તત્ત્વમાં એકાગ્રતા છે ત્યાં કેવળ આનંદ, આનંદ અને આનંદ જ રહે છે.



# ૨૧ મધુબિન્દુ મુગ્ધપુરુષ

મધુ બિન્દુ મમ વિષય સુખ, દુઃખ તો મેરૂ સમાન.
માનવ મન ચિંતે નહિ, કરતા વિષનુ પાન.

વળી પણ કહ્યુ છે કે :–
મેં ભોગસારા ચિંતવ્યા, તે રોગ સમ ચિંત્યા નહિ.
મધુ બિન્દુની આશામહી, ભયમાત્ર હું ભૂલી ગયો.

નિજ જીવનનુ નિખાલસપણે નિવેદન કરતાં ભક્ત જનોએ પરમાત્મા પાસે રજુ કરેલ ઉપરની કરૂણ કથની આ દુનિયાના લગભગ બધા જીવોને લાગુ પડે છે

મધપુડામાંથી મધ ટપકશે અને મારૂ મોં મીઠુ થશે એ લાલસામા લપટાઇને જીવ આધિ, વ્યાધિ અને ઉપાધિ રૂપ મધમાખીઓના ડંખની વેદના પણ કેવા હસતા મોંએ સહન કરતો હોય છે. અને લગભગ મૃત્યુને આરે પહોચવા છતાં આ લાલસામાં જ મુગ્ધ બનીને તેને પોતાને ઉગારી લેવા આવેલા દયાળુ પુરુષની પણ કેવી ઉપેક્ષા કરે છે તેનુ જીવંત ચિત્ર આ કથા રજુ કરે છે. આ કથા વાચ્યા પછી તેના ઉપર જો ઊંડું ચિંતન કરવામાં આવે તો આપણે જીવન તરફ, જીવનની પવિત્રતા તરફ અને આત્માના ઘર તરફ જરૂર પગલાં ભરતા થઈએ.

કોઈ એક પ્રવાસી પુરુષે દેશ,વિદેશમાં પરિભ્રમણ કરતાં ચોર-લૂટારા તથા ઘાતકી પશુઓવાળી ભયંકર અટવીમાં સંઘ સાથે પ્રવેશ કર્યો તે સંઘને લૂંટી લેવા માટે એક દિશામાથી

ચોર લૂંટારા દોડી આવ્યા. અને બીજી દિશામાંથી તેના ઉપર જીવલેણુ હુમલા કરવા માટે વાઘ-સિંહ ગર્જના કરતાં ધસી આવ્યા. તેથી સંઘના સર્વ માણુસો પોતાના જાન તથા માલને બચાવવા માટે જેમ ફાવે તેમ ભાગી છૂટ્યા.

જ્યારે આ સંઘની સાથે મુસાફરી કરતો આ પુરુષ એકલો અટૂલો પડી જતાં વિકટ વનની વાટે દોડવા લાગ્યો. મદમસ્ત એક જંગલી હાથી તેની પાછળ પડ્યો. ગિરિશિખર જેવા ઉંચા હાથીની ભયંકર ગર્જનાઓથી ગભરાઈને વારેવારે પડતો આખડતો પ્રવાસી પોતાના પ્રાણુ બચાવવા આગળ વધવા લાગ્યો. ભયભીત પુરુષ આગળ છે, તેની પાછળ યમરાજ જેવો હાથી દોડી રહ્યો છે. દૂરથી જોનારને એમ જ લાગે કે, પુરુષ અને હાથી વચ્ચે દોડવાની શરત લાગી હશે. દોડતા પુરુષના શરીરમાં શ્વાસ માતો નથી. પગ પણુ હવે પૂરો સાથ આપતા નથી. અને હાથી પણુ તેની વધુ નજીક આવી પહોંચ્યો.

જાન બચાવવા માટે આડેધડ દોડતા તે પુરુષે એવામાં એક કૂવો જોયો. કૂવો જોતાં જ તેને થયું હાથીના પગ તળે કચરાઇ મરવા કરતાં આ કૂવો સારો. આમ વિચારીને તેણે કૂવામાં પડતું મૂકયું. આ કુવાને કાંઠે વડનું એક વૃક્ષ હતું. તે વડની ૧૦-૧૨ ફૂટ લાંબી એક વડવાઇ કૂવાની વચ્ચે લટકતી હતી. હાથીથી બચવા કૂવામાં પડેલા પુરુષના હાથમાં કુદરતી રીતે આ વડવાઈ આવી ગઈ અને તેને પકડીને તે કુવામાં લટકી રહ્યો.

ભયંકર ત્રાડ નાખતો હાથી પણુ કૂવા પાસે આવી પહોંચ્યો. કૂવાને કાંઠે આગલા પગ લાંબા કરીને તેણે કૂવામાં

લટકતા પેલા પુરુષને પકડવા માટે પોતાની સૂંઢ લંબાવી, પણ વ્યર્થ, કારણકે પુરુષ વધુ દૂર હતો. કૂવા કાંઠે ઊભેલા હાથી તરફથી મો ફેરવીને તે પુરુષે કૂવામાં નજર કરીતો તે બેબાકળો બની ગયો. ત્યાં મોટો એક અજગર બખોલ જેવુ મો પહોળું કરીને તેને ગળી જવા માટે પડ્યો હતો અજગર ઉપરથી નજર ખસેડીને તેણે આસપાસ જોયું તો લાબી-લાબી જીભવડે લપકારા મારતા ચાર સર્પ જોયા પોતાની આ અસહાય સ્થિતિ જોઈને તે પુરુષને તમ્મર આવી ગયા

મહા મુશ્કેલીએ તેણે આંખો ઉંચી કરીને ઉપર જોયું, તો બે મોટા ઉંદર તે જે વડવાઈને વળગીને કુવા વચ્ચે લટકેલો હતો, તેને પોતાના દાત વડે કરડ-કરડ કરડી રહ્યા હતા. એક ઉંદર ધોળા રંગનો હતો. બીજો કાળો હતો

પ્રવાસી પુરુષને પકડી પાડવામા નિષ્ફળ નીવડેલા હાથીએ બમણા ગુસ્સા અને જુસ્સા સાથે પોતાની સૂંઢ વડે આખા વડને હલાવવા માંડયો. જાણે કોઇ જટાધારી જોગીધૂણતો હોય તેમ આખો વડ હાલકડોલક થઈ ગયો પ્રવાસીનુ નસીબ વાંકુ હતુ. એટલે વડ હાલવાથી તે વડની જે વડવાઈને પકડીને તે લટકતો હતો, તેના ઉપર રહેલો મધપૂડો પણ ધ્રૂજ્યો અને તેમાં રહેલી અપાર મધમાખીઓએ તેને તિક્ષ્ણ ચટકા માર્યા માખીઓના ડંખની વેદનાથી તે કણસવા લાગ્યો પણ વડવાઇને ગમે તેમ કરીને બાઝી રહ્યો એવામા ઉંચે રહેલા મધપૂડામાથી મધનું એક બિંદુ તે પુરુષના કપાળ પર ટપક્યું. કપાળ ઉપરથી સરકતું-સરકતુ તે, તેના હોઠને

સ્પર્શ્યું. હોઠ પર જીભ ફેરવીને તે તેની મીઠાશમાં મશગુલ બની ગયો. અને હાથી, અજગર, સર્પ, ઉંદર વગેરેના મહાન ભયને પણ ભૂલી ગયો.

આ અવસરે એક વિદ્યાધર પોતાની પત્ની સાથે તે કૂવા ઉપરથી પસાર થયો, વિદ્યાધરની પત્નીએ મધુબિન્દુમાં આસક્ત થયેલા દુઃખી પુરુષ ને દીઠો. તેનું દુઃખ જોઈને તેનું હૃદય ભરાઈ આવ્યું. તેણે પોતાના પતિને કહ્યું પ્રાણનાથ! વિમાન અટકાવો અને કૂવામાં લટકી રહેલા આ અત્યંત દુઃખી પુરુષને તત્કાલ બહાર કાઢો, વિદ્યાધરે કહ્યું "દયાથી પ્રેરાઈ ને તું જે પુરુષને કૂવામાંથી બહાર કાઢવાનું કહે છે, તે પુરુષ મધુબિન્દુના સ્વાદમાં એવો મુગ્ધ છે, કે તે મારા પ્રયત્નો છતાં બહાર નહિ નીકળે. સ્ત્રીએ કહ્યું કે હે પ્રાણેશ! અંધારા કૂવામાં દશે દિશાના ભય વચ્ચે ઘેરાઈ ગયેલો તે પુરૂષ ઘણીવાર પછી મળતા એવા મધના એક બિન્દુમાં એવું તે કયું સુખ અનુભવતો હશે કે આપના પ્રયત્ને છતાં બહાર નીકળવાની તત્પરતા ન બતાવે? પોતાની પત્નીના આગ્રહથી વિદ્યાધરે કૂવાની ઉપર પોતાનું વિમાન અટકાવીને કૂવામાં લટકી રહેલા તે પુરુષને કહ્યું "હે દુઃખી પુરુષ! ઉંચે જો હું તને આ દુઃખમાંથી છોડાવવા આવ્યો છું માટે તું તારો એક હાથ મને સોંપી દે હું તને તરત બહાર કાઢીને બચાવી લઈશ.

એટલે તે પુરુષ બોલ્યો "હે ઉપકારી પુરુષ! આપ થોડી વાર થંભી જાઓ હવે મધુબિન્દુને ટપકવાની તૈયારી

છે, તેની મીઠાશ માણીને હું તમારી સાથે આવીશ" વિદ્યાધર રોકાઇ ગયો, વધુ એક મધુબિન્દુ તેના હોઠ ઉપર ટપકયુ પણ ખરૂ, એ જોઇને વિદ્યાધરે કહ્યુ, કેમ ભાઇ! હવે તો બહાર નીકળવા તૈયાર છે ને? એટલે તેણે કહ્યું, "હમણા થોડી વારે બીજુ મધુબિન્દુ ટપકશે તેનો સ્વાદ લીધા પછી બહાર નીકળવાનો વિચાર કરી શકું" મધુબિન્દુમાં મુગ્ધ મુસાફરની મોહાંધતા જોઇને દુખી થતો વિદ્યાધર એની પત્ની સાથે ત્યાંથી ચાલતો થયો.

મોહ તેમજ અજ્ઞાનમાં અટવાઈ ને આ સસારમા અપાર દુખો સહેન કરતા જીવનુ કરૂણ ચિત્ર 'મધુબિન્દુ મુગ્ધ પુરુષ' નામના આ દૃષ્ટાતમાં દયાળુ મહાપુરૂષોએ રજુ કર્યુ છે, તેની સ્પષ્ટતા નીચે પ્રમાણે છે.

પ્રવાસી જે પુરુષ તે સસારી જીવ સમજવો વિકરાળ અટવીને આ સસાર સમજવો.

હાથીને કાળ સમજવો જે બધા જીવોની પાછળ લાગેલો જ છે, મનુષ્ય ભવને 'કૂવો સમજવો.'

અજગર તે નરક-ગતિ જાણવી.

ચાર સર્પો તે ક્રોધ, માન, માયા, અને લોભરૂપ ચાર કષાયો જાણુવા.

વડની ડાળ સરખું આયુષ્ય જાણુવું.

કાળો ઉંદર તે કૃષ્ણ પક્ષ (અંધારિયુ) અને ધોળો ઉંદર તે શુકલપક્ષ (અજવાળિયું) સમજવુ આ બને આયુષ્યને કરડી રહ્યાં છે.

મધમાખીઓને સસારની આધિ, વ્યાધિઓ સમજવી

બધી જાતના આ ભયો અને દુઃખો વચ્ચે, મધના એક બિન્દુ સરખું અલ્પ અને ક્ષણિક વિષય સુખ જાણવું, અને વિદ્યાધર તે તારક મહાત્મા સમજવા.

તાત્પર્ય એ કે ક્ષણિક વૈષયિક સુખ પાછળ પાગલ બનીને જીવ દરિયા જેટલા દુઃખમાંથી પણ નીકળવાની ઈચ્છા નથી કરતો, અને તેની આ લોલુપતા એટલી હદે જીવંત રહેતી હોય છે કે તેનો હાથ ઝાલીને તેને કલ્યાણના માર્ગ પર લઈ જનારા મહાત્મા સામે પગે તેની પાસે જાય છે, તો પણ તે દુઃખના ઊંડા કૂવામાંથી બહાર નીકળવાનું નામ નથી લેતો પણ દયાળુ મહાત્માને તે એમ કહીને રોકી રાખે છે કે, "મને સુખ ભોગવી લેવા દો પછી તમારી સાથે આવવાનો વિચાર કરીશ."

ઉપર-ઉપરથી મીઠાં પણ ભીતરમાં વિષ જેવા કડવાં પાંચ ઇન્દ્રિઓનાં વિષય સુખો એ સાચા અર્થમાં "સુખ" નહિ પરંતું આત્માના સાચા સુખના માર્ગમાં ઊભેલા ઝેરી વૃક્ષો છે, તેમાં આસક્ત થવાથી આત્મા અશક્ત બને છે, પાપ પુષ્ટ થાય છે, પરાધીનતા વધુ ઘેરી બને છે,

શાશ્વત સુખનું ધામ મોક્ષ છે, અહીંથી આપણે ત્યાં જવાનું છે. ત્યાં જવા માટે જેઓ ત્યાં ગયા છે, તેમને માર્ગે ચાલવાનું છે, કેમ ચાલવું તે તે માર્ગ પર ચાલી રહેલા મહાત્માઓ પાસે જઈને શિખવાનું છે.

પણ રેવડી આપીને કડલી કાઢી લેનારા કપટી મધના ટીંપાં જેવા વિષય સુખમાં લોભાવાનું નથી. ઉંચે જવાની તૈયારીમાં આજથી જ આપણે માનવ જીવનને ગોઠવતા જઈએ.

# ૨૨ ભણતર અને ગણતર

ભણ્યા પણ ગણ્યા નહિ, એ કહેવત સાર્થક કરતું આ દૃષ્ટાંત એમ કહી જાય છે કે ભણતરની સાથે ગણતર પણ જોઈએ બુદ્ધિની સાથે સમય સૂચકતા પણ જોઈએ શાસ્ત્રના બોધ સાથે અનુભવ જ્ઞાન પણ જોઈએ માત્ર શાબ્દિક જ્ઞાન કેવી રીતે એના પાઠકને પાછું પાડે છે, તે જાણવા માટે અને અનુભવીનું ગણતરપૂર્વકનું જ્ઞાન કેવું ઉપયોગી નીવડે છે, તે જાણવા માટે આ દૃષ્ટાંત ઉપયોગી છે

એક બ્રાહ્મણનો દીકરો કાશીએ ભણવા માટે ગયેલો વ્યાકરણ, ન્યાયશાસ્ત્ર, જ્યોતિષ વગેરે વિદ્યાઓનો અભ્યાસ તેણે કરી લીધો પછી વતનમા પાછા ફરવાની તૈયારી કરી

પણ આ બ્રાહ્મણ ભાઇમા વ્યવહારિક જ્ઞાનનો સાવ અભાવ હતો એ નાનો હતો ત્યારે તેની માતા ગુજરી ગઈ હતી અને એ કાશીમા રહીને વિદ્યાભ્યાસ કરતો હતો તે ગાળામાં તેના પિતા પણ ગુજરી ગયેલા તે જમાનામા છેક નાનપણમાં જ વિવાહ-લગ્ન થઈ જતા. એ રિવાજ મુજબ આ બ્રાહ્મણના વિવાહ પણ નાનપણમાં થઈ ગયેલા. તેથી તેના સસરાએ તેને સદેશો મોકલ્યો કે વિદ્યાભ્યાસ પૂરો થઈ રહે એટલે સીધા સાસરે જ આવજો

વિદ્યાભ્યાસ પૂરો થતાં કેટલીક અગત્યની પોથીઓ પોતાની સાથે લઇને યુવાને કાશી છોડયુ એક પછી અનેક નગરોમાં મુકામ કરતો તે આગળ વધ્યો.

સાથે વાદ કરવાની ઇચ્છા છે, રાજાએ રાજપંડિત તરફ જોયું. રાજપંડિત ઊભા થયા અને નમસ્તે, પધારો, મોંઘેરા મહેમાન કહીને રાજપંડિતે પૂછ્યું કે આપ બગલમાં શું લાવ્યા છો? બગલમાં તો જોડા હતા, પરંતુ સસરાએ દ્વિઅર્થી ભાષામાં રોફથી એવો જવાબ આપ્યો કે, એ તો "કંટક મુખ ભંજન" છે

આ "કંટક–મુખ ભંજન" સાંભળીને રાજપંડિત તો વિચારમાં પડી ગયો. પછી રાજપંડિત બોલ્યો કે હવે હું તમને પ્રથમ પ્રશ્ન પૂછું કે આપ મને પૂછો છો? સસરાએ રાજપંડિતને કહ્યું કે આપ જ પ્રશ્ન પૂછો, એટલે રાજપંડિતે પૂછ્યું, કે પંડિતજી કહો કે તુંબં–તુંબા એટલે શું?

સસરા પાસે જવાબ તૈયાર જ હતો, તેણે કહ્યું તુંબંતુંબા પામતાં પહેલાં તો ખેતંખેતા! પછી ખેડંખેડા, પછી ખાતંખાતા, પછી બીજંબીજા, પછી વાવંવાવા, પછી વર્ષંવર્ષા, પછી ઉગંઉગા, પછી વાડંવાડા, પછી તેજંતેજા, પછી નિંદંનિંદા પછી વેલંવેલા, પછી પુષ્પંપુષ્પા, પછી કોમલંકોમલા, અને પછી જે થાય તે તુંબંતુંબા, સસરાજીએ તો રાજસભામાં તુંબંતુંબાનું લાંબુલચ પુરાણ બરાબર ચલાવ્યું.

ત્યાં વચ્ચે જ રાજાજી બોલ્યા કે પંડિતજી! તમારી આ સૂત્રાત્મક વાણી તો સાંભળી પણ એ વાણીનો અર્થ પણ અમને સમજાવો. એટલે સસરા પંડિતે અર્થ સમજાવતા કહ્યું કે રાજન્! તુંબંતુંબાની સિદ્ધિ કરવી હોય તો પ્રથમ તો 'ખેતંખેતા' એટલે ખેતર જોઈએ. પછી 'ખેડંખેડા' એટલે

ખેતરને હળ આદિથી બરાબર ખેડવું જોઇએ અને પછી 'ખાતંખાતા' એટલે જમીનને ખાતરથી મિશ્રિત કરવી જોઇએ એટલે કે જમીનમાં ખાતર નાખવુ જોઈએ. પછી 'બીજબીજા' એટલે શુદ્ધ બીજ મેળવવું જોઇએ. પછી 'વાવવાવા' એટલે એ બીજની અનુભવી માણસ દ્વારા વિધિપૂર્વક વાવણી કરાવવી જોઇએ પછી 'વર્ષવર્ષા' એટલે બીજ વાવ્યા પછી જમીનને પાણી પીવડાવવુ જોઇએ પછી 'ઉગંઉગા' એટલે બીજમાંથી અંકુરા નીકળવા જોઈએ પછી 'વાડવાડા' એટલે વાવેલી જમીનની ચારેબાજુ મજબૂત વાડ બનાવવી જોઇએ. તેની રક્ષા કરવી જોઈએ. જેથી પશુપક્ષી તેને ખાઈ ન જાય પછી 'તેજતેજા' એટલે પછી તેને માપસર કુદરતી તડકો અને પ્રકાશ મળવો જોઇએ, પછી 'નિદનિદા' એટલે બીજ વાવેલી જગ્યામા નિરર્થક ઘાસ વગેરે ઉગે તેને દૂર કરવા રૂપ નિદામણુ કરવુ જોઇએ જેથી વાવેલા છોડને બરાબર પુષ્ટિ મળે પછી 'વેલવેલા' એટલે ઉગેલા છોડમાંથી અનેક વેલડીઓ ફૂટવી જોઇએ. પછી 'પુષ્પંપુષ્પા' એટલે તેમા પુષ્પો આવવા જોઇએ. પછી 'કોમલકોમલા' એટલે એ વેલા ઉપર પ્રથમ કુણા એટલે કોમળ ફળ લાગવા જોઇએ અને પછી જે થાય તે 'તુંબતુંબા'!

સસરા પંડિતનુ આ બધું તુબં-તુંબાનું પુરાણ સાંભળીને સભાજનોના મોંમાથી વાહ વાહના ઉદ્ગારો સરી પડ્યા તેમને સૌને, પણ હવે જ સમજાયુ કે, તુબંતુંબા એટલે કેવાં તુંબડાં!

રાજપંડિત તો ચૂપ થઇ ગયા. ખુદ રાજાજી પણ ભારે અજાયબીમાં ડૂબી ગયા. રાજપંડિતને ચૂપ જોઈ રાજાએ બ્રહ્મણને પૂછ્યું ભૂદેવ! તમે આગળ ચર્ચા કરશો?

સસરો કહે, જરૂર કરીશ. ને ચર્ચામાં નહિ ફાવું તો મર્ચા કરીશ અને આગળ જરૂર પડશે તો કર્ચા કરીશ.

બધા તો આ સાંભળીને સ્તબ્ધ બની ગયા. રાજાએ પૂછ્યું ભૂદેવ! આ ચર્ચા અને કર્ચાનો અર્થ શો?

ભૂદેવે જવાબ આપ્યો કે મહારાજ, સામસામા બોલાચાલી અને ગાળાગાળી કરવી તે મર્ચા અને આગળ વધીને પરસ્પર મારામારી કરવી તે કર્ચા. સસરા પંડીતની જુસ્સાપૂર્વકની આ વાત સાંભળીને રાજપંડિતની તો બોલતી જ બંધ થઈ ગઈ. તેણે પોતાની હાર કબૂલ કરી લીધી. સસરાજીએ કહ્યું કે મહારાજ! મારા જમાઇ હારીને અહીંથી ગયા છે. તેમનાં પુસ્તક પોથીઓ રાજપંડિતજી પાસે છે, તે મને પાછા અપાવો. સસરા પંડિતની આ વાત સાંભળીને બધાયે જાણ્યું કે આ તો પેલા વેદિયા બ્રાહ્મણના સસરાજી છે.

રાજા પણ એ જાણીને પ્રસન્ન થયો. અને તેણે રાજપંડિતજી પાસેથી પોથીઓ પાછી અપાવી. ઉપરાંત સસરાને પણ ભારે રકમનું ઈનામ આપ્યું. પછી સસરાજી બધાને તુંબં—તુબા કહીને વિદાય થયા. કહેવાનું તાત્પર્ય કે વાદવિવાદ કરતી વખતે સામા માણસનું માપ કાઢતા પણ આવડવું જોઈએ. જો તેનું માપ કાઢતા ન આવડે તો યુવાન બ્રાહ્મણની જેમ હાર ખમવી પડે.

શાસ્ત્રાર્થ એ જુદી વાત છે, અને ફેંકાફેંકી એ જુદી વાત છે. "તુંબ-તુંબા" એ રાજપંડિત ની ફેંકાફેંકી હતી પણ વેદિયા યુવાન તે ન સમજી શક્યો માટે હાર્યો જ્યારે તેના સસરા અનુભવપૂર્વકની યુક્તિ અજમાવી રાજપંડિતને જીતી ગયા.

આવા પ્રસંગે અનુભવપૂર્વકની વ્યવહારૂ સમજ ઘણી સહાયક થાય છે. એટલા માટે જ કહેવાય છે કે ભણતર કરતાં ગણતર ચડી જાય છે. ગણતર એટલે જ અનુભવજ્ઞાન, આવું અનુભવ જ્ઞાન વૃદ્ધોની સેવા કર્યા વિના પ્રાપ્ત થઇ શકતું નથી. એટલા માટે જ ડાહ્યા પુરૂષો "વૃદ્ધાનુસારિતા" નામના ગુણને ખાસ વખાણે છે.



"સ્વસુર-ગૃહ-નિવાસઃ સ્વર્ગતૂલ્યો નરાણાં"

અર્થાત્ સસરાને ઘેર રહેવું એ મનુષ્યોને માટે સ્વર્ગમાં રહેવા સમાન છે. ખરેખર દુનિયામાં આજ સાચું સુખ છે.

વિદ્વાનો કહે છે કે પાંચ પ્રકારના જકારોને ગમે તેટલું આપવામાં આવે છતાં તેમને અસંતોષ જ રહે છે, ગમે તેટલું આપો તો પણ તેમને તો ઓછું જ પડે છે, તેમનું સદાને માટે પેટ ખાલીજ રહે છે, સંતોષ થતો જ નથી.

આ રહ્યો એ શ્લોક અને તેનો અર્થઃ-

જામાતા જઠરં જાયા, જાતવેધા જલાશયઃ;
પૂરિતા નૈવ પૂર્યન્તે, જકારાઃ પંચ દુર્ભરાઃ.

(૧) જમાઇ :- જમાઇને ગમે તેટલું આપવામાં આવે તો પણ તેને ઓછું ને ઓછું જ પડે છે.

(૨) જઠર :- જઠર એટલે પેટ. પેટ ભરીને ખુબ જ ખાધું હોય. ધરાઇને ખાવા છતાં થોડીવારમાં તો પેટ ખાલીને ખાલી જ લાગે છે.

(૩) જાતવેધાઃ- જાતવેધા એટલે અગ્નિ. અગ્નિમાં ગમે તેટલું હોમવામાં આવે છતાં અગ્નિદેવ બધું જ સ્વાહા કરી નાંખે છે. અને જેમ જેમ વધુ હોમો તેમ તેમ તેનામાં વધારે બાળવાની શક્તિ પેદા થાય છે.

(૪) જાયા :- જાયા એટલે પત્નિ. પત્નિને શણગાર માટે ગમે તેટલી સામગ્રીઓ, ઘરેણા, જાત જાતના

કપડાં વગેરે લાવો પણ તેને સંતોષ થાય જ નહિ હજી બીજુ વધારે મેળવવાનુ તે ઈચ્છે છે.

૫ જળાશય— જળાશય એટલે પાણીનો ધરો. ઊંડા જળાશયમાં ગમે તેટલું પાણી ભરવામાં આવે તો પણ તે સમાવી લે છે અને અધુરૂં ને અધુરૂ જ દેખાય છે.

આ પાચેય વસ્તુઓ "જ" અક્ષરથી શરૂ થાય છે. એટલે તે 'જ' કારવાળી કહેવાય છે અને તે પાંચે વસ્તુ એવી છે કે તેનું પેટ કદાપિ ભરાય જ નહિ.

આ પાંચ અસંતોષીઓમાં પહેલો નંબર આવે છે જમાઇઓનો માટે કદાચ એટલા માટે જ અનુભવીઓએ અનુભવસિદ્ધ વાણી ઉચ્ચારી હશે કે –

"જામાતા દશમો ગ્રહ"

નવ ગ્રહો જે આકાશના કહેવાય છે, તે તો કેટલીકવાર પૂજાવિધાન અને જાપાદિથી પણ શાન્ત થાય છે એટલે કે આપણને નડતા અટકી જાય છે પણ 'જમાઇ' નામનો દસમો ગ્રહ એક એવો વિચિત્રગ્રહ છે કે જેને શાંત કરવા માટે કોઈ ઉપાય જ નથી. ભલેને આખી જિંદગી સુધી તેનું ખૂબજ સન્માન સાચવ્યું હોય પણ જો માત્ર એક જ વાર એના સ્વાગતમાં થોડી ખામી રહી ગઇ હોય તો તેને માઠુ લાગ્યા વગર રહે નહિ. પછી રિસાતાં અને ઉંધી અવળી વાતો કરતાં એને જરા પણ વાર લાગે નહિ. એટલે કે તે વગોવ્યા જ કરે હવે મૂળ વાત પર આવીએ.

સસરાએ વિચાર કર્યો કે સાસુજીની વધારે પડતી આગતા સ્વાગતારૂપી ભક્તિનો લાભ લઈ આ ચારેય જમાઈઓ અહીયાં ધામા નાખીને પડેલા છે. ખાઈ-પીને એદીની માફક પથારીમાં આળોટ્યા કરે છે અને જવાનું તો કોઈ નામ પણ લેતું નથી. અગાઉ જમાઇઓએ દિવાલ પર લખેલું કે "સસરાના ઘરમાં રહેવું તે સ્વર્ગ સમાન છે." બરાબર તે શ્લોકની પદની નીચે જ સસરાએ પણ જમાઈઓને શિખામણ મળે તેવું નીચેનું પદ લખી દીધું.

યદિ ભવતિ વિવેકી, પંચ વા ષડ્દિનાનિ.

અર્થાત્ જો વિવેક હોય તો જમાઇઓએ પાંચ છ દિવસ જ રોકાવું જોઇએ. વધારે વખત રોકાવું જોઈએ નહિ. ખાવાપીવાની અનુકૂળતા તથા માનપાન જોઈને જો વધુ સમય રોકાય છે, તો તેઓ પશુ સમાન અપમાનને પાત્ર બને છે. આમ સસરાએ લખી નાખ્યું.

આ પદ ભીતમાં સામે જ હતું. તેથી જમાઈઓના વાંચવામાં તે આવ્યું, પરંતુ તેના ઉપર તેમણે લક્ષ્ય ન આપ્યું. કારણકે ઘણા દિવસોથી સુખ સાહ્યબીમાં એકાકાર થઇ જવાથી તેમને એ સાહિબીનો ભંગ કરીને ઘેર જવાનું રુચ્યું નહિ.

હવે આમને બોધપાઠ આપવા માટે પુરોહિતજીએ પોતાની પત્નીને કહ્યું કે, આજથી આ જમાઈઓને તારે મિઠાઈ, દૂધ, દહીં, વગેરે આપવા નહિ, માત્ર સામાન્ય ઘી ચોપડીને જમાડવું. પતિની આજ્ઞા મુજબ સાસુજીએ પણ જમાઈઓને એ મુજબ જમાડવાનું શરૂ કર્યું.

ચારમાં પહેલા જમાઈનું નામ મનિરામ હતું, તેણે સાઢુઓની મંડળીને જણાવ્યુ કે, બંધુઓ! હવે આપણે રજા લેવી જોઈએ હવે તો આપણે ત્યાં ઘેર [illegible] મળે છે, એવી જ રસોઈ અહીં મળે છે, માટે હવે રહેવામા કોઈ વિશેષતા રહી નથી મનિરામની આ [illegible]ાંભળીને બીજા ત્રણે સાઢુભાઇઓ એકદમ છેડાઇ ને જુસ્સામા આવીને જવાબ આપ્યો કે, અરે ભાઈ! [illegible]માં ચાલ્યા જવાની શી જરૂર છે?

"પરાન્ન દુર્લભં લોકે"

[illegible] શ્લોકમાં શું અર્થ સમાયેલો છે? તેનો કદી વિચાર [illegible]? તેનો અર્થ એ છે કે જ્યાં સુધી પારકુ ભોજન [illegible]ાં સુધી ઘરનું ભોજન ખાવું નહિ. કારણ કે પારકુ [illegible] ઘણુ જ દુર્લભ હોય છે તારો વિચાર ટુકી બુદ્ધિનો [illegible]ને એ માન્ય નથી, તારે જવુ હોય તો તુ ખુશીથી [illegible]ુ અમે તો જયારે પરાણે કાઢશે ત્યારે જ જવાના [illegible]ેવો અમારો પાકો નિર્ણય છે, ત્રણે સાઢુઓનો આવો (દુરાગ્રહ) જોઇને મનિરામ તો સસરાની રજા લઇને રવાના થયો, સસરો પણ તેને માનભેર વળાવવા [illegible]દર સુધી તેની સાથે ગયો. બીજા ત્રણ તો એમને [illegible]ાંજ પડી રહ્યા

[illegible]ે એમને કાઢવા માટે પુરોહિતજીએ એક નવી યુક્તિ [illegible]ને શ્રીમતીને કહી દીધું કે તારે હવે આ ત્રણેયને ઘીને [illegible]ેલની રસોઈ જમાડવી. સાસુજીએ પણ તે પ્રમાણે

કર્યું એટલે બીજા જમાઈ લબ્ધિરામને આ ખટક્યું અને તેને વિચાર આવ્યો કે હવે અહીં રહેવામાં માલ નથી બીજા બન્ને સાઢુભાઈઓને કહ્યું કે અહીં આપણું અપમાન થઈ રહ્યું છે. માટે મારો વિચાર તો એ છે કે આપણે કાલે જ અહીંથી નીકળી જવું જોઈએ. લબ્ધિરામની આ વાત બન્ને સાઢુભાઈઓને ગળે ઊતરી નહિ, ઉલટા લબ્ધિરામને સમજાવવા લાગ્યા કે તેલનું તો તેલનું પણ ખાઈ તે પણ સાસુના હાથનું આટલા બધા પ્રેમથી બીજે ક્યાંથી મળવાનું હતું ? માટે તારે જવું હોય તો ભલે તું ખુશીથી જા પણ અમારે તો અહીં જ રહેવું છે. લબ્ધિરામને સાઢુભાઈઓની આ વાત ઠીક ન લાગી અને તેણે તો સસરાજીની રજા લઈને વિદાય લીધી. સસરાજી પણ તેને વળાવવા માટે ઘરના આંગણા સુધી ગયા.

હવે બાકી રહેલા બે બ્રાહ્મણ પુત્રો વિચાર કરે છે કે, શિયાળાની ઋતુમાં તો આ તેલની રસોઇ પણ ખૂબ પુષ્ટિકારક છે અને આપણે ઘેર જઇને પણ શું ફતેમારી કરવાના છીએ ? માટે આપણે અહીંથી નીકળવાનો વિચાર પણ કરવો નહિ.

આ બાજુ બંનેને રવાના કરવા માટે પુરોહિતજીએ નવી યુક્તિ રચી. આ બંને જમાઈઓ સાંજના જમીને દરરોજ નાટક-ચેટક જોવા અને હરવા ફરવા માટે બહાર નીકળી જતા હતા અને રાતના મોડી રાત્રે આવતા હતા અને તે કારણે પુરોહિતની પત્નીને બારણું ખોલવા માટે મોડી રાત સુધી જાગવું પડતું હતું. આજે પુરોહિતજીએ પોતાની પત્નિને કહી દીધું કે આજે તારે જાગવાની જરૂર નથી. આજે હું જ

જાગીશ. તે દિવસે બન્ને રાતના બહાર નીકળ્યા નાટક ચેટક જોઇને ઘરે ઘણા મોડા આવ્યા અને બારણું ખખડાવ્યુ. અંદરથી પુરોહિતે પૂછ્યુ કે કોણુ છે અત્યારે? જાગતા હોવા છતાં જાણે ઊંઘમાંથી જાગી ગયા હોય તેવા અવાજથી પ્રશ્ન કર્યો અને કહ્યુ કેઃ– જાવ સવારે આવજો ત્યાં તો એક જમાઇ બોલ્યો પણ અમે કોઈ બહારના માણસો નથી, અમે તો તમારા જમાઇઓ છીએ સસરાએ ઊગ્ર સ્વરે કહ્યું કે, જમાઇ હો તો પણ જાવ, અત્યારે અમારૂં બારણુ નહિ ખુલે જ્યાં બારણું ખુલ્લું હોય ત્યા જઇને તમે પડ્યા રહો તમે અમારા જમાઇઓ ખરા, પણ તેનો અર્થ એ નથી કે અમે તમારા ગુલામ છીએ

શિયાળાની કડકડતી ઠંડી પડી રહી હતી બન્ને જણા ધ્રુજી રહ્યા હતા તેવામાં તેમણે અશ્વશાળાને ખુલ્લી જોઈ તેઓ તેમાં ઘુસી ગયા અશ્વશાળામાં ચારે બાજુ અંધકાર છવાયેલો હતો સુસવાટા દેતી ઠંડીમાં ઘાસ ઉપર તેઓ સૂઈ ગયા અને પોતાના અંગ પર ઘોડાને ઓઢવાનું ગંધાતું કપડું ઢાંકી દીધું.

હવે ત્રીજા જમાઈની સાન ઠેકાણે આવી ગઈ. ત્રીજા નંબરના જમાઈનુ નામ વિજયરામ હતું તે વિચારે છે કે અહીં આવ્યે ઘણા દિવસો થઈ ગયા છે. શરૂઆતમા સાસુ-સસરાનો પ્રેમ શુક્લપક્ષના સમુદ્રની ભરતીની જેમ અને શુક્લપક્ષના બીજના ચદ્રમાની જેમ વધતો જતો હતો.' હવે તેમના પ્રેમમાં કૃષ્ણપક્ષના સમુદ્રની ભરતીની તથા કૃષ્ણપક્ષના

ચંદ્રની જેમ ઓટ આવી રહી છે. આથી તેણે પોતાના સાથી-દારને કહ્યું કે ભાઇ હવે આપણા સન્માનમાં ક્ષીણતાની પરાકાષ્ટા આવી ગઇ છે. આ ગંધાતા તબેલામાં જમીન પર ટૂંટીયાવાળીને પડી રહેવાનો વખત આવી ગયો, ત્યાં સુધી આપણે ચેત્યા નહિ અને અહીં જ પડી રહ્યા. હવે સવાર પડતાં આપણે સસરાજી પાસેથી વિદાય લઇ લઇએ, એજ યોગ્ય છે. વિજયરામની આ વાત સાંભળીને ચોથા નંબરનો જમાઈ બોલ્યો કે ભાઇ ! તું તારે ખુશીથી જા. મારે ઘેર જવું નથી. ભલે ગમે તેવી પણ આ સુવાની જગ્યા તો મળી જ ને ? મને તો શિયાળામાં સાસુજીના હાથનો તેલ ચોપડેલો બાજરાનો રોટલો પણ બહુ જ ભાવે છે. માટે મારે તો હજી પણ આ ઘર છોડવું નથી. આ રીતે સાઢુભાઈની વાત સાંભળીને ત્રીજા જમાઇએ તો સસરાજીની રજા લઇને ત્યાંથી વિદાઈ લઇ લીધી.

હવે વાત રહી ચોથા જમાઇને રવાના કરવાની. તે નામ-દાર ધક્કો મારીને બહાર કાઢ્યા વિના ખસે તેમ નથી. પુરોહિતજીએ પોતાના પુત્ર સાથે અમુક સમજણ કરી રાખેલી અને બીજે જ દિવસે તે મુજબ નાટક ભજવવાનું શરૂ કરી દીધું. એટલે કે બપોરના સમયે સસરો જમાઈ જમવા બેઠા છે. પુરોહિતજીએ જમાઇની હાજરીમાંજ પુત્રને પૂછ્યું કે સામેના ટેબલ પર મેં એક રૂપિયો મુકયો હતો તે કોણે લીધો છે ?

પોપટની જેમ પઢાવેલો પુત્ર બોલી ઉઠ્યો કે, બાપુજી મને કાંઈ ખબર નથી અને વધારામાં કહ્યું કે, આ ઘરમાં તમે મને જ ચોર માની લો છો ? શું આ ઘરમાં હું એકલો જ રહું છું ?

પુરોહિત બનાવટી રોષ કરીને બોલી ઉઠ્યો નિર્લજ્જ ચોરી કરીને ઉપરથી શિરજોરી કરે છે ? તારા સિવાય અહીં આ કામકલિ રહે છે અને તે તો ઘરનો જમાઇ છે. આવેલો મહેમાન રૂપિયો ચોરે એ કેમ મનાય ? આ તો આડકતરી રીતે તું એના ઉપર ખોટો આરોપ મૂકી રહ્યો છે ઉભો રહે તારી દુષ્ટતા હું હમણા જ કાઢી નાખું છું, એમ કહેતા કહેતા પુરોહિતે દંડો ઉગામ્યો, અને પ્રથમથી જ નક્કી કર્યા મુજબ પુત્રે પણ પિતા સામે મુઠ્ઠી ઉગામી, પુત્રની પાછળ દંડો લઇને પિતા તેને મારવા દોડ્યા. જમાઈ તો મનમાં ને મનમા મૂઝાવા લાગ્યો. બાપ દિકરાના વાદમાં કોનો પક્ષ લેવો એ તેને સમજાતું નહોતું તે તો બાઘાની જેમ સાળા અને સસરા સામે નજર ફેરવતો ઉભો રહ્યો.

આ બાજુ પિતાએ ઉભા થઇને પુત્રને મારવા માટે દંડ ઉગામ્યો. હળવે હાથે એકાદ દંડો મારી પણ લીધો. જમાઇએ વચ્ચે પડીને કહ્યું અરે સસરાજી ! તમે બાપ ઉઠીને છોકરા ઉપર ચોરીનું કલંક નાખી રહ્યા છો. કદાચ રૂપિયો તો આડો અવળો પડી પણ ગયો હોય, એટલા માટે જુવાનજોધ છોકરાને મારશો નહિ

તો તમે પણ ચોરના ભાઈ ઘંટી ચોર જ લાગો છો, પુરોહિતે એ જ દંડો જમાઇરાજના સામે ઉગાર્યો અને કહ્યું કે તમે વચ્ચેથી ખસી જાવ નહિતર......એમ કહેતા એકાદ દંડો તેણે જમાઇની પીઠમાં બરાબર અજમાવી પણ દીધો. દંડાના મારથી કામકલિ નામનો ચોથો જમાઈ મુઠી વાળીને ભાગવા જ લાગ્યો ખાવું ખાવાને ઠેકાણે રહી ગયું. અને જમાઈરાજે વિદાય માંગ્યા વિના જ વિદાય લઇ લીધી.

નિરાંત અનુભવતા પિતા પુત્ર ફરીવાર જમવા બેઠા. પુરોહિત જમતાં જમતાં બોલ્યા હાશ ! આજે માંડ માંડ ટાઢે પાણીએ ખસ ગઈ.

ઘરમાં બેઠેલી પંડિતાણીથી પણ રહેવાયું નહિ. લગ્નનો ઉત્સવ પતી ગયા બાદ લાંબા દિવસો સુધી જમાઇઓની સાર સંભાળ રાખવામાં એ પણ થાકીને લોથ પોથ થઈ ગઈ હતી. તેથી રસોડામાંથી એણે પણ નીચે મુજબ અનુમોદાત્મક શબ્દોનો ઉચ્ચાર કર્યો.

જર જમાઈ ને જાચકા, ગધ્ધે પાયાં ઘી;
આપ્યાથી અદકો ચઢે, અંતે બગાડે દી.

અર્થાત્ ધનને મેળવ્યા બાદ તેને વધારે પંપાળ્યા કરવાથી અંતે એ જ ધન દુઃખરૂપ બને છે, જમાઇને જેટલું વધારે સન્માન આપો તેમ તેમ તે માથે ચઢી બેસે છે, યાચક ભિખારીને એકવાર આપો તો એ વારંવાર માગ્યા કરે છે, ગધેડાને ઘી પાવાની ટેવ પાડવાથી જોરમાં આવીને એ માલિકને જ લાત મારે છે. આ ચારેયને જીવનભર

આપ્યા કરે તો જ એ સારા રહે છે. પણ જો એક જ વાર તેમનુ મનધાર્યું ન થયું તો એ ચારેયને વિપરીત બની જતા વાર લાગતી નથી એટલુ જ નહિ પણ પહેલા તેમનુ ગમે તેટલુ કરેલુ હોય તે પણ ન કર્યો બરાબર થઇ જાય છે

ચાર જમાઈઓનુ આ દૃષ્ટાંત તો માત્ર પ્રતીક રૂપ અહીં આપવામા આવ્યુ છે, પરતુ તેમા ઊચ્ચ કક્ષાનો આધ્યાત્મિક ભાવ પણ રહેલો છે અને તે ખૂબ સમજવા જેવો છે, માનવ શરીરમાં ચાર મહા દોષો ઘરમા ઘૂસેલા જમાઈ જેવા છે, એક વાર જમાવટ કરી ગયા બાદ આ દોષો પણ શરીરને છોડી ખસવા માગતા નથી. એ ચારેયને દૃષ્ટાંતમા અપાયેલાં નામવાર આપણે સમજવાનો પ્રયત્ન કરીએ.

૧ મનિરામ – આ દૃષ્ટાતમાં અપાયેલ મોટા જમાઈનુ નામ મનિરામ છે એ માનવનુ વિષયાભિમુખ મન છે તે મનમા કહેવા પ્રમાણે જો વર્તવામા આવે તો એ મન વારવાર વિષયોની માગણી કર્યા જ કરે છે, માટે એ મન ઉપર સર્વ પ્રથમથી જ વિજય મેળવવો જરૂરી છે.

૨ લબ્ધિરામ .– એ બીજા નબરના જમાઈનુ નામ છે. બીજા નબરનો જમાઈ, લોભ લાલચ રૂપે શરીરમાં ઘર કરી જાય છે. પ્રયત્ન પૂર્વક તેને દૂર કરવાથી આત્મા નિર્મળ બને છે

૩ વિજયરામ '– એ ત્રીજા નબરના જનાઈનુ નામ છે. એ ત્રીજા નંબરના જમાઈ વૈરાનુબધ–વૈરવૃત્તિનું સ્વરૂપ છે. આત્મકલ્યાણના માર્ગમા આવો વૈરાનુબધ જો જમાવટ કરી જાય તો જન્મ જન્માંતરમાં પણ જીવને છોડતો નથી.

૪ કામકલિ – એ ચોથા નંબરના જમાઈનું નામ છે કામકલિ. અહીં કામ એટલે વિષય અને કલિ એટલે ક્રોધ. નિર્લજ્જ કામ અને ક્રોધરૂપે એ શરીરરૂપી ઘરમાં પેસી જાય છે. એવા કામી અને ક્રોધી માનવના આ દોષને દૂર કરવામાં તેનું અપમાન પણ સાર્થક નિવડતું નથી એને તો દંડના મારની જરૂર પડે છે. શરીરમાં પેસી ગયેલા આ દોષોને જો પોષણ આપવામાં આવે તો એ જીવને ભયંકર નુકશાન કરનારા બને છે આ બન્નેના દોષો લાંબા પ્રયત્ન વિના દૂર થતા નથી, માટે જ કહેવામાં આવ્યું છે કે

કામ ક્રોધૌ ભયંકરૌ.

અર્થાત્ આ કામ અને ક્રોધ એવા ભયંકર છે કે એને દૂર કરવા માટે અત્યન્ત પ્રયત્નની જરૂર પડે છે.

આ આધ્યાત્મિક કથાનક આપણને સ્પષ્ટ સમજાવે છે કે આ ચાર જમાઇઓમાંના વિષયાભિમુખ મનરૂપી જમાઈ બની બેઠેલા દોષને પ્રથમ જાકારો આપો-વિદાય કરો. મનશુદ્ધ થવાથી લોભ નામનો બીજો જમાઇ વિદાય થશે. અર્થાત્ સંકુચિત મનોવૃત્તિ નાશ પામશે માટે બીજા જમાઈ રાજનું નામ લબ્ધિરામ પણ સાર્થક બને છે.

ત્રીજો જમાઇ વિજયરામ. એ વૈરવૃત્તિ વૈરાનુબંધ નામનો દોષ છે. મોજશોખ-વૈભવ-વિલાસ અને ભાવતાં ભોજનનો સ્વાદ માનવને સ્વાર્થ પરાયણ બનાવે છે. તેવા સુખમાં આડે આવનારને માનવ વૈરવૃત્તિથી જોવા માંડે છે. એ વૈરાનુબંધને પણ વિદાય જ આપવી ઘટે છે. ત્યારબાદ કામકલિ

એટલે કામ અને ક્રોધ તે નિશાચર જેવા છે એ કામ-ક્રોધને **સંયમરૂપી દંડાનો માર મારવો** જરૂરી બને છે. બસ આ ચારેય જમાઈઓને વિદાય કર્યા કે આપણો બેડો પાર

પુરોહિતરૂપી સસરો અને બુદ્ધિરૂપી સાસુના સહયોગ વિના પણ આ કાર્ય સહેલું નથી અને વિવેક નામનો તેનો પુત્ર સાથ આપે છે, ત્યારે જ ઘરમાં પેસીને પેધી ગયેલા અણગમતા અતિથિઓ વિદાય થાય છે, અને ત્યાર પછી જ આત્મા વિશુદ્ધિને પ થે ચડી આત્મ કલ્યાણના માર્ગમા આગળ વધી સાચી શ્રદ્ધા, સાચું જ્ઞાન અને સમ્યક્ ચારિત્રરૂપી રત્નત્રયી પ્રાપ્ત કરીને પરમ સમાધિને પ્રાપ્ત કરવા ભાગ્યશાળી બને છે

આ દૃષ્ટાંતનો સમુચ્ચય અર્થ એ પણ છે કે મનુષ્ય જ્યાં સુધી વિષય જનિત વિષ જેવા સંસારના સુખને મધ જેવા મીઠા સમજીને તેમા જ અંત સુધી ચોંટયો રહે છે અને આ દૃષ્ટાંતમા કહેલા છેલ્લા જમાઈની જેમ તેમાંથી નીકળવા ઇચ્છે તો જ નથી તેને પણ અંતે તો કર્મસત્તા બળ-પૂર્વક કાઢી જ મૂકે છે, અર્થાત્ અપમાનિત થઇને તેને નીકળવુ પડે છે અને અતે તે દુઃખી થાય છે, પરતુ જેઓ સહેજ નિમિત્ત મળતાં જ સસારના વિષમય સુખોનો ત્યાગ કરી પોતાની મેળ જ રાજી ખુશીથી સંસારના બધનમાંથી નીકળી જાય છે અને ધર્મરાજાની આજ્ઞાને માથે ચઢાવીને ધર્મમય જીવન જીવવાનુ શરૂ કરે છે તે અતે સકલ કર્મોનો ક્ષય કરી મોક્ષ સુખનો ભાગી બની શકે છે

આવું આત્માનું નિરૂપાધિક સુખ આપણા સૌનુ ધ્યયે બનો એજ મગલ મનોકામના.

# ૨૪ મન જીત્યું તેણે સઘળું જીત્યું

મહા પુરૂષો ફરમાવે છે કે:- મન જીત્યું તેણે સઘળું જીત્યું. જો કે બોલવામાં તો આ વાત તદ્દન સરળ જેવી છે, પણ તેને સિદ્ધ કરવું એ કામ એટલું જ કઠણ છે. મનને જીતવાનું કામ જગતને જીતવા કરતાં પણ અઘરૂં છે. આજે સ્વતંત્રતા, સ્વાધીનતા, આઝાદી વગેરે શબ્દો ખૂબ જ સસ્તા બની ગયા છે. સામાન્ય સામાન્ય વાતમાં તેનો ઉપયોગ થઈ રહ્યો છે. માણસ સમજતો હશે કે પોતાને ફાવે એમ કરવાની છૂટ એને સ્વતંત્રતા કહેવાય.

આવી ગેર સમજણથી નાના, મોટા, ગરીબ, અમીર, શેઠ, નોકર, સ્ત્રી, પુરુષ, અરે! ભારતની મોટાભાગની માનવ જાતિ એમ જ માનતી જણાય છે કે હવે તો અમે આઝાદ થઈ ગયા છીએ એટલે ફાવે તેમ બોલવું, ચાલવું, ગમે એમ હરવું-ફરવું, આવા બધા અધિકારો અમને મળી ચૂકયા છે. આજની આ વ્યાપક છતાં મિથ્યા માન્યતા જો સાચી હોય તો કુંભારવાડામાંથી પગે ડાંભણુ બાંધેલા ગધેડાને ડાંભણુ છોડવાથી આઝાદ થઈ ગયા ગણાય. જે મોટરની બ્રેક ઘસાઈને ઢીલી પડી ગઈ હોય એ મોટર પણ સ્વતંત્ર કહેવાય. મૂળમાંથી છૂટું પડી ગયેલું વૃક્ષ પણ સ્વતંત્ર ગણાય. કાંઠાની મર્યાદા છોડી દઈ વિનાશ સર્જતી સરિતા પણ સ્વતંત્ર ગણાય. પરંતુ

આમ સમજવામાં માનવીની ક્યાંક ભૂલ થઈ છે. એ તો આજની આઝાદીની શરૂઆત બાદના ૩૨ વર્ષમાં આપણુને સ્પષ્ટ દેખાઈ ચૂક્યુ છે.

જ્યાં સુધી માનવ વિષયોનો ગુલામ છે, વાસનાઓનો દાસ છે, ચાર કષાયોના સકંજામાં છે, ત્યા સુધી તે સાચા અર્થમા કદીપણુ આઝાદ હોઇ શકે જ નહિ. એટલે જેમ બ્રેક વિનાની મોટરમા બેસવુ એ સાહસ છે તેમ આવી આઝાદી પણુ મનુષ્યોની ભૌતિક સુખપ્રાપ્તિની વાસનાઓને ભડકાવી મૂકનારી બને છે સ્થૂલ આઝાદી યાને રાષ્ટ્રીય સ્વતત્રતા જરૂરી હોવા છતા એની પ્રાપ્તિ થઈ એટલે નિરકુશપણે વર્તવાનો જાણે પરવાનો મળી ગયો હોય એમ સમજી છડે ચોક આજે દુન્યવી હરેક ક્ષેત્રમા અનધિકાર ચેષ્ટા થઈ રહી છે અધિકાર માટેની યોગ્યતા આજે વિસરાઇ ગઈ છે.

આમ તો પ્રત્યેક આત્મા સ્વતત્ર એટલે સર્વથા મુક્ત થવાનો અધિકાર ધરાવે છે પરતુ આ સ્વતત્રતાનો અર્થ ભૌતિક વાસનાઓને વધારી દેવામાં ફલિતાર્થ થતો નથી. ભૌતિક વાસનાની વૃદ્ધિથી પરાધીનતા જ વધે છે. એટલા જ માટે જ્ઞાનીઓ આપણુને જણાવે છે કે:–

જો મનુષ્યની સાંસારિક તૃષ્ણાઓનો ક્ષય થઇ જાય તો તેનુ સુખ સ્વર્ગના સુખ કરતા પણુ અધિક છે, જિતેન્દ્રિય મહાત્માઓ એટલા માટે જ સ્વર્ગના સુખોને પણુ તુચ્છ માને છે.

મનુષ્યના મનની વાસના આગના ભડકા સમાન છે, ઇન્દ્રિઓના ભોગો રૂપી પેટ્રોલ છાંટીને જો એ આગને બુઝવવાનો પ્રયત્ન કરવામાં આવે તો તે આગ ઓછી થવાને બદલે ઉલટાની વધુ જલદ બને છે. ભોગો ભોગવવાથી જો મન શાંત થતું હોત તો યોગની વાત ખોટી સાબિત થાય વૈરાગ્ય પોકળ ગણાત ઘણું મેળવવાથી મન શાંત થતું નથી. તેના ઉધામા ઓછા થતા નથી. મનને જીતવાની ચાવી યાને સાચો ઉપાય ત્યાગ અને વૈરાગ્યમાં છે.

કહેવાય છે કે વિશ્વ વિજેતા સમ્રાટ સિકંદરને હિમાલયની ભૂમી પર બિછાના સિવાય માત્ર ભૂમી ઉપર આરામથી સૂતેલા મહાત્મા મળ્યા. મહાત્મા આત્મમસ્તીમાં મસ્ત હતા, જ્યારે સિકંદર વિજયના કૈફમાં ઉન્મત્ત હતો, મહાત્માને પડકારતાં સિકંદર બોલ્યો. અય ફકીર! માર્ગમાંથી હટી જા! પાછળ મારૂં વિશાળ સૈન્ય ધસમસતા પૂરની જેમ આવી રહ્યું છે અહીંથી ઝટ ખસી જા! નહિતર તારો છૂંદો વળી જશે. તોર અને તુમાખીભર્યા સિકંદરના આ શબ્દોથી મહાત્મા ન તો ગુસ્સે થયા ન અકળાયા.

એક જ નજરમાં સિકંદરને માપી લેતાં મહાત્માએ કહ્યું, ભાઈ, ધીરા પડો, આકળા ન થાવ પહેલાં એ તો કહો કે તમે ક્યાંથી આવો છો? ક્યાં જવું છે? શા માટે નિકળ્યા છો? શીતળ હિમગિરિના હૈયાની શીતળતા આ મહાત્માના હૈયે વસેલી હતી. જ્યારે સિકંદર વિજયના ગર્વમાં—ઘમંડમાં ચકચૂર હતો, તેથી મહાત્માની સ્નેહથી નીતરતી આવી મધુર

વાણીથી પણ તે ભીંજાયો નહિ અને ગર્વથી ગરજ્યો કે શું તમે સમ્રાટ સિકંદરનું નામ નથી સાંભળ્યુ ? વય, વિજય અને બળનું ઘમંડ તેની વાણીમાં નીતરતું હતું આગળ બોલતાં તેણે કહ્યું કે, જેના નામથી આ ધરા ધ્રૂજે છે, શત્રુઓના કાળજા કંપવા લાગે છે, પારણામા રડતા બાળકો શાંત થઇ જાય છે એ સિકંદર હું છું મારી વીરતા અને સૈન્યબળ અજોડ છે મારા બળથી.......બસ.......બસ....... બસ મસ્તીથી પોઢેલા મહાત્મા સૂતા સૂતા જ કહેવા લાગ્યા

> નહિ શૂરા વિકત્થન્તે, મુખાદાત્મ પ્રશંસનમ્,
> આત્મઘાતં વરં મન્યે, ન મુખાદાત્મ પ્રશંસનમ્

અર્થ–શૂરવીર મનુષ્યો પોતાના મુખથી પોતાની પ્રશંસા કરતા નથી પોતાના ગુણની પ્રશંસા તેમને મૃત્યુ કરતાં પણ કઠિન લાગે છે

ઘડીક અટકીને મહાત્મા બોલ્યા ભાઇ મેં આજ સુધી સિકંદર નામના પ્રાણીનુ નામ પણ સાંભળ્યુ નથી પણ એ તો બતાવ કે તે એવી કઈ બહાદુરી કરી છે કે, જેના અભિમાનથી તારા પગ પણ પૃથ્વી પર ટકતા નથી મહાત્માએ સિકંદરને આ પ્રમાણે પૃછ્યુ. એટલે સિકંદરનુ હૈયુ ફૂટબોલની જેમ ફૂલાવા લાગ્યુ અને એણે પોતાના બળનુ વર્ણન શરૂ કરતાં બોલ્યો સાંભળો, સર્વ પ્રથમ મે અરબસ્તાન જીતી લીધું પછી ઇરાન કબજે કર્યું સિકંદરના શબ્દોમાં ગર્વનો રણકાર હતો, પછી ઈરાક સીરીયા અને.......અને.......એ આગળ બોલવા માંગતો હતો ત્યાં મહાત્મા બોલ્યા, ચાલો

માની લઉં છું કે તેં ઘણા પ્રદેશોને જીતી લીધા પણ હવે પછી શું કરવાનો તારો વિચાર છે? મહાત્માએ આમ પૂછ્યું. એટલે મહાત્મા પોતાની વિજયયાત્રાની વાતમાં રસ લઈ રહ્યા છે, એમ માનીને ગેલમાં આવી ગયેલો સિકંદર બોલ્યો કે, હવે મારે હિંદ પર ચઢાઈ કરીને વિજય મેળવવો છે. મહાત્માએ પ્રશ્ન કર્યો કે, ધારી લે કે હિંદ જીતાઇ જશે પછી તું શું કરીશ?

સિકંદર બોલ્યો, પછી મારા વતનમાં જઇને આરામ કરીશ. સિકંદરના મુખથી 'આરામ' શબ્દ સાંભળીને મહાત્મા ખડખડાટ હસી પડ્યા અને બોલ્યા, અરે ઘમંડી યુવાન! તું આરામ શબ્દની ઠેકડી ન ઉડાડ. કારણ કે તારે અને આરામને લાગે વળગે શું? વાસનાના ગુલામોને આરામ શબ્દ બોલવાનો અધિકાર પણ નથી અરે ઓ સિકંદર! તારા બધા વિજય તને ઠગનારા છે. નિર્દોષ જનોના લોહીથી ખરડાયેલા છે. હજારો નારીઓના સૌભાગ્ય તેં લૂંટ્યા છે. હજારો બહેનોના ભાઈઓને તેં વિના વાંકે હણ્યા છે. અનેક માતાઓને તેં પુત્ર વિહોણી બનાવી છે. વિજયની કુચમાં ઉન્મત્ત તારા સૈનિકોએ અનેક ગામ–નગરોને બાળીને ભસ્મ કરી નાખ્યા છે. હવે તું જ કહે કે તારા હીચકારા આ હત્યાકાંડનું કાળું પાપ તને આરામ તો શું પણ એક ક્ષણની શાંતિ પણ ભોગવવા દેશે? લોહીના ડાઘ લોહીથી ધોવાય ખરા! મન અને ઇંદ્રિઓને છૂટો દોર આપી દીધા પછી આરામની આશા રાખવી એ પેટ્રોલ છાંટીને આગ બુઝાવવા જેવું અવળું કૃત્ય છે.

પોતાની ગંભીર વાણીના પ્રવાહને આગળ વધારતા મહાત્મા બોલ્યા, માર્ગ ભૂલેલા ઓ યુવાન! સાચી શાંતિ અને સાચો આરામ તો અલ્પ અપેક્ષા, ઉત્સુક્તાનો અભાવ, આવેશરહિતપણું, ઇચ્છાનો નિરોધ, અપરિગ્રહ અને આત્મસંયમમાં છે. અપેક્ષા વધે એટલે અશાંતિ વધે, ઉત્સુક્તા વધે એટલે ચિંતા વધે, આવેશ ઘટે એટલે સ્વસ્થતા મળે, પરિગ્રહ વધે એટલે મૂર્છા વધે, ઇચ્છાઓ વધે એટલે દુઃખ વધે, ઇચ્છાઓ ઘટે એટલી શાંતિ વધે, આત્મ સંયમ ઘટે એટલે મનનો અશ્વ બેકાબૂ બને. રેતીના ધગધગતા ઢગલાંમાં અમૃત સમાન જળની અપેક્ષા શી રીતે રાખી શકાય? ઝાંઝવાના જળથી તરસ કઈ રીતે છીપે? સ્વપ્નમાં ખાધેલી સુખડીથી ભૂખ કઇ રીતે ભાંગે? તે જ રીતે ઇન્દ્રિઓની વાસનાના ગુલામોને આરામ તો શું પણ એની છાયા પણ ક્યાથી મળી શકે? મહાત્માએ થોડીવાર અટકીને કહ્યું "મારા ભાઈ ભારતના નિર્દોષ નાગરિકોને વિના વાંકે પજવી લૂટી મારીને પછી પણ જો તારે આરામ જ કરવો છે તો ભલા જે જે નિર્દોષ માનવોની તે આજ સુધી હત્યાઓ કરી, એ લોકો શુ તારા આરામની આડે આવતા હતા? તારા આરામમાં નડતર રૂપ હતા? આરામ સાચા સુખ વિના શકય નથી જો સાંભળ –

ન ચેન્દ્રસ્ય સુખં રાજન્ ન સુખં ચક્રવર્તિનં.
તદેવ પ્રાપ્યતે સમ્યક્ સુખ એકાન્ત જીવિન

અર્થ.– જે સાચુ સુખ જે સાચો આરામ એક આત્મામાં જ નિષ્ઠ, સંયમ અને તપપ્રધાન મુનિઓના ચરણોમાં આળોટે

છે તે સુખ, સ્વર્ગના સ્વામી ઈન્દ્રને કે ચક્રવર્તી રાજાને પણ સાંપડતું નથી.

સંસારના મનાતા સુખો તો માનવ-મનને બંધનમાં નાખનારી બેડીરૂપ છે, એ બેડી કદાચ દેખાવમાં સુંવાળી હોય કે સો ટચના સોનાની હોય, પરંતુ એનાથી બંધન અવશ્ય થાય છે જ. સંસારનું સુખ જો સાચું હોત, સદાય ટકી રહેનારૂં હોત, એનાથી મનના વિકારો દૂર થઈ જતા હોત, આત્માની શુદ્ધિમાં વૃદ્ધિ થતી હોત, સાચી સ્વતંત્રતા માણી શકાતી હોત, તો ત્યાગ વૈરાગ્યનો મંગળ માર્ગ ક્યારનોય બંધ થઈ ગયો હોત, માટે હે ભાઈ! સમયસર સમજી જઈને મનની તૃષ્ણાનો નાશ કરવામાં તારી શક્તિનો સદુપયોગ કર. તો જ તને સાચી શાંતિ મળશે.

કહેવાય છે કે મહાત્માના આ શબ્દોથી પ્રભાવિત થઈને મહાબળવાન સિકંદર ભારત પર આક્રમણ કરવાનો વિચાર પડતો મૂકીને ત્યાંથી જ પાછો ફરી ગયો. તેને લાગ્યું કે જે દેશમાં આવા મહાત્માઓ વસે છે તે દેશની પ્રજાને જીતવાનું કામ સહેલું નથી. કદાચ હું જીતીશ તો પણ એ પ્રજાને ગુલામ તો નહિ જ બનાવી શકું. એટલે તેણે ભારત વિજયનો મનોરથ જતો કર્યો.

એ જ સિકંદર બાદશાહે જગતના મોટા ભાગના દેશો પર વિજય મેળવ્યો અને તેણે પોતે જ અહીંથી પ્રેરાઈને પોતાનું નામ 'સર્વજિત' હોવાની જાહેરાત કરી.

એકવાર એ પોતાની માતા પાસે ગયો અને બોલ્યો. મા, તારો 'સર્વજિત' પુત્ર તને વંદન કરે છે પુત્રના શબ્દ સાંભળીને માતા ચોંકી ગઈ પુત્રના શબ્દોમાં બારોબાર અભિમાનની દુર્ગંધ તેને જણાઈ. સમજુ માતાને થયું કે અત્યારે આ પુત્રની પીઠ થાબડીશ તો તે વધુ બગડશે. માતા થવાનો સાચો અધિકાર પણ એ જ માતાને છે કે જે પોતાના પુત્ર-પુત્રીને સન્માર્ગ તરફ વાળવા માટે પ્રેરણાના અમૃતનું પાન કરાવતી રહે

આજની સ્થિતિ વિષમ છે સંસાર સુખની અટવીમાં ભૂલી પડેલી ઘણી માતાઓ આ ધર્મને ભૂલી ગઈ છે. તેઓ પોતે જ પોતાના સંતાનોને સિનેમા જોવાના પૈસા આપે છે મોડી રાતે હોંશથી જમાડે છે અને પોતાના સંતાનો નિયમિત દેવમંદિરે જાય છે કે નહિ તેની કાળજી સુદ્ધા રાખતી નથી તેઓ પોતે જ જ્યા અડધી અવસ્થાએ પહોંચવા છતાં પણ દેહના અને ભૌતિક રંગરાગના વિચારોમાં અને શૃંગારો સજવામા ગળાબૂડ છે, તેથી પોતાના સંતાનોના ઉદ્ધાર માટે વિચાર કરવાનું પણ એમને માટે લગભગ અશકય જેવું બની ગયુ છે.

પરંતુ સિકંદરની માતા સત્સંગથી સત્ય તત્ત્વ સમજી શકી હતી એટલે તેણે પોતાના પુત્રને કહ્યુ બેટા સ્વ-પ્રશંસા અને પરનિંદા એ બંને મીઠાં ઝેર સમાન છે. પરનિંદા કરનારો ક્રૂર છે અને સ્વ-પ્રશંસા કરનારો આત્મઘાતક છે. તું પોતે તારી જાતે તને સર્વજિત કહે કહેવડાવે તે જરાય સારૂ

નથી. એ તારૂં મિથ્યાભિમાન છે. તને સર્વજિત કહીને હું તારા એ મિથ્યાભિમાનને પોષી ન શકું અને જો પોષું તો એક માતા તરીકેના ધર્મથી હું ભ્રષ્ટ થાઉં. માટે હું તને સર્વજિત નહિ કહું.

એક યવન સમ્રાટની વૃદ્ધ માતા જેટલું સમજી શકતી હતી, તેટલું અરે! તેના દસમા ભાગનું પણ આજનો સંસ્કારી ગણાતો માનવ સમજી શકતો નથી. તે ખરેખર ચિંતાપ્રેરક છે. સાચા આત્માર્થીજનો તો કાયમને માટે પોતાની જાતને તરણાથી પણ તુચ્છ માને છે. શાસ્ત્રકારો પણ એ જ સમજાવતાં કહે છે કે:-

તૃણાદપિ સુનીચેન, તરોરિવ સહિષ્ણુના;
અમાનિના માનદેન, કર્તવ્યો ધર્મસંગ્રહઃ.

અર્થાત્-મનુષ્યે તણખલા કરતાં પણ વિશેષ વિનમ્ર બનીને, વૃક્ષોના સમાન ટાઢ-તડકો સહન કરીને સ્વયં માન-રહિત થઈને તથા માનને યોગ્ય એવા ગુણવંતોને આદર આપીને ધર્મનો સંગ્રહ કરવો જોઈએ.

માતાનું કહેવું સાંભળીને સિકંદર બોલ્યો, અરે માતા! હું મારી જાતે મને સર્વજિત કહેવરાવી રહ્યો છું એવી જે તારી સમજ છે, તે બરાબર નથી. કારણ કે મારી પ્રજા મને પ્રેમથી સર્વજિત કહીને બિરદાવી રહી છે, ત્યારે તું પોતે મારી જનેતા થઇને મને બિરદાવવાને બદલે પાછો પાડે છે, મારી કિંમત ઘટાડે છે.

સિકંદરની માતા બોલી મારા લાડલા! તારી કચડાયેલી પ્રજા તો તારા ભયથી તારી પ્રશંસા કરે છે તારી પ્રજાને તેં એવી નિર્માલ્ય બનાવી દીધી છે કે એ તને સર્વજિત તો શું પણ તારો આદેશ થાય તો તને 'ભગવાન' પણ કહેવા માટે પણ તેનો શો અર્થ? તું જરા કાન સરવા કરીને સાંભળ. પ્રશંસા, માન, સત્કાર આદિ બળાત્કારથી કે કોઇને દબાવી કચડીને મેળવી શકાય નહિ પંડે પૈસા ખર્ચીને કે લાગવગ વાપરીને પોતાની પ્રશંસા કરાવે તે પણ લોભવૃત્તિ છે પ્રશંસા એ એક એવી વસ્તુ છે કે તે યાચના કરવાથી પણ મળતી નથી માન, સન્માન, પ્રતિષ્ઠા, અધિકાર આદિ માગ્યા મળતા નથી પણ તેને માટે લાયકાત કેળવવી પડે છે. પોતે હોય કાયર અને ઇચ્છે વીરનું બિરૂદ, તે કેવી કંગાલ મનોદશા ગણાય? પુત્રને હિત શિક્ષા આપતી માતા આગળ બોલી બેટા! પ્રશંસાની તૃષ્ણા એ પણ એક રોગ છે. સમજુ અને નિઃસ્વાર્થી મનુષ્યો આપમેળે સ્વયંસ્ફુરણાથી જેની પ્રશંસા કરે અને તેથી તે ફુલાવાને બદલે જો વિનમ્રતા દાખવે તો જ તે પ્રશંસાનો સાચો અધિકારી ઠરે અને બેટા! પ્રશંસાના વિષયમાં બીજી એક અગત્યની વાત હું તને કહુ છુ તેને તું લક્ષ દઇને સાંભળ. પ્રશંસા જો માનવી પચાવી ન શકે તો તે કાચા પારાની જેમ ફૂટી નીકળે છે, કારણ કે પ્રશંસા પચાવવાનું કામ ખૂબ અઘરુ છે. પોતાની જે પ્રશંસા થઇ રહી છે, તેને લાયક પોતે છે જ, એવું માની લેવાની ભૂલ પણ કદી ન કરવી જોઇએ, કારણકે સ્વાર્થથી અંધ બનેલા માણસો પોતાનો સ્વાર્થ સાધવા માટે

ઘણીવાર મિથ્યા પ્રશંસા કરે છે, એ રીતના જી હજુરીયા માણસો પણ લોભને વશ થઇને સામાની પોકળ પ્રશંસા કરતા હોય છે.

કેટલીક વાર એવું પણ બને છે કે એકની પાછળ અનેક લોકો અંધ અનુકરણથી જ પ્રશંસા કરતા હોય છે.

સ્વ-પ્રશંસા અને પરનિંદા એ બે દુર્ગુણો માનવીને એવા કોઠે પડી ગયા છે કે તેનાથી કોઇ વિરલ આત્મા જ બચી શકે છે. પોતાની પ્રશંસાના શબ્દો સાંભળીને માનવી ઘડીભર તો ગેલમાં આવી જાય છે, પણ સરવાળે તેમાં તે કાંઈ લાભ મેળવી શકતો નથી.

કેટલીકવાર એનાથી આત્માનું નુકશાન પણ થાય છે અને તેથી જ શાસ્ત્રકારોએ તો પોતાની પ્રશંસા થતી હોય ત્યાંથી દૂર રહેવાની ભલામણ કરેલી છે.

ગુણના અનુરાગી ભદ્રિક જીવો અન્ય ગુણવાનના ગુણોની પ્રશંસા કરે તો તેઓ તો ઉંચા ચડી શકે છે. પરંતુ પોતામાં ગુણો હોય તો પણ પોતે જ પોતાના ગુણોની પ્રશંસા ઇચ્છે છે. તો તેનાથી તો પોતાનું અવશ્ય પતન થાય છે. ઉપરની ગુણ શ્રેણિથી નીચે ઉતરવાનું થાય છે, અહિત થાય છે, તો પછી વિના ગુણે પ્રશંસા ઈચ્છવી તે તો નિશ્ચિત આત્માના મહાન અનર્થ માટે જ થાય છે. માતાની આ બધી વાત સાંભળીને સિકંદર કંઈક લાચાર થઇને બોલ્યો કે માતાજી! જ્યારે આખી દુનિયા મને સર્વજિત કહીને બિરદાવે છે, ત્યારે તું પોતે મારી જનેતા હોવા છતાં

મને સર્વજિત કહેતાં કેમ અચકાય છે? પરંતુ આ માતાના હૈયે પુત્રનું સાચું હિત વસેલું હતું, તેથી પોતાનો પુત્ર ફુલાઇને ફૂગો થઈ જાય અને પછી ફુસ કરતો ફુટી જાય એવું તે જરાપણ ઈચ્છતી નહોતી. પોતાના ઘમંડી પુત્રને સમજાવતાં તે બોલી કે કોઇ લોભી અને અસંતોષી માણસ પોતાને દાનેશ્વરી કર્ણ કહેવડાવા ઈચ્છે, કોઇ કાયર પોતાને વિર અર્જુન કહેવડાવવા ઈચ્છે, એના જેવી જ તારી માંગણી છે. માટે હું તને સર્વજિત કહી શકતી નથી અને જો તારા આગ્રહને વશ થઇને હુ એમ કરૂં તો પાપમાં પડું. મિથ્યા પ્રશંસા કરવી એ પણ એક પ્રકારનું પાપ જ છે વળી પુત્ર તું સાંભળ મારે તને સાચો સર્વજિત બનાવવો છે માતાનું આ વાક્ય સાંભળીને પોતાની ઉત્કટ ઇચ્છા વ્યક્ત કરતાં સિકંદર બોલ્યો કે, તો માતાજી મને એનો સાચો ઉપાય બતાવો, કે જેથી હુ સર્વજિત બની શકુ. જયારે તું મને સર્વજિત કહીશ ત્યારે જ મને સંતોષ થશે.

માતાએ કહ્યું કે સાંભળ બેટા! અહીંથી ઉત્તર દિશામાં આવેલી ટેકરી ઉપર એક સંત રહે છે એને તું જીતી આવ એટલે હુ તને સર્વજિત કહીશ સિકંદર તો ભારે મહત્વાકાંક્ષી હતો સાથોસાથ તેનામાં શુરાતન પણ હતુ કોઇને જીતવાની વાત આવતાં તે તરત જ તૈયાર થઈ જતો.

સંત ફકીરને જીતવાની વાત સાંભળીને તે બોલી ઊઠ્યો કે એ તો મારા ડાબા હાથનું કામ છે. સુલતાનો પાસે હોય છે એવું સૈન્ય પણ એની પાસે તો નહિ હોય અને પોતે ગમે એવો અલમસ્ત હશે તો પણ ઇશારામાં હુ તેને જીતી લઇશ.

સિકંદરના આ શબ્દો એની માતાને તો માત્ર ખખડાટ સરખા જણાયા. સિકંદર સ્થૂલ બળ પર મુસ્તાક હતો. દૈવી સંપત્તિની મોટી શક્તિનો એને ખ્યાલ સુદ્ધાં ન હતો.

સંતને જલ્દી જીતી લેવાની ધૂનમાં ને ધૂનમાં એ તો ઝડપથી તે તરફ ચાલવા માંડ્યો. એની ચાલમાં વિજયનો નશો હતો. એના મોં પર સત્તાધીશની સખતાઇ હતી. ધોમધખતા તાપમાં રસ્તો કાપીને એ પેલા સંતની ઝુંપડીએ પહોંચ્યો. એ ઝુંપડી ફાટી તૂટી હતી ચટાઈ પર સંત પદ્માસને બેઠેલા હતા. તેનું સુકલકડી શરીર હતું. અર્ધ ખુલ્લી આંખો હતી. ભવ્ય લલાટ હતું, ધોળા વાળ હતા. મુખ ઉપર ઓજસ હતું. આવી તેજસ્વી વ્યક્તિને જોઈને સિકંદર મનમાં નવાઈ તો પામ્યો. પરંતુ ક્ષણવારમાં એની વિચારધારા ફરી ગઈ કારણ કે તેના મનમાં તો એકલાં વિજયની જ ધૂન હતી. એટલે તે એ દૃષ્ટિએ વિચારવા લાગ્યો કે આવા નિર્બળને જીતવા મને મોકલ્યો ! વગર જીતે એ તો જીતાયેલો છે. મારા એક હાકોટામાં જ એના રામ રમી જશે. સિકંદર એમ વિચારતો હતો એટલામાં સંતે આંખ ખોલી પોતાની સામે શસ્ત્રધારી કદાવર પુરુષ જોતાં એ બોલ્યો, અરે ભાઈ ! આ તો ફકીરની ઝુંપડી છે. અહીં આવવા માટે કોઈ હથિયારની જરૂર નથી. તમારા હથીયાર બહાર મૂકીને આવો. અહીં તો તમે કોઇપણ જાતના ભયથી મુક્ત છો.

સંતની નિર્ભય વાણીથી સિકંદર અંજાઈ ગયો અને રણસંગ્રામમાં એકલા હાથે હજારો સાથે ઝઝુમનારા સિકંદરને આજ પહેલી જ વાર ઢીલાશનો અનુભવ થયો. મન અને

હૃદયમાં કપારી આવી ગઈ આમ છતાં પળ માત્રમાં તેનામાં શુરાતન આવી ગયું. બહાર આવી શસ્ત્રો છોડી તે સંત પાસે ગયો. તે સંતનુ તેજસ્વી મુખારવિંદ જોતાં જ તેનુ અભિમાન સરકી ગયું. વગર વિચાર્યે જ એના દૈવત્વ ને સલામ ભરાઈ ગઈ

જ્યાં સંત ત્યાં વસંત, જીવનની વસંત, ભાવનાની વસંત આત્માની વસંત, સંતોના શબ્દોમાં તો સામર્થ્ય હોય જ છે પરંતુ એમના સાન્નિધ્યપણામા પણ અજબ શક્તિ હોય છે.

સિકંદરને આ બાબતની ક્યાંથી ખબર હોય! એની આંખ અને બુદ્ધિ આડે તો અભિમાનની દિવાલ હતી અને સત્યને સમજાવવામાં એ દિવાલ અંતરાય રૂપ બનતી હતી

તેને આવકારતા ફકીર બોલ્યા, આવ બેટા આવ. સિકંદર મનમાં ને મનમાં બોલી ઉઠ્યો અરે! આ મસ્ત ફકીર તો મને જગતના વિજેતાને બેટા કહીને બોલાવે છે. પરંતુ એના આ શબ્દોમાં કેટલો બધો પ્રેમભાવ છલકાઈ રહ્યો છે? એકવાર હજી તેઓ મને બેટા કહે તો ટાઢક વળે. ખરી વાત એ હતી કે તેને પિતાનો પ્યાર મળી શક્યો ન હતો. નાનપણમાં પિતાનો વિયોગ થયો હતો. માને તો એ ચાકરડી સમજતો એટલે મા ઉપર તેને આદર ઓછો હતો સંતના મુખથી આજે પહેલી જ વાર એને આવા વાત્સલ્ય-ભર્યા શબ્દો સાંભળવા મળ્યા.

માતા-પિતા કે ગુરુના વચનમાં હિમાલયની શીતળતા સમાયેલી હોય છે, એ એને આજે સમજાયુ ફકીરની મહાનતા એની રગેરગમા વ્યાપી ગઈ ફકીરે તેને નીચે બેસી જવા

માટે કહ્યું. ફકીર પાસે પાથરવાનું કોઇ સાધન તો ક્યાંથી હોય? ભડવીરોને આજ્ઞા કરનારો સિકંદર આજે સંતની સામે નમ્રપણે જમીનપર બેસી ગયો.

મખમલની ગાદીવાળા રત્નજડિત સિંહાસન પર બેસીને પણ જે શાંતિ પ્રાપ્ત ન થઈ એ શાંતિ આજે તેને એક સંતના સાન્નિધ્યમાં સાંપડી.

ઉકરડે દુર્ગંધ, બગીચે સુગંધ તેમ દુર્જનોની વચ્ચે તન, મનની શાંતિ ચાલી જાય છે. જ્યારે સંતની છાયામાં કલ્પ-વૃક્ષ સમાન અનુપમ શાંતિ-શીતળતા અનુભવાય છે.

એટલામાં એને અહિંયા આવવાનું પ્રયોજન સાંભળી આવતાં એનો અહં પાછો સળવળ્યો; સર્વજિત બનવાની એની લાલસાએ પાછું જોર કર્યું અને સિકંદરે સંતને કહ્યું કે બાબાજી! મારે તમને હરાવવાના છે. તમે તો હથિયાર વગરના હોવાથી હું પણ હથિયાર હેઠા મૂકીને જ લડીશ. તમે તૈયાર છો ને? ખડખડાટ હસીને મહાત્મા કહે છે, મારી સાથે લડવાનું વળી શું કામ પડ્યું? મારા આ તુચ્છ શરીરને જીતીને પણ તું શું મેળવવાનો છે? સંતની આંખોમાંથી નીકળતા તેજથી જાણે સિકંદર દાઝતો હતો. એના અભિમાનની આજ કસોટી હતી. આ દુબળા દેહવાળા દેખાતા ફકીરમાં વળી કઈ જાતની શક્તિ રહેલી છે, એ પ્રશ્ન આજે એના મનમાં ઉત્પન્ન થયો.

સંતની સામે જોયા વગર જ મન મક્કમ કરી સિકંદર કહે છે કે હું સિકંદર છું. સર્વજિત સિકંદર. આખી દુનિયા મને સર્વજિત કહે છે, પરંતુ મારી માતા મને સર્વજિત

નથી કહેતી. મારી માતાને આનુ કારણ પૂછતાં એ કહે છે કે જો હુ આપને જીતી શકું તો જ એ મને સર્વજિત કહેશે

સિકંદરની વાત સાંભળીને મુખડું મલકાવતાં મહાત્મા કહે છે કે તારી મા જરૂર સમજદાર લાગે છે બાહ્ય જીતને તે સાચી જીત ગણતી નથી માટે જ તને સર્વજિત બનાવવા માટે મારી પાસે મોકલવો પડ્યો છે તો સાંભળ –

બહારના દુશ્મનો જીતવાથી કાંઈ અંદરના દુશ્મનોને જીતી શકાતા નથી. મન અને એના છ સેનાપતિઓ જે કામ, ક્રોધ, લોભ, મદ, મોહ, અને મત્સર એ બધાય એટલા બધા પ્રબળ છે કે ભલભલા ભડવીરોને પણ ભોંય ભેગા કરી દે છે. તારી અંદર રહેલા આ શત્રુઓને જીત્યા સિવાય તારી જાતને સર્વજિત કહેવડાવવાનો તું હકદાર નથી. સાચો સર્વજિત કોણ હોઈ શકે તેનુ જે રીતે શાસ્ત્રોમાં વિધાન બતાવવામાં આવ્યુ છે. તે તુ શાન્ત થઇને સાભળ –

કામ ક્રોધાદય મર્વે દેહે, તિષ્ઠન્તિ શત્રવ;
તાન્ જિત્વા સર્વજિત, તિષ્ઠેન્મુનિ સ્વાત્મપરાયણ:

અર્થાત્ કામ-ક્રોધ આદિ આતરિક શત્રુઓ જે મનુષ્યની કાયા રૂપી કિલ્લાને સર કરી બેઠા છે, એને જીતીને તેને જીતવા માટેનો પુરૂષાર્થ કરીને આત્મપરાયણ મુનિ સર્વજિત થઇને રહે

માણસના ખરા દુશ્મનો તો શરીર અને મનના વિકારો છે, એને જ્યાં સુધી નિર્મૂળ કરી શકાય નહિ, ત્યાં સુધી આ એક જ વિશ્વ નહિ પરતુ સમસ્ત બ્રહ્માડનો વિજય મેળવનાર પણ સાચા અર્થમા સર્વજિત બની શકતો નથી.

આ વાત સાંભળી લેવાથી તેનો કોઇ અર્થ સરસે નહિ. જાતે જ તું વિચાર કર આજ સુધી તેં કેટલા યુદ્ધો ખેલ્યા. કેટલા શત્રુઓને હણ્યા. કેટલા દેશો ઉજાડ્યા અને છતાં મેળવવા જેવું કશું પણ તું મેળવી શક્યો નથી. તેનાથી તો માત્ર તારો ઘમંડ જ વધ્યો છે. તારા એ ઘમંડના પરિણામે તું એટલું પણ સમજી શક્યો નથી કે કોઇ સંત–ફકીર સંન્યાસી કે સાધુને કદી પણ જીતી શકાય નહિ. સર્વજિત બનવાનો તારો આ અભરખો તને સર્વનાશની આગમાં ધકેલી દે તે પહેલાં ભાઇ, તું સમજી જા, ચેતી જા, સંતોષ કેળવીને શાંત થા. સંતોષ એ એવો સદ્‌ગુણ છે કે માનવીને હર હાલતમાં સુખી રાખે છે. સાંભળ :–

અકૃત્વા પરસંતાપં, અગત્વા ખલનમ્રતામ્ ;
અનુત્સૃજ્ય સતાં વર્ત્મ, યદ્દ્અલ્પમપિ તદ્દ બહુ.

અર્થાત્–કોઇને પણ દુઃખી કર્યા સિવાય, દુર્જનોની ખુશામત કર્યા સિવાય, સજ્જન પુરુષોના માર્ગને છોડ્યા સિવાય, ભલે ઓછામાં ઓછું મલે પણ તેમાં સંતોષ ધારણ કરનાર મનુષ્યને ભલે થોડું મલે તો પણ તે ઘણું જ છે એમ માનવું.

આવો સંતોષી મનુષ્ય એ વિશ્વનો સાચો ચક્રવર્તી છે, સાચો સમ્રાટ છે. કારણ કે તે ક્ષુદ્ર ઇચ્છાઓનો દાસ નથી. પરંતુ સંતોષીઓની પાસે અનેક પ્રકારની ઋદ્ધિ અને સમૃદ્ધિઓ એના ચરણમાં વસતી હોય છે. તેથી ભાવથી એ ઐશ્વર્યવાન છે. અને જેઓ અસંતુષ્ટ અને પામરો છે તેઓ તો મોટામાં મોટા ભીખારીઓ છે, કારણ કે તેમને નીચે દર્શાવેલી ચાર વસ્તુઓનો અસંતોષ હોય છે.

ધનેષુ જીવિતવ્યેષુ, સ્ત્રીષુ ભોજન વૃત્તિષુ;
અતૃપ્તા માનવા: સર્વે, યાતા યાસ્યન્તિ યાન્તિ ચ.

અર્થાત્ (૧) ધન (૨) જીવવાની આશા (૩) ભોજનના સ્વાદ અને (૪) વિષય રસ. આમાં કાયમ અતૃપ્ત રહેનારા કેટલાય ચાલ્યા ગયા (મરણને પામ્યા). કેટલાય જઇ રહ્યા છે અને કેટલાય જશે. ભોગ ભૂખ્યો માનવ એ દાનવ બને છે બીજાના પ્રાણ એ લઇ શકે છે એ જીવિત દાન આપતો નથી હણવાનું કામ તો સિંહ, વાઘ અને બીજા ક્રુર પ્રાણીઓ પણ કરે છે પ્રીતિ ભર્યો અવાજે મહાત્મા તે રાજાને કહે છે કે ભાઇ! સર્વંજિત બનવાનો તારો મોહ એ જ તારો ભય કર શત્રુ છે.

આ શત્રુનો પરાજય પોતાના મનને જીતવામાં જ છે જ્યારે વાસના ઈચ્છા સાથે મનનો સબંધ ન રહે ત્યારે તેને જીત્યું ગણાય. સર્વંજિત બનવાની ઝખના છે એ તને મનને જીતવામાં નડતર રૂપ થઈ રહી છે તારા હિતની વાત મારે જે કરવાની હતી તે મેં કરી દીધી છે હવે આગળનું કર્તવ્ય તું જાણે આ શરીરની ભીખ હુ નથી માગતો એને જીતીને, મારીને, તારે સર્વંજિત બનવુ હોય તો ખુશીથી એમ કર, બાકી મારા આત્માને તો હરાવવાની કે સ્પર્શ કરવાની લેશમાત્ર પણ તારી શક્તિ નથી પોતાની ભૌતિક શક્તિને જ અજોડ માનનાર સિકંદર નિર્બળ શરીરવાળા મહાત્માની એ આધ્યાત્મિક શક્તિથી ઝૂકી પડ્યો. જીતવા નીકળેલો એ હારીને પાછો ફર્યો ત્યાર બાદ સર્વંજિત બનવાની વાત કદી એણે મા પાસે કરી નહિ.

વજ્ર સમાન આવા અભિમાનને દૂર કરવા માટે તો શિર સંતોના ચરણે જ રાખવું પડે. એમની આજ્ઞા અનુસાર વર્તવું પડે. કારણ કે તેમ કરવામાં જ સાચી વિનમ્રતા રહેલી છે. સંતો પ્રત્યેની નમ્રતા અભિમાનમાં અક્કડ રહેનારા મનુષ્યોને પણ કુણા ઘેંસ જેવા પાડી દે છે. એવા સંતો માર્ગ ભૂલેલા માટે સગા ભાઈથી પણ અધિક હિતકર છે. લાંબે ગાળે પથ્થર પણ પાણીથી ઘસાઇ જાય તેમ સંતોના ચરણની સેવાથી અભિમાન ક્રમે ક્રમે ઓગળે છે. અતિ કઠોર મનુષ્યમાં ફરક પડતો નથી એમાં તે જીવોની અયોગ્યતા જ કારણ રૂપ છે અને તેવા કઠોર જીવો બીજાને પણ ત્રાસ રૂપ બને છે. જો કે એવાઓ પણ અંતે તો કર્મસત્તા પાસે લાચાર જ બની જાય છે. ત્યાં તેમનું કઇ પણ ચાલતું નથી. ક્ષણવારમાં જ કર્મસત્તા તેવાનું અભિમાન ઉતારી નાંખે છે. કહેવાય છે કે સમ્રાટ સિકંદર જ્યારે ગંભીર માંદગીમાં પટકાયો ત્યારે મૃત્યુના મોંમાંથી બચવા માટે તેણે હજારો વૈદ્ય હકીમોને તાબડતોબ તેડાવ્યા હતા અને તેમને કહ્યું હતું કે, મને તમે જો બચાવી શકો તો એના બદલામાં અબજોની માલ–મિલકત આપવા તૈયાર છું પરંતુ :–

આખા જગતને જીતનારો, એ સિકંદર ના બચ્યો;
અબજોની મિલ્કત આપતાં પણ, એ સિકંદર ના બચ્યો.

જે માનવી પોતાના મનને સંતોના ચરણોમાં વાળી શકે છે, પરમાત્મા તરફ ઢાળી શકે છે. પવિત્ર વિચારો જળ વડે પખાળી શકે છે, તે જીવન જીતી જાય છે માનવ જીવનને અજવાળી જાય છે સિકંદર ઘણું મેળવીને પણ હાથ ઘસતો ગયો મરણ સમયના એના ઉદ્‌ગારો કહી જાય છે કે ધન, સત્તા, શક્તિ, યૌવન આદિ પાછળ પાગલ ન બનશો. મનને અસંતોષની આગમાં હોમશો નહિ.

દેવ-ગુરૂ અને ધર્મને તમારૂં મન સોંપી દેવાથી માનવ જીવનની અલૌકિક મીઠાશ તમે અવશ્ય અનુભવી શકશો.



## ૨૫ માત્ર શબ્દનેજ નહિ પણ તેના ભાવને ગ્રહણ કરવો જોઇએ.

બાબા, કોઇ ટૂકડા રોટી દે દો! બાબા, કુછ ખાના દે દો!........ફકીર દો દિનકા ભૂખા હૈ........ ખુદા કે નામ પર કુછ દે દો.

ઘરના લોકો ખાઇ-પીને બપોરના આરામમાં પડ્યા હતા. ગૃહિણી રસોડામાં હતી. આજે સસરાજીની સંવત્સરી હતી. તેથી બહારથી આવેલા મહેમાનોને જમાડવામાં અને જમાડ્યા પછી ઠામ વાસણ ધોવાના કામમાં તે પડી હતી. ઉપરનો અવાજ સાંભળતાં તેને દયા આવી અને આજના જમણમાં બચેલા લાડવામાંથી એક લાડવો લઇને તેણે પોકાર કરનાર એ સાંઇબાબાને આપ્યો. બાજુના એક ઓટલા પર બેસીને ફકીર લાડુ ખાવા લાગ્યો. એની ભૂખ તો તૃપ્ત થઈ પણ લાડુનો સ્વાદ તેની જીભમાં રહી ગયો. એ મનમાં ને મનમાં બોલ્યો, યે હિંદુ લોગ ભી બહોત દયાળુ, ઉદાર ઔર ઇમાનદાર હોતે હૈં, કીતની અચ્છીથી યે ચીજ.

સાંઈબાબાને લાડુનું નામ તો આવડતું ન હોતું, પણ તેનો રસ એની જીભ પર ચોંટી ગયો હતો. લાડુ ખાઇ પાણી પીને એ ત્યાંથી ચાલતો થઈ ગયો.

ભિક્ષા માંગતાં માંગતાં સાંઇબાબા એક દિવસ બીજી વાર પણ આ મહોલ્લામાં આવી ચઢ્યા અને થોડા દિવસ પહેલાં મળેલો લાડુ યાદ આવી ગયો. તેના જ ઘર આગળ આવી અવાજ કર્યો મૈયા કોઇ ખાના દે દો, ફકીર દો દીનકા ભુખા હૈ! પુરુષ કરતા સ્ત્રીનુ હૃદય વિશેષ કોમળ હોય છે. દાન ધર્મની રુચિ પણ તેનામાં અધિક હોય છે કદાચિત્ એ ગુણ ધર્મના કારણે જ પુરુષ કરતાં સ્ત્રીનો ધર્મ ટકાવવામાં મુખ્ય ફાળો હોવો જોઇએ. ગૃહિણીએ ફકીરનો અવાજ સાભળતાં જ તેને બે ત્રણ રોટલીઓ આપી

ખુદા, તેરા ભલા કરે માઈ! ફકીરના મુખમાંથી અવાજ નીકળ્યો, પરતુ પહેલા આજ ઘરમાંથી તેને મળેલો લાડુનો સ્વાદ તેના મોંમાં રહી ગયો હતો તેથી તેને પ્રશ્ન કર્યો કે, મૈયા! ઉસ દિન મુઝે જો ગોલ ગોલ ખાનેકા દિયા થા વહ બડા મજેકા ખાના થા! તુમ લોક ઉસકો કયા કહતે હો?

બાઇને થોડુ હિન્દી સમજતા આવડતું હતું. આથી તેણે કહ્યુ કે બાબા, એ તો લાડુ હતો, એ પણ રોટલીની માફક ઘઉંના લોટમાંથી બને છે લાડુમાં ઘી અને સાકર તથા એલચી વગેરે મસાલો નખાય છે

લાડુનું વર્ણન સાંભળીને ફકીરના મોંમા પાણી આવી ગયુ અને લાડુ ખાવાની તેની ભાવના જોરદાર બની ગઇ અને એનાથી બોલાઈ જવાયું તો મૈયા મુઝે વહ બહુત મજેદાર લગતા હૈ! મુઝે એક લાડુ દે દોના!

બાઈને આ ભોલાભલા સાંઈબાબાની જબાન પર હસવું આવી ગયું. એણે કહ્યું, સાંઈબાબા, ઐસે રોજરોજ નહિ બનતે, વે મહેંઘા હોતા હૈ। બાઈની વાત સાંભળીને ફકીરે પ્રશ્ન કર્યો કે, તો ઉસ દિન કયા થા કિ તુમને લડુ બનાયે થે। સ્રીએ જવાબ આપ્યો કે ઉસ દિન મેરે સસુરકી સંવત્સરી થી। ફકીરની લાડુ ખાવાની ઈચ્છા જોઈને ફકીરને સાથે સાથે નિમંત્રણ પણ આપ્યું કે સાંઈબાબા અગલે સોમવાર કો આના, ઉસ દિન મેરી સાસુજીકી સંવત્સરી હૈ। તે દિવસે તમને પેટ ભરીને લાડુ જમાડીશ.

ફકીરે પણ જતાં જતાં કહ્યું કે, બહુત અચ્છા માઈ. અગલે સોમવાર કો બસ ઇસી સમય મૈં આઉંગા! મુજે લડુ બહોત અચ્છે લગતે હૈં મુસલમાન લોગ હલવા, ખીર મીઠા પુલાવ, ઔર ઐસી ચીજે તો બનાતે હૈં લેકિન લડુ તો કોઇ નહિ બનાતા. મુજે તો લડુ બહોત પસંદ આયા. આમ કહેતો કહેતો ફકીર ત્યાંથી વિદાય થયો. અને રોજ રોજ સોમવારની રાહ જોવા લાગ્યો. સાત દિવસ તો જોત જોતામાં વીતી ગયા. સોમવારને દિવસે બરાબર એક વાગે ત્યાં આવી સાંઇબાબાએ અવાજ કર્યો, મૈયા મુજે ખાના દેદો ....અવાજ સાંભળીને ગૃહલક્ષ્મી બે ત્રણ લાડવા, થોડું શાક વગેરે ત્યાં લાવી ફકીરની થાળીમાં આપીને બોલી લ્યો સાંઈ-બાબા આજ પેટ ભરીને લાડુ ખાજો, જોઈએ તો વધારે માંગજો.

ફકીરે ઓટલા પર બેસીને ભોજન કરી લીધું ત્રણ લાડુમાં તો એનું પેટ ભરાઈ ગયું બાઈએ તેને ઠંડું પાણી લાવીને

આપ્યું. તૃપ્ત થઇને ફકીરે પ્રશ્ન કર્યો આજ કયા થા માઈ! જો ઇતને સારે લડુ બનાયે'?

તે સ્ત્રીએ જવાબ આપ્યો કે આજ મેરી સાસુજીકી સવત્સરી થી.

બિચારા સાંઇબાબાને શી ખબર પડે કે...... આ સવત્સરી કોને કહેવાય? એને તો આ લાડવા ખૂબ જ ગમી ગયા હતા, તેથી બાઇને સારૂ લગાડવા માટે તેણે વિવેક દર્શાવવા કહ્યું કે બહોત અચ્છા માઈ મૈં દુવા દેતા હૂઁ કિ તેરે બેટે બેટી નાને પોતે છોટે બડેકી રોજ રોજ સંવત્સરી હોતી રહે ઔર તુ સાધુ ફકીરો કો ઐસા બઢિયા ખાના ખિલાતી રહે।

બાઇને મનમાં ને મનમાં આ ફકીરના શબ્દોથી હસવુ આવી ગયું સાથે સાથે સમજી પણ ગઇ કે આ ભોળો ફકીર આમ બોલે છે, તેનું કારણ સવત્સરીનો અર્થ જ તે જાણતો નથી. તેનો હેતુ કોઈ શાપ આપવાનો છે જ નહિ પણ આ પ્રસંગને ભૂલથી સારો અવસર જાણીને આશીર્વાદ આપવાના સદ્દભાવથી તેનાથી આ પ્રમાણે બોલાઈ જવાયું છે. એની બુદ્ધિથી તો ઈરાદાપૂર્વક આપણી ઉન્નતિ માટે આ ઉદ્દગાર નીકળ્યા છે અને બિચારાને એ કયાં ખ્યાલ છે કે સવત્સરી તો મરણ બાદ જ આવે? પરંતુ આપણને એના માત્ર શબ્દ પકડવા નથી પણ શબ્દનો ભાવ પકડવો છે ભાવ તો તેનો સારો જ છે એમ વિચારી આ બાઇ સમજુ હોવાથી મંદ મંદ હાસ્ય કરીને ઘરમાં ચાલી ગઈ એને બદલે કોઇ માત્ર ફકીરના

શબ્દને જ પકડનાર કે દોષ ગ્રહણ કરનાર વ્યક્તિ હોત તો આ કથન સાંભળીને ફકીરને બે દંડા લગાવી દેત અથવા થોડા વાણીના પુષ્પો ( ગાળો ) આપીને ભોળા અજ્ઞાન ફકીરનું અપમાન કરી બેસત.

ગુણજ્ઞ–ગુણાનુરાગી મનુષ્યો દોષમાંથી પણ ગુણ ગ્રહણ કરવા પ્રયત્ન કરે છે અને બીજાને પણ ગુણ ગ્રહણ કરવાનો બોધ આપે છે. મનુષ્ય જો ગુણ ગ્રહણ કરી દોષ ત્યાગે તો ક્રોધ કષાયથી બચી જાય એટલા જ માટે શાસ્ત્રમાં કહ્યું છે કે:–

ત્યજન્તિ સુપર્વદ્ દોષાન્, ગુણાન્ ગૃહ્ણન્તિ સાધવઃ;
દુર્જનસ્તુ ચાલનીવ, દોષાન્ ગૃહ્ણન્તિ કેવલમ્.

અર્થાત્ સૂપડાની માફક સંતો–મહાત્માઓ તથા સજ્જનો દોષોને ફેંકી દઈને માત્ર ગુણોને જ ગ્રહણ કરે છે. જ્યારે દુર્જનો ચારણી માફક કચરો ( દોષ ) રાખી સારભૂત વસ્તુને ( ગુણોને ) બહાર ફેંકી દે છે. સજ્જન–દુર્જન વચ્ચેની આ નિશ્ચિત પરીક્ષા છે.

વિવેકી મનુષ્યો જાણી જોઈને બુદ્ધિપૂર્વક બોલાયેલા અપશબ્દોથી પણ માઠું લગાડતા નથી. તેઓ માને છે કે:–

દદતુ દદતુ ગાલીં ગાલીમંતો ભવન્તઃ.

અર્થાત્ તમો અમોને ભલે ગાળો આપો, કારણ જેની પાસે જે હોય તે જ આપી શકે છે. અમારી પાસે તો આશીર્વાદ અને શુભેચ્છાઓ છે. એટલા માટે કોઈને ગાળના બદલામાં ગાળ અમે આપી શકતા નથી પણ ગાળ આપનારનું પણ અમે તો ભલું જ ઈચ્છીએ છીએ.

કેટલી બધી ઉદારતા છે સંતોની અને સજ્જનોની અજ્ઞાન અવસ્થામાં બોલાયેલા શબ્દોનું સજ્જનો માઠું શા માટે લગાડે, તેઓ સમજે છે કે, દોષવાન દયાને પાત્ર છે દોષ માનવનો નથી, એની અજ્ઞાન જનિત બુદ્ધિનો છે. જેનામાં જેવી બુદ્ધિ હોય એવા જ પોતાના એ વિચારોને તેઓ શબ્દો દ્વારા વ્યક્ત કરે છે મદરૂપી મદિરાના નશામાં ભાન ભૂલેલા માનવ પોતે શું બોલે છે, એનું તેને ભાન રહેતું નથી. એને નશો એને એવુ બોલવાની ફરજ પાડે છે. ગુણવાન મનુષ્યો એના દોષોનો વિચાર કરીને પોતાના મનને બગાડતા નથી પણ તેમાંથી સવળો અર્થ કરી પોતાની સમાધી ટકાવી રાખે છે પરદોષ દર્શન દોષ છે અને સ્વદોષ દર્શન ગુણ છે. તે અંગે કહ્યું છે કે:-

યથા સુનિપુણો નિત્યં, પરદોષે ક્ષણે રત.;
તથા ચેન્નિપુણં સ્વેષુ, કો ન મુચ્યેત બધનાત.

અર્થાત્ જેમ અજ્ઞાની મનુષ્ય અન્યના દોષો જોવામાં પોતની ચતુરાઈનો ઉપયોગ કરે છે, એટલી જ ચતુરાઇ જો પોતાના દોષો જોવામાં વાપરે તો એ આ સંસારના બંધનમાંથી તે મુક્ત કેમ ન થઈ જાય ? અર્થાત્ તે જરૂર મુક્ત થઈ જ જાય.

દુર્જનના દોષો તરફ દૃષ્ટિ કરવાથી દોષ દૃષ્ટિનો ચેપ લાગી જાય છે. માટે સજ્જન મનુષ્યોએ તો તેવે સમયે સમભાવમાં રહી અથવા ગુણદૃષ્ટિ કેળવી, ગુણ ગ્રાહકતાને પોતાના જીવનમાં વણી લેવી જોઇએ.



## ૨૬ આચારઃ પ્રથમો ધર્મઃ

આ અન્ય દર્શનનું દૃષ્ટાંત છે પણ સમજવા જેવું છે. જે માનવી પોતાની નબળાઈને ઢાંકવા માટે કપોલ કલ્પિત યુક્તિ રચે છે, તે યુક્તિ સરવાળે તેને જ ભારે પડી જાય છે. ધર્મકરણીમાં દરેકે પોતાની યોગ્યતાનો વિચાર રાખવો જોઈએ. અને પોતાની ભૂમિકા મુજબ વર્તવું જોઇએ. પોતાની યોગ્યતા હોય નહિ તો પણ અયોગ્ય રીતે યુક્તિઓને આગળ કરીને પોતાની નબળાઇને ઢાંકનારની આખરે કેવી દુર્દશા થાય છે તે હકીકત આ દૃષ્ટાંત સમજાવે છે.

એક બાવાજી હતા. તેમને ભોજન માટે એક યજમાને નોતર્યા. બાવાજી આવીને એક આસન પર બેઠા. ભોજન તૈયાર થયું એટલે ગૃહિણી બોલ્યાં બાવાજીને સ્નાન કરવું હોય તો હવે કરી લે ભોજન તૈયાર થઇ ગયું છે, થાળ પીરસું એટલી જ વાર છે. અસલના વખતમાં બાવાજીઓ, સંન્યાસીઓ, બ્રાહ્મણો વગેરે સ્નાન કર્યા વિના ભોજન કરતા નહિ તે મુજબ યજમાને બાવાજીને કહ્યું, બાવાજી ! ભોજન તૈયાર થઈ ગયું છે, આપ સ્નાન કરી લો.

શિયાળાના દિવસો હતા. ઠંડી સખત પડતી હતી. સ્નાન કરવાનું મન બાવાજીને થતું ન હતું: સ્નાન કરવાનું તેમને ટાળવું હતું. તેથી તેમણે યજમાન આગળ યુક્તિ દ્વારા બહાનું

કાઢયું, "અજી! હમકો સ્નાન કરનેકી કોઇ જરૂરત નહીં હૈ કયો કી હમ તો સદા જ્ઞાનગંગામેં સ્નાન કરતે હિ રહેતે હૈં" યજમાનને આ રૂચ્યું નહિ તેઓ ધર્મ વ્યવહારમા ચુસ્ત હતા. સ્નાન કરીને જ ભોજન કરવામાં તેઓ માનતા હતા તેમણે બાવાજીને ફરી આગ્રહ કર્યો બાવાજી આપ પવિત્ર આત્મા થઇને સ્નાન કર્યા વિના ભોજનની હિમાયત કરો છો, તે મને રૂચતું નથી આપ સ્નાન કરી લો તેવી મારી વિનંતી છે

બાવાજી બોલ્યા, અરે ભાઇ! તુમ ઇન બાતોમેં કયા સમજો! હમને જ્ઞાનગંગામે સ્નાન કર લીયા હૈ, સો કાફી હૈ, જ્ઞાનગંગાકે પ્રવાહ કી બાત ઔર હિ હૈ. આમ કહીને બાવાજીએ જ્ઞાનગગામાં સ્નાન કરી લીધાની વાત કરી યજમાન બિચારો શું કરે?

તેણે ભોજનનો થાળ પીરસવા ગૃહિણીને આજ્ઞા કરી. પણ બાવાજીનો આવો સગવડીયો આચાર, યજમાનને રૂચ્યો નહિ તેણે બાવાજીને પાઠ ભણાવવાનો વિચાર કર્યો તે માટે તેણે મનમાં એક યુક્તિ વિચારી કાઢી

ગૃહિણી પાસે જઇને તેણે ધીમા અવાજે સૂચના આપતા ખાસ ભારપૂર્વક કહ્યુ કે, એક વાત પર બરાબર ધ્યાન આપજે કે બાવાજીને ખૂબ આગ્રહ કરીને ભજીયાં પીરસજે. બાવાજી તૃપ્ત થઇ જાય અને વધુ વાનગી પોતાના ભાણામાં મૂકવાનું ના કહે તો પણ તારે છેલ્લે તેમના ભાણામાં ૭-૮ ભજીયાં તો મૂકી જ દેવા આમ યોજના ઘડાઈ ગઈ બાવાજી જમવા બેઠા. યજમાન તેમની સાથે વાતો કરવા સામે પાટલો નાખીને ગોઠવાયા

બાવાજીએ જમવાનું શરૂ કર્યું. ગૃહિણી કહેવા લાગી, મહારાજ આજે તો આપ જમવાના હતા. તેથી ખાસ કાળજીથી કેળાના ભજીયાં બનાવ્યાં છે. કેવાં થયાં છે? બાવાજીએ કહ્યું કે ભજીયાં તો બહોત અચ્છે બને હૈ, મૈયા!

ભોજનમાં મિષ્ટાન્ન પણ હતું. તેથી બાવાજી પેટ ભરીને જમ્યા. ગૃહિણીએ ઈરાદાપૂર્વક ભાણામાં ભજીયાં વધારે પીરસેલા, તે પણ બાવાજી આરોગી ગયા. છેલ્લે ગૃહિણી એક થાળીમાં ભજીયાં લઈને આવી. બાવાજીએ આ જોયું અને કહેવા લાગ્યા, નહિ મૈયા! અબ......મુઝે......જરૂરત નહિ હૈ! ગૃહિણીએ કહ્યું કે બાવાજી એમ ન ચાલે. ખાસ તમારે માટે જ મેં આજે ભજીયાં બનાવ્યા છે. માટે આટલા તો લેવા જ પડશે. આમ કહીને જવાબની રાહ જોયા વગર જ ગૃહિણીએ ૭–૮ ભજીયા થાળીમાં પીરસી દીધા. બાવાજીનું પેટ તો ચિક્કાર થઈ ગયું હતું. છતાં ગૃહિણીએ આગ્રહથી પીરસેલાં આ ભજીયાં પણ ખાવાં પડ્યાં. જમીને એ ઉઠ્યા. એટલે યજમાને કહ્યું કે બાવાજી આરામ કરશો, બાવાજી કહ્યું કે ભોજન બહોત કીઆ હૈ વાસ્તે આજ આરામ તો કરના હી પડેગા.

જોડેના ખંડમાં જ પલંગ ઢાળેલો હતો. તેના ઉપર રેશમી તળાઈ હતી. બાવાજીને ત્યાં સૂઈ જવાની યજમાને ગોઠવણ કરી આપી. બાવાજી પોતાની સાથે પાણીનું એક કમંડળ રાખતા હતા. એ કમંડળ પલંગ પાસે મૂકીને સૂઈ ગયા. થોડીવારમાં તો તેમને ઘસઘસાટ ઊંઘ આવી ગઈ.

હવે યજમાને તેની યુક્તિ અમલમાં મૂકી. ખંડના બારણા બહારથી વાસી દીધા સાકળ ચડાવી દીધી પછી કુટુંબના માણ-સોને સૂચના આપી દીધી કે મોડેથી બાવાજી બારણા ઉઘડાવવા બૂમો પાડે તો તમે કંઈ કરશો નહિ બધુ મારા ઉપર છોડી દેજો

હવે બન્યું એમ કે બાવાજીએ એક ઊંઘ તો ખેંચી કાઢી પણ જાગ્યા ત્યારે તેમને ખૂબ જ તરસ લાગી ચણાના લોટના ભજીયા દાબીને જમેલા તેથી પાણીનો અત્યંત શોષ પડવા લાગ્યો પલંગમા બેઠા થઈ નીચા વળીને તેઓ પાણીનુ કમંડળ શોધવા લાગ્યા પણ કમંડળ તો ગાયબ થઈ ગયેલુ યજમાન તેને બીજા ખંડમાં ઉઠાવી ગયેલા. બાવાજીને એમ થયુ કે, પોતે અંદર પોતાની સાથે લાવવાનું ભૂલી ગયા હશે પલંગમાં બેઠા બેઠા બાવાજી એવા તરસ્યા થયા કે તેમનાથી સહન થાય નહિ તેથી પોતે ઉભા થઈને બહાર નીકળવા જાય છે, ત્યાં બારણા ખખડાવ્યા, પણ કોણ ઉઘાડે? બંધ ઓરડામા બાવાજી પાણી માટે અકળાઇ ઉઠ્યા આખરે એમણે બૂમ પાડી. મૈયા! બારણા ખોલો મુઝે બહોત પ્યાસ લગી હૈ મેરા કમંડલ કહા હૈ? એટલે યજમાન બહારથી બોલ્યા શું છે બાવાજી, તરસ લાગી છે? બાવાજીએ કહ્યું કે, હા મુઝે બહોત પ્યાસ લગી હૈ

યજમાને કહ્યું કે, આપની પાસે જ્ઞાનગંગા તો હાજર જ છે. તો આપની જ્ઞાનગંગાનો પ્રવાહ વહાવોને!

જ્ઞાનગંગામાં જેમ સ્નાન કરો છો તેમ જ્ઞાનગંગાનું પાણી પી લોને!

યજમાનના આ માર્મિક શબ્દોએ બાવાજીના અંતઃચક્ષુ ખોલી નાખ્યા. તેમણે પોતાના સગવડીયા આચરવા માટે પસ્તાવો થયો. તેમણે કહ્યું, ઠીક ભાઇ, હવે મેં સમજી ગયા. તમે મને શિક્ષા કરી નથી. પણ મારા ઉપર ઉપકાર કર્યો છે. આમ યજમાને અજમાવેલી યુક્તિએ બાવાજીને પ્રમાદ તેમજ સગવડીયા આચાર વિચારને કાયમને માટે છોડી દેવાની સદ્બુદ્ધિ આપી.

કહેવાનું તાત્પર્ય એ છે કે પોતાની ભૂમિકાને અનુસાર જેઓ વ્યવહાર ધર્મનું પાલન કરતા નથી અને અનધિકારે શુષ્ક જ્ઞાની બની આચાર વિનાની માત્ર મુખથી મોટી મોટી જ્ઞાનગંગાની માત્ર વાતો જ કર્યા કરે છે. તેઓ લોકમાં ખરેખરે હાસ્યાસ્પદ બને છે. પ્રથમ વ્યવહાર ધર્મનું આલંબન જરૂરી છે. વ્યવહાર ધર્મમાં ઉત્તીર્ણ થયા પછી જ ઉપરની ભૂમિકાના ધર્મનું પાલન હિતાવહ છે. જ્ઞાનીઓએ દર્શાવેલા ક્રમનો ભંગ કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. પોતાની કક્ષાનો વિચાર કરીને કદમ ભરનારો માનવી જીવનના વિકાસ ક્રમમાં આગળ વધી શકે છે. જ્યારે આચાર વગરના કેવળ શુષ્ક વિચારની પાંખે ઉડનારો આખરે પટકાય છે, પસ્તાય છે અને દુઃખી થાય છે માટે જ આપણે ત્યાં આચાર પાલનને પ્રથમ ધર્મ કહ્યો છે. શુદ્ધ આચારના પાલનથી જ આત્મા ઉપર શુદ્ધ ધર્મનો રંગ ચઢી શકે છે.



# ૨૭ યહ દિનભી જાયગા

એક માટું શહેર હતું તેમાં એક મસ્ત મહાત્મા આવી ચડ્યા. તે ન તો કોઈની સાથે વાતચિત કરે ન કોઈ ચીજની માંગણી કરે પણ "યહ દિનભી જાયગા" માત્ર એ એક જ વાક્ય વારંવાર બોલ્યા કરે. એ વાક્ય લોકોને સાંભળવુ ગમતું નહિ, પરંતુ એની પરવા કર્યા સિવાય મહાત્મા તો શહેરમાં ફરતા જાય અને પોતાના જીવનસૂત્ર સમાન "યહ દિન ભી જાયગા" આ વાક્ય બોલતા જાય.

મહાત્માને બે હાથ જોડીને કોઇ નમસ્કાર કરે તો તેને પણ આશીર્વાદ આપવાને બદલે "યહ દિન ભી જાયગા" એ સૂત્ર તે મહાત્મા સંભળાવે. ઉદ્ધત એક યુવાને તે મહાત્માની ઝોળીમાં એક પથ્થર નાખ્યો, તો પણ મહાત્માએ એ જ વાક્ય દોહરાવ્યુ એક વૃદ્ધ સ્ત્રીએ મહાત્માને આગ્રહ કરીને ભાવથી ભિક્ષા આપી ત્યારે પણ આ મહાત્મા તો "યહ દિન ભી જાયગા" એજ વાક્ય બોલ્યા.

કેટલાકને એમ લાગ્યુ કે, આ મહાત્માનું મગજ ચસકી ગયુ છે, તો કેટલાક એમને આ કોઈ અજબ પુરુષ છે, એમ કહેવા લાગ્યા. પોતાની નિંદા અને સ્તુતિમા તુલ્ય મનોવૃત્તિવાળા એ મહાત્મા, દિવસ દરમ્યાન નગરમાં ફરતા અને રાત્રે

એક ધર્મશાળાના ઓટલા પર સૂઈ જતા. પાછા સવારે વહેલા ઊઠી જતા અને પોતાનું નિત્ય કર્મ કરીને ગામમાં ફરવા લાગે. ન હતો એમને ખાસ ભોજનમાં રસ કે ન હતો આરામમાં રસ એ તો નગરમાં ફરતા જાય અને "યહ દિન ભી જાયગા" એ સૂત્ર બોલતા જાય.

એક દિવસે બપોરના રાજ્યના દિવાન ઘોડાગાડીમાં બેસી રાજ દરબારમાં જતા હતા, તે નજરની આ મહાત્મા પર પડી. સાધુ સંતનું તો સદા માન સન્માન જ કરવું જોઈએ. આવી સમજણવાળા આ દિવાન હતા. તેથી તરત જ ઘોડા-ગાડીમાંથી નીચે ઉતર્યા અનેક નગરજનોની સામે દિવાન પદના અહંકારને તજીને ભરબજારમાં તેણે નીચા નમીને સાધુને પ્રણામ કર્યા. એનો જવાબ પણ બીજો કોઈ આપવાને બદલે "યહ દિન ભી જાયગા" એ પ્રમાણે સાધુ બોલ્યા.

દિવાન સમજુ હતા. આર્ય સંસ્કૃતિને એણે પચાવી હતી. સાધુ સંતો પ્રત્યે એના હૈયામાં ઊંડો આદરભાવ હતો. આમ બોલવાનો સાધુનો આશય જોકે એની સમજમાં આવ્યો નહિ તો પણ એ સાધુને પ્રણામ કરીને શાંતિથી તે રવાના થઈ ગયા.

રાજદરબારમાં આવીને તેણે રાજાને કહ્યું કે, આઠ દસ દિવ-સથી એક સાધુ આપણા નગરમાં ફરે છે. પોતાની સાધનામાં મસ્ત છે. કોઈની સાથે ખાસ કાંઈ વાતચીત પણ કરતા નથી. પરંતુ થોડી થોડી વારને અંતરે 'યહ દિન ભી જાયગા' એટલા જ શબ્દો એ બોલે છે. મંત્રીએ જ્યારે રાજાની સમક્ષ

આ પ્રમાણે મહાત્માની હકીકત કહી ત્યારે રાજ્યસભામા ઘણા માણસો ત્યાં હાજર હતા તે લોકોને પણ આ બાબતમાં પોતાનો અભિપ્રાય આપવાનુ મન થયું. તેમાંના એકે કહ્યું કે, મહાત્માના વેશમાં આ વ્યક્તિ જરૂર દુશ્મન રાજાનો કોઇ જાસુસ–ગુપ્તચર હોવો જોઇએ એનાથી તો આપણે ખૂબ ચેતતા રહેવાની જરૂર છે ત્યાં તો બીજો એક ભાઈ બોલ્યો કે, ગુપ્તચર તો એ ન હોઈ શકે, કારણ કે ગુપ્તચર હોય તો એ પોતાનાં અનેક રુપો બનાવી, દરેક જાતના લોકોના સંપર્કમાં આવે પણ આ તો માત્ર જાહેર બજારમાં જ ફરે છે. કોઇની સાથે હળતો મળતો નથી. માટે ગુપ્તચર નહિ પણ કદાચ ચસ્કેલ ભેજાનો હોવો જોઇએ એની કોઈ પ્રાણપ્રિય ઇષ્ટ વસ્તુઓનો અચાનક વિયોગ થઇ ગયો હશે જેથી તેનું મગજ અસ્થિર થઇ ગયુ હોય એમ લાગે છે

ત્રીજો સભાજન બોલ્યો કે, ના, ના, આને ચસ્કેલ ભેજાનો કહી શકાય જ નહિ. મન ફાવે એમ બકતો હોય તો તો પાગલ કહી શકાય પણ આ તો મસ્ત અદાથી ફરે છે. ચહેરા પર કોઈ અનેરૂ તેજ છે અને ભાષાની મર્યાદા એટલી બધી છે કે કોઇ ગાળ આપે છે તો પણ એ ગરમ થવાને બદલે નીચી નજરે ચાલે છે અને 'યહ દિન ભી જાયગા' એટલું જ એ બોલે છે. આથી મને તો લાગે છે કે એ કોઈ ઉચી કોટીનો સંત હોવો જોઇએ

તેવામાં એક દરબારીએ અભિપ્રાય આપ્યો કે ભાઇઓ એને સંતનો ઇલ્કાબ આપવા પહેલાં તમારે જરા વિચાર

માતા મરજો, પિતા મરજો ઔર મરજો બાંધવા;
જોબનવંતો પુત્ર જ મરજો, મરજો સબ પરિવારવા.

આવી વાણી બોલે છે, તેથી અમારૂ કાંઈક અહિત થશે, એવો અમને ભય રહ્યા કરે છે. કૃપા કરી આપ આનો અર્થ અમને સમજાવશો તો આપની અમારા ઉપર મોટી કૃપા થશે.

મુખીની આ વાત સાંભળીને ઉપદેશક મહાત્મા બોલ્યા કેઃ-આ કથનમાં તો ઊંડું તત્ત્વજ્ઞાન સમાયેલુ છે. આ શબ્દો તો કોઈ જ્ઞાનીપુરૂષના લાગે છે. આ બાબતમાં તમારી ગેરસમજણુ થયેલ છે. આ નાનકડા પદમાં તો ગાગરમાં સાગર સમાય એટલું બધું એમણે કહી દીધું છે. એમના તો તમારે પગ પખાળવા જોઈએ. સંતના મુખથી આ વાત સાંભળીને ગામ લોકોએ પ્રાર્થના કરી જો એમ છે, તો આપ જ અમોને એ દુહાનો અર્થ સમજાવવાની કૃપા કરો.

સંતે કહ્યું કેઃ—તમારે તે મહાત્માની રહસ્યમય વાણીનો ભાવાર્થ સમજવો હોય તો તમો બધા આવતી કાલે આવજો. એનો વાસ્તવિક અર્થ જાણીને બધાને ખૂબ જ આનંદ થશે.

રહસ્યમય વાણીનો અર્થ સમજવા માટે બીજે દિવસે નવા આવેલા સંતના ઊતારે નક્કી થયેલા સમયે લોકસમુદાય હાજર થયો. મંગલાચરણુ કર્યા બાદ સંતે પ્રવચન કરતાં કહ્યું કે શબ્દ ગમે તે બોલાય પણુ એનો કોઈને કોઈ અર્થ તો જરૂર હોય છે. શબ્દશાસ્ત્રની આ ખુબીને સામાન્ય લોકો તો માત્ર ઉપલક દૃષ્ટિએ જ વિચારે છે. પણુ એમને ખ્યાલ નથી હોતો કે મહાપુરુષોની વાણી આધ્યાત્મિક અર્થોથી ભરેલી હોય છે.

તેથી તેને આધ્યાત્મિક અર્થમાં ઘટાવવી જોઇએ. આવી વાણીને પહેલિકા, હરિયાલી, ગૂઢોક્તિ અથવા રહસ્યમય વાણી કહેવામાં આવે છે. એ વાણી ગુપ્ત ભાવને સૂચવનારી હોય છે. તેમાં ઉપરથી અર્થ જુદો લાગે અને અંદરનો અર્થ જુદો જ હોય છે.

તમારા ગામમાં આવેલા સાધુની વાણીમાં પણ એ રહસ્યમય વાણીનો ઉપયોગ કરવામાં આવ્યો છે. એ વાણીનો ભેદ સ્થૂલ બુદ્ધિના માણસો ઉકેલી શકતા નથી. એનો ભેદ ઉકેલવો એ સૂક્ષ્મ બુદ્ધિવાળાનુ કામ છે. હવે આપણે એ સાધુ દ્વારા બોલાતા કાવ્યની કડીનો વાસ્તવિક અર્થ વિચારીયે.

એ કડીનુ પહેલુ પદ છે **માતા મરજો :** અહીં માતા એટલે માયા સમજવી. જીવના સંસારનું બીજ માયા જ છે. માટે જ જ્ઞાનીઓએ માયાને ભવપર પરાની તથા અધર્મની માતા કહી છે જીવને જ્યાં સુધી સાચુ જ્ઞાન સમ્યગ્જ્ઞાન થતું નથી, ત્યાં સુધી એ માયાને સાચી માતા સમજીને જ સઘળા વ્યવહારો કરે છે આથી તેનો સંસાર વધે છે આ માયાની મોહક અસર નીચે રહેલા જીવને હુપદ મારાપણારૂપ રાગ, દ્વેષમય સંસાર મીઠો લાગે છે આ માયાના આવરણુ નીચે રહેલા જીવને આ ભવ મીઠા તો પરભવ કોણે દીઠાની ભ્રામિક લોકોક્તિ એકદમ ગળે ઊતરી જાય છે અને એ પોતાની આવતી કાલનો સ્પષ્ટ વિચાર સુદ્ધાં પણ કરી શકતો નથી અપેક્ષાથી આ માયાને જ 'મિથ્યાત્વ' કહેવામાં આવે છે. મિથ્યાત્વ એટલે ઉપકારી મહર્ષિઓના વચનોથી વિપરીત પ્રકારના વિચાર—વાણી અને વર્ત-

નમાં રુચિ, વિશ્વાસ અને આદર. આ માયા અને મિથ્યાત્વ મરે તો જ માનવીને સંતોના ચરણો સેવવામાં રુચિ જાગે છે. આ માયા યાને મિથ્યાદૃષ્ટિનું જ્યાં સુધી પ્રાબલ્ય રહે છે, ત્યાં સુધી જીવ ન કરવાનું કરે છે, ન ખાવાનું ખાય છે, ન પીવાનું પીએ છે, ન વિચારવા જેવું વિચારે છે, અને અંધારામાં અટવાતા અંધજનની જેમ જીંદગીનો ભાર ઉંચકીને અંતે મોતને આધીન થાય છે. અને પોતાના જન્મમરણની પરંપરા વધારે છે. આ માયા મરતાં મતિ શુદ્ધ થાય છે. મતિ શુદ્ધ થતાં શુભ વિચાર જાગે છે. શુભ વિચારની અસરથી જીવનમાં સાધુતા સંચરે છે અને સાધુપુરુષો પ્રત્યેની ભક્તિની ભાવના આળસ મરડીને બેઠી થાય છે. સાધુ-સંતો તેને ઉપકારી લાગે છે. તેમની હિતશિક્ષાનો અમલ કરવામાં તેને રસ જાગે છે. "**માતા મરજો**" એ વાણી રહસ્યમય અને ખૂબ મહત્ત્વની છે.

સાધુની રહસ્યવાણીના સત્ય અર્થને પ્રગટ કરતા સંત આગળ બોલ્યા કે તેનું બીજું પદ છે, "**પિતા મરજો**" આ પદ પણ પહેલા પદ જેટલું જ મહત્ત્વનું ને માર્મિક છે. તેમજ મહાન ઉપકારક છે.

જીવના સંસારની માતા માયા છે, તો પિતા મોહ છે. આ મોહ પિતાનો તાપ અને પ્રતાપ પણ ગજબનો છે. જીવને તે સાચા માર્ગે જવા દેતો જ નથી, જીવને સત્યમાં અસત્યની ભ્રાંતિ અને અસત્યમાં સત્યની ભ્રાંતિ થાય છે, તે ભ્રાંતિ પેદા કરાવનાર આ મોહ જ છે. બહારથી ગોળના

લપેટાવાળી અને અંદરથી ભયંકર ઝેરથી ભરેલી ગોળી જેવા આ મોહને શાસ્ત્રોએ મદિરાના નશા રૂપે માનીને કહ્યું છે કે.

પીત્વા મોહમયી-પ્રમાદ-મદિરામુન્મત્તભૂતં જગત

અર્થાત્-મોહજનીત પ્રમાદ મદિરાનું પાન કરીને જગતના પામર જીવો ઉન્મત્ત-પાગલ બની ગયા છે.

આ મોહના ભયાનક સ્વરૂપને સ્પષ્ટ કરતા જ્ઞાની મહાત્માઓ ફરમાવે છે કે, લીંબડો કડવો હોવા છતા જેને ઝેરી સર્પ કરડ્યો હોય એવા માણસને તે મીઠો લાગે છે, પણ જ્યારે તેને સર્પનુ ઝેર ઉતરી જાય છે, ત્યારે એ લીંબડો કડવો જ લાગે છે, અને તે લીંબડાના પાંદડાં ચાવતા જ થૂ... થૂ.. થૂ-કરીને થૂકી દે છે તેમ આ જગતના મોટા ભાગના જીવો આ મોહના ઝેરની અસરમાં હોવાથી થૂકી નાખવા જેવા સંસારના રાગજનિત ભોગસુખ, એ મને મીઠા મધુરાં લાગે છે પરંતુ રાગજનિત ભોગસુખમાં કોઇ પણ જાતની વાસ્તવિક મીઠાશ હોતી જ નથી. પણ મોહની અસરમાં રહેલો જીવ તેને મીઠા માનવાની ભયંકર ભૂલ કરતો હોય છે. ત્યાગ વૈરાગ્યમાં તરબોળ ભાવ દયાના ભંડાર, ચારિત્રવંત ગુરૂ મહારાજનું શરણુ સ્વીકારવાથી જ આ મોહથી મુક્તિ મળી શકે છે એવા ગુણવંત ગુરૂમહારાજને પરતંત્ર થયા વિના મોહને જીતવાનો કોઈ પણ અસરકારક ઉપાય આ જગતમા ત્રણ કાળમાં છે જ નહિ તમારા ગામમા વસેલા મહાત્માની વાણીમાં અમૃત ભર્યું છે લોકોને આશીર્વાદ આપતા તે મહાત્મા એ મોહરૂપી પિતાનું મૃત્યુ ઇચ્છે છે. એટલે એમની વાણીમાં અદ્‌ભૂત સાર સમાયેલો છે.

પોતાના તાત્ત્વિક વિવેચનને આગળ લંબાવતા તે સંત બોલ્યા કે તમે જે જાણવા ઇચ્છો છો તે શ્લોકનું ત્રીજું પદ છે. "**ઔર મરજો બાંધવા**" એક અપેક્ષાથી વિચારીએ તો આ પદનો ભાવાર્થ એ છે કે જીવના માની લીધેલા પિતારૂપ આ મોહરાજાને બળવાન ત્રણ બાળકો છે. મોહ અને માયામાંથી એમનો જન્મ થાય છે. તેથી તે મોહના બાળકો ગણાય છે. અજ્ઞાની જીવ એ ત્રણેયને પોતાના પરોપકારી પરમ હિતસ્વી બંધુઓ સમજે છે. એ બાંધવોના નામ છે કામ, ક્રોધ અને લોભ. આ ત્રણેયને સહોદર માની જીવ આ સંસારમાં વારંવાર જન્મે છે, મરે છે અને અનંત દુઃખની પરંપરા ઊભી કરે છે. એના કારણે જ એના સંસારનો કદી અંત આવતો નથી. મનગમતા વિષયો પ્રત્યે રાગ જન્માવવામાં અને અણગમતા વિષયો ઉપર દ્વેષ કરાવવામાં અને જગતના વિનાશશીલ પદાર્થો ઉપર અત્યંત મમતા ઉપજાવનાર એ ત્રણેય અતિ અગત્યનો ભાગ ભજવે છે. અથવા એમ પણ કહી શકાય કે જડ ચેતનાત્મક જે જે પદાર્થો ઉપર જીવને રાગ-દ્વેષ થાય છે, તેમાં મુખ્ય ફાળો એનો જ છે. કામનો રાગ જીવને સાતમી નારકી પર્યંતનો ધક્કો મારી શકે એટલી તાકાત ધરાવે છે.

ફળને વળગીને રહેલી છાલની જેમ અજ્ઞાની જીવને આ ત્રણેય વળગેલા રહે છે અને જીવ પાસે ભયંકર કુકર્મો કરાવે છે. એ કુકર્મોના પ્રભાવે રાગ-દ્વેષ, ભય, શોક અને તેના પરિણામે જીવને નરક પર્યંતના દુઃખો ઊભા થાય છે. માટે જ કહેવામાં આવ્યું છે કે.

ત્રિવિધં નરકસ્યેદં, દ્વારં નાશનમાત્મનઃ;
કામઃ ક્રોધસ્તથા, લોભસ્તસ્માદેતત્ ત્રયં ત્યજેત્.

કામ, ક્રોધ, લોભ, આ ત્રણેય બંધુ રૂપે બનીને આત્માનો નાશ કરે છે અને નરકના દરવાજા ખોલી નાંખે છે. આ બંધુઓના વિનાશ વિના સત્કાર્યોમાં પ્રીતિ થતી નથી, માટે આ મસ્ત સાધુ આ ત્રણેય ભાઈઓનુ, મૃત્યુ ઇચ્છી અજ્ઞાની જીવોને સન્માર્ગે જવાનું સુલભ કરી આપે છે. તેથી એના ઉપદેશમાં ઘણો ઉપકાર સમાયેલો છે.

હવે વાત રહી "જોબનવંતો પુત્ર જ મરજો" એ પદની મહાત્માની રહસ્યમય વાણીનુ આ ચોથું પદ છે. એનો ભાવાર્થ એ છે કે માન યાને અભિમાનનું પણ મોત થશે. મહાત્માએ અભિમાનને જોબનવંતો પુત્ર કહ્યો છે. માન અને અભિમાન એ બને શબ્દો એક જ અર્થને સૂચવે છે. ભલભલા ભડવીર પુરુષોને પણ આ માન મૂંઝવી નાખે છે. થપડ લગાવી દે છે. ચળવિચળ કરી મૂકે છે. સંત પુરુષો કહે છે કે:-

કંચન તજવો મહેજ હૈ, સહજ પ્રિયા કો નેહ;
માન બડાઈ ઇર્ષ્યા, તજવો દુર્લભ એહ.

કંચન અને કામિનીનો ત્યાગ કરવો એ હજી સહેલો છે પરંતુ માન પૂજાની આંતરિક ઇચ્છાને અને બડાઇને– અભિમાનને તેમજ ઇર્ષ્યાને તજી દેવા એ સહેલું કામ નથી. કેટલીકવાર તો ખૂબ પ્રયત્ન શીલ ઉપયોગવંત અને મોક્ષાભિલાષી જીવને પણ થોડુંક નિમિત્ત મળતાં આ માન સન્માન અને અહંતા–મમતા રૂપ અભિમાન ભૂલાવામાં નાખી દે છે.

અત્યંત ઉદારતાપૂર્વક મહાન સત્કાર્યો કરીને પોતાના એ ઉત્તમ કાર્યના બદલામાં કોઈની પાસેથી એક પાઈની પણ આશા-અપેક્ષા નહિ રાખનાર માણુસ પણ આ માનની આશા અપેક્ષાને તો ખૂબજ મુશ્કેલીથી છોડી શકે છે. માનને નમાવવું એ દુષ્કર કાર્ય છે. અને જ્યાં સુધી માનને નમાવી શકાય નહિ, એને પાતળો પાડી શકાય નહિ ત્યાં સુધી જીવનમાં સત્કર્મનું સ્થાન દૃઢ થાય નહિ.

માનને નમાવવા માટે દેવ ગુરૂ તેમજ ઉપકારીઓને હંમેશાં ભાવથી નમવું જોઇએ. તેમના નમ્ર સેવક બનવું જોઇએ. તેમની પાસે બાળક જેવા બની જવું જોઇએ. તેમને શરણે રહેવું જોઇએ અભિમાન જોબનવંતું-રાતુમાંતુ રહે ત્યાં સુધી સૂત માંદલું રહે. એ મનનો ઝોક આ લોકની પ્રતિષ્ઠા તરફ રહે, પણ નિરાભિમાની સંતોની સેવા તરફ ન વળે. અભિમાન એ એક એવો હાથી છે કે જેના ઉપર બેસી ગયા પછી ઉતરવું સહેલું નથી. પછી તો એવો એનો ચસ્કો પડી જાય છે કે એના સિવાય બેચેન બની જવાય. પરમ પવિત્ર પરમેષ્ઠિઓ પ્રતિ સાચા નમસ્કાર સિવાય ભવોભવના અહંકારને ઓગાળી શકાતો નથી, માટે જ નમસ્કાર એક મહાનમંત્ર ગણાય છે. પોતાના નાના સરખા દોષને પણ પોતાની નબળાઈ માનવાથી અને પરના નાના સરખા ગુણને પણ મહાનતારૂપે સ્વીકારવાથી આ અભિમાન રૂપી હાથીને મળતો પુષ્ટ ખોરાક બંધ થઈ જાય છે. ધીમે ધીમે તે કૃશકાય બની નાબૂદ થાય છે. **જોબનવંતો પુત્ર જ મરજો,** એમ કહીને આ સાધુ તમારી આધ્યાત્મિક ઉન્નતિ જ ઇચ્છે છે.

મહાત્માની વાણીનુ છેલ્લું પદ છે, **મરજો સબ પરિવારવા:**— કેટલી ઉપકારક છે આ પંક્તિ? મોહ અને માયાનો સમગ્ર પરિવાર મરી જાય એટલે જીવ તરી જાય. મોહ–માયાનો પરિવાર ખૂબજ મોટો છે હિંસા, જૂઠ. ચોરી, અનાચાર, દુરાચાર, દંભ, પાખંડ, ઈર્ષ્યા, અસૂયા, વૈર, પરિગ્રહ, આદિ અનેકનો આ પરિવાર બનેલો છે. ટુંકામાં કહેવું હોય તો જગતના જેટલા દોષો કે બુરાઈઓ છે, તે બધુ જ મોહ માયાની ઉપજ છે એમ જાણવું અને વિસ્તારથી જેને જાણવાની ઇચ્છા હોય તેણે ઉપમિતિ ભવ પ્રપંચ ગ્રંથ ગુરૂગમ દ્વારા શ્રવણ કરવો જરૂરી છે અથવા મનનપૂર્વક વાંચી જવો જરૂરી છે મોહ–માયાના આ પરિવારની પ્રીતિ છોડ્યા સિવાય તો સંસારમાથી કોઈ રીતે છુટકારો થઈ શકે તેમ નથી તેમજ મુક્તિ મેળવી શકાય તેમ છે જ નહિ

આ પરિવારને પ્રેમથી પાળવો, પોષવો અને મોટો કરવો એ સાપને દૂધ પાઇને ઊછેરવા કરતાં પણ વધારે જોખમી કામ છે આ પ્રત્યેક દોષમા સેંકડો સર્પોમાં રહેલા ઝેર કરતાં પણ વિશેષ ઝેર સમાયેલું છે જીવને તે મૂર્છાવશ બનાવી જીવની મહાન અધોગતિ સર્જે છે

દેવગુરૂની ભક્તિ, તેમની આજ્ઞાનું પાલન, શાસ્ત્રશ્રવણ, સ્વાધ્યાય, સતત સત્સમાગમ આદિ દ્વારા જ આ દોષોને દૂર કરવાનુ દૈવત માનવીમાં ખીલે છે.

એટલે મરજો સબ પરિવારવા કહીને આ સાધુએ જીવના કલ્યાણની અગત્યની વાત કહી છે, આ વાતનો ઉપ

સંહાર કરતા દિવાનજીએ કહ્યું કે, ઉપકારી એ મહાત્માના આ શબ્દો આજેય મારા કાનમાં ગૂંજી રહ્યા છે, હૈયામાં રમી રહ્યા છે.

રાજાની હાજરીમાં સભા સમક્ષ દિવાને પોતાની કિશોરાવસ્થાની ઘટનાને પૂર્ણ કરતાં કહ્યું કે જેમ એ મહાત્માના શબ્દોનું રહસ્ય સમજવું આખા ગામને કઠિન થયું હતું, એ જ પ્રમાણે આ સાધુના પણ "યહ દિન ભી જાયગા" એ શબ્દો ખૂબ રહસ્યમય હોવા જોઇએ. અવાંતર વાત પુરી થઈ, હવે આપણે મૂળ વાત ઉપર આવીએ.

દિવાનના મુખથી આ બધી વાત સાંભળીને પોતાની જિજ્ઞાસા વ્યક્ત કરતા રાજાએ દિવાનને કહ્યું કે "યહ દિન ભી જાયગા" એ સૂત્ર બોલનાર આ મહાત્મા આપણા ગામમાં હાજર છે, તો તે વચનનું રહસ્ય તેમના મુખથી જાણવા માટે આપણે તે મહાત્માને રાજમહેલમાં આમંત્રણ આપીએ તો કેમ? દિવાનને રાજાનો પ્રસ્તાવ વ્યાજબી લાગ્યો અને દિવાન પોતે જ રાજાની આજ્ઞા લઇને મહાત્માને તેડવા રવાના થયા. મહાત્મા તો મસ્ત અદાથી બજારમાં જ ફરતા હતા. દિવાન એમની પાસે ગયા અને બે હાથ જોડી વિનંતી કરતાં કહ્યું કે મહારાજ! નગરના રાજા આપને મળવા ઇચ્છે છે. આપ કૃપા કરીને રાજમહેલમાં પધારો. દિવાનની વાત સાંભળીને આ મહાત્માએ તો "યહ દિન ભી જાયગા" કહીને આવવાની સંમતિ આપી. તેમને લઇને દિવાન રાજમહેલમાં પહોંચ્યા. મહાત્મા રાજમહેલમાં પહોંચતા જ રાજાએ

ઉભા થઇને સાધુને વંદન કર્યું અને એમને બેસવા માટે મુલાયમ ગાલીચો બિછાવ્યો, પરંતુ આ મહાત્મા ગાલીચા પર ન બેસતાં ઉભા જ રહ્યા. એમના વૈરાગ્યથી પ્રભાવિત થયેલા રાજાએ તેમને ઉપદેશની વિનંતિ કરી સાધુએ પોતાની ઝોળીમાં હાથ નાખ્યો અને તેમાંથી એક કોલસો કાઢયો તેનાથી રાજમહેલની આરસની સફેદ દિવાલ પર લખી નાખ્યુ કે "યહ દિન ભી જાયગા" બીજો એક પણ શબ્દ બોલ્યા વિના તરત જ ત્યાથી ચાલતી પકડી સાધુના નિર્મમત્વભાવથી રાજા ખૂબજ પ્રભાવિત થયો

રાજાએ સાધુના હસ્તાક્ષરો જોઇ વિચાર કર્યો કે લોકો ભલે આ મહાત્માને માટે ગમે તેમ કહે, પરંતુ મને તો લાગે છે કે સાધુએ સ્વહસ્તે લખેલ આ આઠ અક્ષરોમાં નક્કી કાંઇ ઉંડો મર્મ સમાયેલો છે પછી તો રાજા આ વાકયનું ઊઠતાં બેસતાં અને હરવખત રટણ-મનન કરવા લાગ્યા. જેમ જેમ એનુ મનન વધતું ગયુ, તેમ-તેમ તેમાંથી અનેક અર્થો રાજાના અંતઃકરણમાં ઉઘડવા લાગ્યા આ વાકય આખરે રાજાનું પણ જીવનસૂત્ર બની ગયું. કારણ કે આ પ્રસાદી મોહમાયાની સામે લડનારા એક મહાત્મા તરફથી મળેલ હતી.

આ વાકય રાજાને તત્કાળ લાગુ પડી ગયું કારણ કે રાજા પોતે ધર્મ, ન્યાય અને સદાચાર પ્રત્યે પ્રેમવાળો હતો.

પ્રજાવત્સલ આ રાજાને રંગરાગ કરતાં સંતમહાત્માની ભક્તિ વધારે ગમતી. ખુશામતખોર કરતા તત્ત્વચિંતકોની

દોસ્તી એને વધુ પસંદ પડતી એના ન્યાય અને પરોપકારની સુવાસ તો રાજ્યના સીમાડાઓ સુધી પહોંચી ચૂકી હતી. આવા ગુણિયલ રાજાની પ્રજામાં પણ ન્યાય, નીતિ, સદાચાર સંતોષ વગેરે સુંદર પ્રકારનાં હતાં.

આ રાજાની ચઢતી કળા અને આ રાજાનો યશ પાડોશના રાજાથી સહન થઈ શક્યા નહિ. એને લાગ્યું કે મારૂં નામ આથી ઝાંખુ પડતું જાય છે. વળી મારી પ્રજા પણ આ રાજાના સદ્ગુણોની પ્રશંસા કરતા થાકતી નથી. આથી મારે સમયસર ચેતવું જોઇએ આમ વિચારી ઈર્ષ્યાની આગમાં જલતા રાજાએ મોટી સેના સાથે એના રાજ્ય પર આક્રમણ કર્યું. અણધાર્યા આક્રમણથી તેની સામે મક્કમતાથી ઝઝુમવા છતાં પૂર્વ તૈયારીઓના અભાવે આ ભલો રાજા હારી ગયો. તે ભલા રાજાને દુશ્મનના સૈનિકોએ શત્રુરાજા સમક્ષ હાજર કર્યો બંદીવાન બનેલા આ રાજાને જોઇને અભિમાની શત્રુ રાજા બોલ્યો કે તમે અમારા યુદ્ધ કેદી છો, તેથી અમારા સૈનિકોનો ઈરાદો તમારો વધ કરવાનો છે. આવા ખેદજનક વચનોના જવાબમાં પણ પરાજિત થયેલ આ ભલો રાજા નિર્ભયતા પૂર્વક કહે છે કે. "યહ દિન ભી જાયગા."

ઊંચા આસને બિરાજેલા તે વિજયી રાજાને ઉદ્દેશીને સમયનો જાણકાર આ ભલો કેદી રાજા નીચે પ્રમાણે શ્લોક બોલ્યો.—

અચિન્તિતાનિ દુઃખાનિ, યથૈવાયાન્તિ દેહિનામ્;
સુખાન્યપિ તથા મન્યે, દૈવમત્રાતિરિચ્યતે.

અર્થ—રાજન! કેટલીકવાર મનુષ્યોને જેમ દુઃખ અણચિંતવ્યુ આવી મળે છે, તેમ સુખ પણ અણધાર્યું જ આવી મળે છે. મનોકલ્પિત સુખદુઃખના દિવસો કાયમ રહેતા નથી જેમ દુઃખના દહાડા ચાલ્યા જાય છે, તેમ સુખ દિવસોની બાબતમાં પણ એમજ છે. મારો તો નિશ્ચય છે કે "યહ દિન ભી જાયગા" ઔર "વહ દિન ભી જાયગા."

સંતો અને મહાત્માઓના મુખમાંથી સહજ ભાવે નીકળેલા શબ્દો પણ મંત્ર બની જાય છે. એનુ મનન આપણું રક્ષક બને છે.

પોતાના રાજમહેલની દિવાલ પર કોલસાથી લખાયેલ સાધુના એ શબ્દો રાજાને આજે અંધકારમાંથી પ્રકાશમાં લાવનારા જણાયા એટલુ જ નહિ પણ શત્રુરાજાને એ શબ્દોની હૃદય ભેદક અસર થઇ શત્રુરાજાની કટ્ટરતા જાણે સરળતામાં પલટાઈ ગઈ અને એ જિજ્ઞાસા વૃત્તિથી બોલ્યો કે શું સરસ છે તમારા શબ્દો? જાણે ડેલીમા રાખેલ દીવો! ડેલીમા રાખેલા દીવાથી જેમ ઘર તેમજ આંગણુ બન્ને પ્રકાશિત બને છે, તેમ તમારા મુખમાંથી નિકળતા આ શબ્દો મને પણ તમારા જેટલા જ પ્રિય લાગે છે. તો ભાગ્યશાળી! બતાવો કે સંજીવની સમાન આ મંત્રરત્ન આપે ક્યાંથી મેળવ્યુ?

પોતાથી પરાજય પામેલા ભલા રાજાના આ વચનમા ક્યાંય છળકપટ હશે એવી કોઈ શંકા પણ તેને ઉપસ્થિત થતી નથી, તેથી પરાજિત રાજાને પણ ખ્યાલ આવે છે કે તે મહાત્માના શબ્દોમાં કેટલુ શુદ્ધ સામર્થ્ય સમાયેલ છે

કોઇ જાતના કારણુ વગર આક્રમણુ કરી પોતાને કેદી બનાવનાર રાજા પ્રત્યે રોષ કરવાને બદલે સરળતાથી આ ભલા રાજાએ પ્રત્યુત્તર આપ્યો કે રાજન ! આપની ધારણા યથાર્થ છે.

'યહ દિન ભી જાયગા' એ વાકયોનો મર્મ પ્રગટ કરતા પરાજિત રાજા તે વિજયી રાજાની સન્મુખ બોલ્યા કે રાજન! દિવસોનો ભરોંસો નથી. એના ભરોંસે રહેનાર આખરે પસ્તાય છે.

શાસ્ત્રો તથા જ્ઞાનીપુરુષો પોકારી પોકારીને કહે છે કે વાદળોની છાયા, દુર્જનની પ્રીતી, વિજળીનો ચમકારો, અને નિત્ય નવા રંગ બદલતા સંસારના વિષમય સુખોનો કદી પણુ વિશ્વાસ કરશો નહિ. કારણુ કે જેટલા વેગથી આ બધા આવી જીવને માયામાં લપટાવે છે, એટલા વેગથી લાત મારી પલાયન પણુ થઈ જાય છે. સમય સારો હોય ત્યારે શત્રુ પણુ મિત્ર બની જાય અને સમય પલટાતા એ જ રક્ષક ભક્ષક થઇને ઉભો રહે છે. મતલબ કે સંસારમાં કોઇના દિવસો એકસરખા જતા નથી એ હકીકત છે.

સારો માઠો સમય પુણ્ય-પાપને આધીન છે. પુણ્યના ઉદય વખતે માનવીના અવળા પાસા પણુ સીધા પડે છે. જ્યારે પાપોદય આવતાં સારા ઉપાયો પણુ ઉલટા પરિણુામ લાવે છે. એ જ માણુસને એક જ જીવનમાં આવા બે જુદા જુદા અનુભવો થાય છે એટલે મને "યહ દિન ભી જાયગા" એ સૂત્ર પ્રાણુપ્યારૂં લાગે છે. એના સહારે જ હરહાલતમાં હું સ્વસ્થ રહી શકું છું. ગમે તેવા દુઃખમાં પણુ હું દીન

બનતો નથી, જ્યારે સુખ આવે છે ત્યારે સુખમાં ઉન્મત્ત બની જતો નથી, આ સૈનિકો મારો વધ કરશે એમ જાણીને પણ ભયભીત થવાને બદલે મારાથી બોલાઇ ગયું કે "યહ દિન ભી જાયગા "

સમય સ્થિર હોત તો સંસારીઓના સુખદુઃખ પણ સ્થિર હોત. સમય અટકતો નથી અને તેની સાથે દરેકના સુખદુ.ખના દિવસો પણ ફરતા જ રહે છે જેને આ સત્ય પચી જાય છે તેનું જીવન ધન્ય બની જાય છે

પોતાનું રાજપાટ ગુમાવી બધનમાં પડેલ એક રાજાની ખુમારી, ખેલદિલી, નિર્ભયતા, પ્રસન્નતા અને અડગતા નજરોનજર નિહાળીને તથા એની જ્ઞાનમય વાતો સંભળીને આ વિજેતા રાજાનુ હૃદય દ્રવી ગયુ અને પોતાના આસનેથી ઉઠીને એને વહાલપૂર્વક ભેટી પડ્યો પછી મિત્ર ભાવે બોલ્યો, વ્હાલા મિત્ર! અનુભવ સિદ્ધ તમારી આ શાસ્ત્રીય ચર્ચાએ મને ખૂબજ પ્રભાવિત કરી દીધો છે આજથી તમે મારા શત્રુ નહિ, પણ તમે મારા પરમ ઉપકારક મિત્ર છો પેઢી દર પેઢીથી ઊતરી આવતું આપણા વચ્ચેનુ વેર આજે સમાપ્ત થાય છે કારણ કે વેર એ કદી પણ વેરથી શમતું નથી. તેના આઘાત પ્રત્યાઘાતો સમુદ્રના તરંગોની જેમ ઉત્પન્ન થયા જ કરે છે શમે છે અને ફરી પાછા પ્રગટે છે આપણા વેરને તો અહીં જ દાટી દઇને તમને હું બંધન મુક્ત કરૂ છું. તમારૂં રાજ્ય તમને આદર પૂર્વક સુપ્રત કરૂં છું. સમય કદી કોઇનો સગો થતો નથી એ સત્યને સમજાવનારી આ

પંક્તિ "યહ દિન ભી જાયગા" મને રૂચિ ગઇ છે અને તેના વિવેચન દ્વારા આપે કરાવેલા તત્ત્વામૃતના પાનનો બદલો વાળવાની શક્તિ મારામાં નથી. સમયસર આ હિત-વચન સંભળાવી આપે મને દુષ્કૃત્યથી બચાવી લીધો છે. નહિ તો ઈર્ષ્યાના આવેશમાં મેં શું શું દુષ્ટતા ન કરી હોત તે કહી શકાતું નથી.

બંધન મુક્ત થયેલો રાજા પણ કહેવા લાગ્યો કે આપની આ સજ્જનતા, સહૃદયતા અને ઉદારતા ખરેખર ધન્યવાદને પાત્ર છે કયા શબ્દોમાં આપનો આભાર માનવો એ મને સૂઝતું નથી. પણ આપણી મૈત્રીને વિશેષ દૃઢ કરવા માટે આપને મારા રાજમહેલમાં પધારવા હું આપને નમ્ર-પણે આમંત્રણ આપું છું.

વિજયી રાજાએ જણાવ્યું કે, આપણા બંને વચ્ચે મિત્રતા છે તેથી આપણે સરખે સરખા ગણાઈએ. નાના મોટા તરીકે કોઇ જ નથી. સપ્રેમ તમારું નિમંત્રણ સ્વીકારૂં છું અને આપણે સાથે ભોજન કરીને કાયમને માટે મૈત્રીની સ્થાપના કરીએ. પરસ્પર સ્નેહ સૌજન્ય, ભ્રાતૃભાવ વધારવા ઇચ્છા રાખીએ અને સુંદર રથમાં બેસી બંને રાજાઓ નગરના રાજમાર્ગો વટાવી તે ભલા રાજાના રાજમહેલે પહોંચ્યા.

પ્રજાજનોએ એ બન્નેનો જયજયકાર કર્યો. પરાજય આજે વિજયમાં પલટાઇ ગયો હતો. પ્રજાજનોની પણ રાજ્ય ભક્તિ અત્યંત જાગૃત થઇ ઠેરઠેર અબિલ-ગુલાલ ઉડવા લાગ્યા. દ્વારે દ્વારે આસોપાલવના તોરણો બંધાયા. દેવમંદિરોમાં પ્રભુ

ભક્તિના મહોત્સવ શરૂ થઈ ગયા અને મંદિરોમાં ઘંટ વાગવા લાગ્યા ગરીબોને ભોજન પીરસાણાં, પશુઓને ઘાસ નખાણા પંખીઓ મુક્ત ગાનથી ગગનમા કિલ્લોલ કરવા લાગ્યા કુળ નારીઓના ગીતોથી નગર પુન પ્રાણવંતુ થયુ.

રાજમહેલના વિશાળ ખંડમાં પ્રવેશ કરતા જ વિજેતા રાજાએ તેની ચકચકતી દિવાલ પર લખાયેલ "યહ દિન ભી જાયગા" વાચ્યુ આ સુભાષિત હવે એને માટે સામાન્ય વસ્તુ ન હતી એ તો ચાર ગતિના ભ્રમણનો અંત આણનાર અનુપમ દીપક સમાન હતું. જીવનની પ્રત્યેક પળે સભાન અને સાવધાન રહેવાની પ્રેરણાનુ નવનીત જે આ ચાર શબ્દોમાં છલકાતું હતુ તેણે આ રાજાના જીવનને વેડફાઈ જતું બચાવ્યુ હતુ સત્તા, સંપત્તિ, યૌવનના ઉન્માદ પર કેમ અંકુશ સ્થાપવો એ તેણે શિખવાડયુ હતું એટલે દિવાલની વધુ નજદીક જઈ તેણે એ શબ્દોને ભાવપૂર્વક પ્રણામ કર્યો અને ત્યાંની રજ પોતાને માથે ચડાવી

આ મારો પ્રગટ ઉપકારી છે, એમ જાણ્યા પછી તેને નમવુ જ જોઈએ, પ્રણામ કરવા જ જોઈએ રાજાએ તે મુજબ વર્તન કરીને પોતાની પાત્રતા પૂરવાર કરી દીધી સાધુના શબ્દોનો પ્રભાવ પ્રગટપણે અનુભવી રાજા કૃતકૃત્ય બની ગયો મિત્રરાજાની મહેમાનગતિ માણી એ પોતાના રાજ્યમા પહોચી ગયો પોતાનુ શેષજીવન તેણે પ્રજાસેવા, દયાપાલન, સંતોની અને પરમાત્માની ભક્તિવડે સાર્થક કર્યું.

'યહ દિન ભી જાયગા' સાધુના આ શબ્દોએ વૈર-વૃત્તિનો ભોગ બની પરંપરાથી જુદા પડેલા બે રાજ્યોને એક સૂત્રમાં બાંધવાનું અદ્ભૂત કાર્ય કર્યું. કહ્યું છે કેઃ–

સૂજ્ઞૈઃ પ્રોક્તં સુભાષિતં અમૃતમેવ.

સુજ્ઞ–ઉચ્ચજ્ઞાન ધરાવતા જ્ઞાની પુરૂષોની વાણીમાં ખરે-ખર અમૃતનો નિવાસ હોય છે. જગતને પાણીની તાકાતનો જેટલો અનુભવ છે, તેટલો સંતની વાણીની તાકાતનો નથી. બાકી સંતની વાણીમાં જે તાકાત છે તે ઇંદ્રના વજ્રમાં પણ નથી કે ચક્રવર્તીના ચક્રમાં પણ નથી. સંતની વાણી તો ભવો-ભવના તાપને નિવારનાર અમૃત છે. ચંદન, ચંદ્રમા અને તીર્થ એ ત્રણેય કરતાં અધિક શીતળ, આલ્હાદક, શાતાપ્રદ, એવા સંતના સાન્નિધ્યના સેવનથી જ જીવ આ દુઃખમય સંસારમાં સુખશાંતિપૂર્વક જીવવાની કળા સાધી શકે છે સંત-વાણીના અમૃતરસની બરાબરી કરી શકે એવો બીજો કોઈ અમૃતરસ આ દુનિયામાં નથી.

કેરીનો રસ મીઠો મધુરો ખરો પણ તે ટકે કેટલો? થોડા સમય પછી તે બગડી જાય. ખાવા લાયક ન રહે. જ્યારે સંતવાણીનો અમૃતરસ તો જેમ જેમ પીવાતો જાય તેમ તેમ એના આસ્વાદનો આનંદ વધતો જ જાય. એ રસ તો ન કદી જૂનો થાય કે ન કદી બગડી જાય. કારણ કે એમાં સચ્ચારિત્રવંતા સંતોના આત્માનું તેજ હોય છે.

શાસ્ત્રો કહે છે આવો જ્ઞાનરસ પ્રાપ્ત કરીને મનુષ્ય તૃપ્ત બની જાય છે, સિદ્ધ બને છે, અને અમર બને છે. આવા જ્ઞાનરસને વહેવડાવનારા મહાત્માઓની દૃષ્ટિ કરૂણાની વૃષ્ટિ જેવી હોય છે, તેથી તેઓ સદા વંદનિય છે, પૂજનીય છે.

સમય વણથંભ્યો વહી જાય છે અને આપણું આયુષ્ય ઘટતું જાય છે, એ હકીકત ધ્યાનમાં લઇને આપણે આત્માનું હિત કરનારા જ્ઞાનીઓના વચનમાં વિશ્વાસ કેળવીને શેષ જીવનકાળનો સર્વોત્તમ પ્રકારે સદુપયોગ કરવો જોઈએ. બધા સમયને અધિક સુકૃત વડે સાર્થક કરવો જોઇએ. સમય પ્રતિકૂળ હોય ત્યારે વિશેષ તપ જપ અને પશ્ચાત્તાપ દ્વારા આત્મવિશુદ્ધિ કરવી જોઇએ. સમય કોઇની રાહ જોતો નથી માટે આપણે પણ સારા માઠા સમયની પંચાતમાં પડવાને બદલે દેવ તેમજ ગુરુની ભક્તિમાં જોર લગાવીને મોહ, માયા, કામ, ક્રોધ, વગેરેના જોરને નરમ પાડવું જોઇએ.

શુભસ્ય શીઘ્રમ્.

એ ન્યાયે આપણે સૌ આજથી જ ખળખળ વહેતા જતા જીવનના ઝરણાને પ્રભુભક્તિ, ગુરુસેવા, શાસ્ત્રશ્રવણ અને મૈત્રી પ્રમોદ આદિ ભાવનાઓ અધિકાધિક પવિત્ર તાલબદ્ધ અને લક્ષ્યવેધી બનાવતા થઇએ



## ૨૮ ધીરજનાં ફળ મીઠાં છે

ધીરે—ધીરે ઠાકુરા, ધીરે સબ કુછ હોય;
માળી સિંચે સો ઘડા, પણ ઋતુ આયે ફલ હોય.

**આ** દુહો એમ કહે છે કે, ઠાકોરનો દીકરો યોગ્ય વયે પહોંચતા ઠાકોર બની શકે પણ ઉતાવળ કરે તો રખડી પડે. તેમ ઉતાવળે ફળ મેળવી લેવાની આશાએ માળી વૃક્ષોના મૂળમાં સો—સો ઘડા પાણી સિંચે તો પણ ફળને પાકવાની ઋતુ આવે ત્યારે જ ફળ પાકે છે. પણ ઉતાવળ કરવાથી ન પાકે. ઉત્તમ કાર્યના ઉત્તમ ફળ માટે અધીરા બનવાથી "અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટઃ" થવાય છે. તેવે પ્રસંગે તો સાચી ધીરજ ધરવી એટલે સહન કરતાં શિખવું તે જ લાભદાયી નીવડે છે. જે સહન કરે છે તેને જ તેનું ફળ પણ મળે છે ધીરજના ફળનું આ દૃષ્ટાંત ખરેખર પ્રેરક છે.

ધર્મદાસ નામના એક શેઠ હતા. તેમને પ્રભુદાસ નામનો એક છોકરો હતો. તે ઘરથી કંટાળીને કોઈ સાધુ મહાત્મા પાસે જઈને તેમની સેવા કરવા લાગ્યો. તે એવા આશયથી સેવા કરતો હતો કે, ગુરુજી પ્રસન્ન થઈને મને કોઈક ચમત્કારિક વસ્તુ આપી દે. અથવા કોઈ દિવ્ય જ્યોતિનો સાક્ષાત્કાર કરાવે. પણ ગુરૂજીતો યોગ્યતા જાણીને જ આગળ પગલું ભરતા હતા. શિષ્યની બાહ્ય સેવા જોઈને તેઓ તેને લાયક

ગણુતા હતા. તો પણ કસોટી બાકી હતી. કસોટીમાં તે કેવો નીકળશે એ બાબત તેમને નક્કી કરવાનું મન થયું. છોકરાને લાગ્યુ કે મને આ ગુરૂજીની સેવા કરતાં લગભગ બે વર્ષ થવા આવ્યાં. પણ ગુરૂજી હજી પ્રસન્ન થયા. નથી તેથી તે કંટાળી ગયો અને પોતાના વતનમાં પાછો ફરવાનો વિચાર કરવા લાગ્યો કારણ કે તેને તે ગુરૂ પાસેથી કંઇક જોઇતું હતું તે તેને મળ્યું નહિ. તો પણ બે વર્ષનો સતત સહવાસ આમ એકાએક છોડી દેવાનુ પણ તેને ઠીક ન લાગ્યુ. એટલામાં એક દિવસ ગુરૂજીએ તેને પાણી ભરી લાવવા માટે ઘડો આપ્યો. પ્રભુદાસે વિચાર કર્યો કે, આ ઠીક થયુ પાણી ભરવા જવાના બહાને અહીંથી છટકી શકીશ. ફળ મેળવવાની બાબતમાં અધીરો બનેલો ઘડા સાથે તે નદી તીરે ગયો. એને એમ કે સ્નાન કરી તાજા થઇને પોતાને ઘેર જવાય તો ઠીક.

સ્નાન કરવા જરૂરી પાણી માટે જેવો તેણે ઘડો પાણીમાં નાખ્યો કે તરત ઘડામાંથી અવાજ આવવા માંડ્યો, પણ તેનુ ધ્યાન બીજે હતું, એટલે તેને તે અવાજ પાછળનો આશય ન સમજાયો. પણ અવાજ નીકળ્યો હતો એ ચોક્કસ હતું, એટલે તેણે ફરીથી ઘડો પાણીમા નાખ્યો અને કાન સરવા કરીને ઘડામાથી આવતા શબ્દો સાંભળવા લગ્યો—"કેમ ભાઈ! કસોટીમાં પાર ઉતર્યો સિવાય જ માન અને માલની ઇચ્છા રાખે છે? બે વર્ષના ગાળામાં તેં કઈ જાતનું દુ:ખ સહન કર્યું છે કે જેથી તારામાં લાયકાત આવે? જે માણસો સમતા ભાવે દુઃખ સહન કરે છે, તેમનો જ મહિમા વધે છે, અને તેઓજ પરિપક્વ કહેવાય છે. દુ ખના સખત તાપ સિવાય

યોગ્યતા પરિપક્‌વ થતી નથી. પાકા આ ઘડાનું સ્વરૂપ પામતાં પહેલાં મેં પોતે પણ કેટલાં કેટલાં કષ્ટો સહન કર્યાં છે તે તું જરા ધ્યાન દઈને સાંભળ.

"પૃથ્વીના પેટાળમાં હું માટીરૂપે મઝા કરતો હતો. એટલામાં એક કુંભારે આવી કોદાળી અને પાવડા વડે મને મારા આશ્રય સ્થાનથી અલગ પાડીને માટીરૂપે ગધેડાં ઉપર સવારી કરાવી, તે કષ્ટ મેં સ્વસ્થતાપૂર્વક સહન કર્યું. ઘેર લઇ જઇ મને ગધેડાં ઉપરથી ભોંય પર પછાડ્યો. પાણીમાં રગદોળ્યો, પગ વડે ખૂબ ખૂંદ્યો. પછી એક પિંડ બનાવી ગોળ ગોળ ફરતા ચક્ર ઉપર (ચાકડા ઉપર) મને ચઢાવ્યો. છતાં મેં ધીરજ ન છોડી પછી મને દોરી વડે મારો છેદ કર્યો, પછી મને ઘડાનો ઘાટ આપી તડકામાં સૂકવવા મૂક્યો. આટલું દુઃખ સહન કર્યાં પછી પણ મારે નિભાડાના ભયંકર અગ્નિમાં શેકાવું પડ્યું. ત્યાં હું લગભગ બેહોશ થઈ ગયો. છતાં હવે સુખના દહાડા દૂર નથી એમ વિચારીને જરા પણ ન અકળાયો, અને એ તાપમાં હું બરાબર પાકો થઈ ગયો. એટલે કુંભાર મને ગધેડે ચઢાવીને બજારમાં લઈ ગયો, અને ત્યાં આવીને કેટલીક સ્ત્રીઓએ હાથમાં લઇને મને ટકોરા-ટપલાં માર્યાં, છતાં હું અડગ રહ્યો.

આવી-આવી અગ્નિ પરીક્ષાઓ વચ્ચે પણ અડગ રહ્યો ધીરજ ન ગૂમાવી તો આજે સહુના માથા ઉપર રહેવાને હું યોગ્ય બન્યો છું. તેમ જો તું પણ ધીરજપૂર્વક કષ્ટ સહન કરીશ તો સર્વત્ર આદર પાત્ર બનીશ.

ઘડાની આ આત્મકથા સાંભળીને પ્રભુદાસ આશ્ચર્ય ચકિત થઈ ગયો. વતનમાં પાછા ફરવાનો વિચાર માંડી વાળીને પાણી લઈને તે પોતાના ગુરૂજી પાસે ગયો, અને પોતાનો અવિનય પ્રગટ કરી ક્ષમા માગી. આ રીતે ગુરૂએ ઘડાના માધ્યમદ્વારા બોધ આપી પાત્રતાના ઘડતર માટે મૂલ્યવાન એવું એક સૂત્ર "ધૈર્યસ્ય મધુરં ફલમ્" અર્થાત્ "ધીરજનાં ફળ મીઠા છે" એ સૂત્ર કંઠસ્થ કરાવ્યું.

આ દૃષ્ટાંતનો સાર એ છે કે માન, મોભો, સત્તા, સંપત્તિ કે બીજી કોઈ પણ વસ્તુની ઇચ્છા કરતાં પહેલાં તે માટેની યોગ્યતા ખીલવવી જોઇએ. યોગ્યતા પ્રાપ્ત કરવા માટે પૂરતી ધીરજ ધરવી જોઇએ. આવતાં કષ્ટોને સમતાપૂર્વક સહન કરવા જોઇએ. કષ્ટ સિવાય મધુર કસ નીકળતો નથી. કાઢવા જઇએ તો તે કાચો પડે છે. કષ્ટ એ ઘડતર માટેનો અગ્નિ છે. જેને ફળ જોઇએ છે તેણે તેનું મૂલ્ય ચૂકવવું જ જોઇએ. મૂલ્ય ચૂકવવાની તૈયારી નથી તેને ફળ મળતું નથી. માટે ધીરજપૂર્વક કષ્ટ સહીને પોતાની યોગ્યતાને પરિપક્વ કરવા તરફ દરેકે ધ્યાન આપવું જોઈએ. ધીરજનાં ફળ માઠાં નહિ, પણ હમેશાં મીઠાં જ હોય છે.



# ૨૯ અવાચ્ય આત્મિક સુખ

જાણે પણ ન શકે કહી પુર ગુણ, પ્રાકૃત તિમ ગુણ જાસ;
ઉપમા વિણુ નાણી ભવમાંહે, તે સિદ્ધ દીયો ઉલ્લાસ રે.
ભવિકા સિદ્ધચક્ર પદ વંદો; (શ્રીપાળ રાસ)

પ્રાકૃત એટલે જંગલમાં રહેનારો માણસ. જેમ પુર ગુણ એટલે શહેરમાં અનુભવેલ સુખ, તેની પાસે કોઇ ઉપમા નહિ હોવાથી તે પોતાના જંગલવાસી સંબંધીઓને કહીને સમજાવી શકતો નથી. તેમ જ્ઞાનીઓએ પણ સિદ્ધનું સુખ અનુભવેલું છે, જાણે છે પણ સંસારમાં સિદ્ધના સુખને સરખાવવા માટે કોઇ ઉપમા ન હોવાથી બીજાને સમજાવી શકતા નથી. આવાં નિરૂપમ આત્મિકસુખનો મહિમા આ દૃષ્ટાંતમાં સરસ રીતે વર્ણાયેલો છે.

ચન્દ્રાવતી નગરીનો રાજા ચન્દ્રસેન અશ્વક્રીડાનો ભારે શોખીન હતો. અશ્વક્રીડા કરતાં કરતાં તે એક વખત જંગલમાં બહુ દૂર નીકળી ગયો. અશ્વ જ્યારે થાકીને ઉભો રહ્યો ત્યારે મધ્યાહ્નકાળ થઇ ગયો હતો. સૂર્યના તાપથી અને સતત પ્રવાસના થાકથી રાજાને ખૂબજ તરસ લાગી. સૈનિકો બધા પાછળ રહી ગયા હતા, એટલે પાણીની તપાસ કરનાર કોઇ માણસ રાજા પાસે હતો નહિ. એટલે તરસ વધી જતાં રાજા બેહોશ થઇને એક ઝાડ નીચે ઢળી પડ્યો.

એટલામાં એક વનવાસી ભીલ તે રસ્તે પસાર થયો. તેની નજર મૂર્છિત દશામાં પડેલા રાજા તરફ ગઈ. તે તરત તેની પાસે જઈ પોતાની પાસેનું પાણી તેના માથે છાંટવા લાગ્યો શીતળ જળના છટકાવથી કઈક હોશમા આવીને રાજાએ આંખની પાંપણ પટપટાવી. ભીલ સમજી ગયો કે રાજા તૃષાથી પીડાય છે, તેથી તેણે રાજાને ઠંડુ પાણી પાયુ. પાણી પેટમાં જતાં રાજાને રાહત થઇ તેણે આખો ઉઘાડીને જોયુ તો પોતાની સામે એક માણસને ઉભેલો દીઠો. રાજાએ આભારની ઊંડી લાગણી સાથે પૂછયુ કે, હે મહાભાગ! આ નિર્જન વનમાં મને નવું જીવન આપનાર તું કોણ છે?

ભીલે કહ્યું કે હું આ જગલનો રહેવાસી ભીલ છુ. તમને બેહોશ પડેલા જોઈ રસ્તે જતો હુ અટકી ગયો ને તમને પાણી પાયુ. બીજું કઇ જોઇતું હોય તો કહો. એમ કહી તેણે થોડાક ફળ લાવી રાજા સમક્ષ ધર્યાં.

પાણી વિના મારા પ્રાણ કઠે આવી ગયા હતા ત્યારે મને પાણી પાઇને બચાવી લેનારા આ માણસના ઉપકારનો પૂરો બદલો તો હું વાળી શકું તેમ નથી. તેમ છતાં તેને રાજ-મહેલે લઇ જઇ પૂરા સુખમા રાખવો એ મારું કર્તવ્ય છે. એમ વિચારીને રાજા ભીલને પોતાની સાથે આવવાનુ સમજાવી રહ્યા હતા તે અરસામા તેમને શોધતા રાજસેવકો પણ ત્યાં આવી પહોંચ્યા. અને રાજાને ક્ષેમ કુશળ જોઇને સહુ રાજી થયા.

ભીલ રાજા સાથે નગરમાં જવા સહમત થયો, એટલે રાજાએ તેને બેસવા એક ઘોડો આપ્યો. એક ઘોડા ઉપર રાજા અને બીજા ઉપર ભીલ અને પાછળ રાજસેવકો એમ સહુ નગર તરફ પાછા ફર્યા.

ચન્દ્રાવતીમાં પાછા ફરીને રાજાએ પોતાના ઉપકારી ભીલને રહેવા માટે દેવવિમાન જેવો એક મહેલ આપ્યો. કેટલાક સેવકોને તેની સેવામાં ગોઠવ્યા અને તેમને આજ્ઞા કરી કે, આ માણસની પૂરી સેવા કરજો. એ જો લાખની કિંમતની વસ્તુ માંગે તો પણ મને પૂછવા આવ્યા સિવાય તમે લાવી આપજો.

રાજમહેલના સુખમાં અને મનગમતા પદાર્થોના ભોગમાં ભીલ એવો તો ગળાબૂડ બની ગયો કે પોતાના કુટુંબને પણ ભૂલી ગયો. વગડાનું કોઇ દુઃખ અહીં હતું નહીં. તે પાણી માંગે તો સેવકો દૂધ લઇને હાજર થતા આમ કેટલાક મહિના પસાર થઈ ગયા. સુખ—સગવડ વચ્ચેના સતત વસવાટના કારણે તેનું પ્રબળ આકર્ષણ કંઈક મોળું પડતાં જ ભીલને પોતાનું કુટુંબ યાદ આવ્યું. પોતાની ગેરહાજરીમાં કુટુંબને કેવી કેવી મુશ્કેલીઓ પડી હશે તે વિચારે તેનું મન રાજમહેલના સુખમાંથી ઉઠી ગયું. તે તરત રાજા પાસે ગયો, અને પોતાના ઘેર જવાની રજા માંગી. રાજાએ તેને રોકાઈ જવા માટે ખૂબ સમજાવ્યો. પણ તે ન માન્યો અને રાજમહેલ છોડીને પોતાને ઘેર પાછો ફર્યો.

ઝુંપડીમાં પેસતાં જ તેના બાળકો તેને વીંટળાઇને પૂછવા લાગ્યાં, "બાપુ! તમે આટલા દહાડા ક્યાં ગયા હતા?" ભીલે કહ્યું કે, "હું એક મોટા શહેરમાં ગયો હતો. ત્યાં મેં જે સુખનો અનુભવ કર્યો તથા મનમોહક જે જે વસ્તુઓ જોઈ, રસમધુર જે ફળો તથા મિઠાઈઓ ખાધી તે બધાની યાદી હજી પણ મારા મનમા તાજી જ છે." એ રીતે ભીલે નિજ સુખનો નિર્દેશ કર્યો, ત્યારે પુત્રોએ પૂછયુ કે બાપુજી આટલા બધા સુખ ભોગવ્યા તો તેમાંથી એક-બેનું બરાબર વર્ણન અમને કરી બતાવો કે જેથી અમને પણ આનંદ આવે ભીલે કહ્યુ કે અહીં આપણા ઘરમાં એવી એક પણ વસ્તુ નથી કે જે બતાવીને હુ તમને કહી શકુ કે મે આ વસ્તુ કરતાં પણ ચઢીયાતી વસ્તુનો સ્વાદ ત્યાં અનુભવ્યો હતો. મેં અનુભવેલું સુખ મને બરાબર યાદ છે પણ તેનુ વર્ણન કરવાની શક્તિ મારામાં નથી જ. કૂવાના દેડકાને કોઈ પૂછે કે, ભાઈ દરિયો કેવો હોય? તો તે શું જવાબ આપે? બસ તેના જેવી જ મારી હાલત છે.

ભીલના આ ખુલાસાથી તેના ઘરનાં માણસોને જરા પણ સંતોષ ન થયો અને તેની વાતોમાં વિશ્વાસ પણ ન બેઠો. કારણ કે તેમણે કાંકરા, છીપલા, સિવાય બીજી વસ્તુઓ જોઈ જ ન હતી. તેમજ જુવાર-બાજરાના રોટલા એજ તેમનુ સર્વ-શ્રેષ્ઠ ભોજન હતું જ્યારે ભીલને પોતે અનુભવેલા સુખનું વર્ણન કરવાની ખૂબ તાલાવેલી હોવા છતાં તે વર્ણવી ન શક્યો.

જો આ દુનિયાના પદાર્થોના સુખો પણ શબ્દો દ્વારા વર્ણવી શકાતાં નથી, તો શબ્દાતીત તેમજ અરૂપી એવા આત્માના સુખને શબ્દોદ્વારા શી રીતે વર્ણવી શકાય? તેમજ અનુભવ વિના સામાને તેનો ખ્યાલ પણ શી રીતે આવે? રાજમહેલનાં સુખનો અનુભવ કરવા છતાં ભીલ તેનું યથાર્થ વર્ણન ન કરી શકયો, તેમ આત્મિક સુખનો અનુભવ કરનારા મહાન આત્માઓ પણ યોગ્ય ઉપમાના અભાવે તે સુખ કોના જેવું છે તે કહી શકતા નથી, માટે તે સુખનો તો અનુભવ જ લેવો પડે અનુભવથી જ તે સમજાય એવું છે. જ્ઞાનીએ ઠીક જ કહ્યું છે કે........

જિનહી પાયા, તિનહી છીપાયા, ન કહે કોઉ કે કાનમેં;
તાલી લાગી જબ અનુભવકી, તબ જાને કોઉ સાનમેં.

તાત્પર્ય કે અનિર્વચનીય આત્મિકસુખનો અનુભવ કરવા માટે મન-વચન તથા કાયાને ધર્મની સેવામાં જોડી દેવા જોઇએ. આત્મામાં તલ્લીન કરવા જોઇએ. મન, વચન, કાયા બાહ્ય સુખની સાથે જોડવાથી પરિણામે તે દુઃખદાયી બને છે, તેથી તેની લાલસા છોડીને સદા ટકનારા આત્માના સુખની સાધનામાં મન-વચન-કાયાને જોડી દેવા જોઈએ. તેનો સાચો ઉપાય પ્રભુની આજ્ઞા મુજમ રત્નત્રયીનું પાલન કરવું તે છે. તેનાથી પ્રાપ્ત થતું આત્મિક સુખ, એ જ સાચું સંપૂર્ણ તેમજ શાશ્વત સુખ છે.



# ૩૦ બુદ્ધિનિધાન શ્રી અભયકુમાર

અઢી હજાર વર્ષના વહાણાં વાવા છતાં હજી જેમનું નામ એવુ ને એવું જ તાજું છે, પ્રાતઃ સ્મરણીય મહા સત્ત્વવાન મહાપુરુષોની હારમાળામા જેમનુ' નામ ધ્રુવના તારાની જેમ ચમકી રહ્યુ' છે, તેમજ દિવાળીના દિવસે શારદા પૂજન ટાણે વેપારીઓ જેમની શુદ્ધ બુદ્ધિની માગણી કરે છે, તે બુદ્ધિ નિધાન શ્રી અભયકુમારની બુદ્ધિ–ચતુરાઈના અનેક દાખલા ઓમાંથી એક દાખલો અહીં રજુ કરવામાં આવ્યો છે. જે વાંચ્યા–વિચાર્યા પછી સહુ કોઈને સ્વીકારવુ પડે કે બુદ્ધિને વય સાથે ઝાઝી નિસ્બત નથી

આ અભયકુમાર શ્રેણિક રાજાના પુત્ર છે. શ્રેણિક રાજા એક વખત ગુપ્તપણે ઘેરથી ચાલ્યા ગયા હતા, અને બેનાતટ નગરમાં જઈ એક શ્રેષ્ઠિની નંદા નામની કન્યાને પરણ્યા હતા. નંદાને બેનાતટમાં તેના પિતાને ત્યાં રાખીને ગુપ્ત રીતે શ્રેણિક રાજા રાજગૃહી આવ્યા હતા નંદારાણીનો પુત્ર એજ આ અભયકુમાર.

મગધના મહારાજા શ્રેણિકની રાજસભામાં ૫૦૦ મંત્રીઓનો મોટો સમુદાય તો હતો જ તેમ છતાં મહારાજાને તે બધાથી પૂરો સંતોષ ન હતો પોતે એક એવા મંત્રીની શોધમાં હતા કે જે આ ૫૦૦ નો નાયક બનવાની બૌદ્ધિક યોગ્યતા ધરાવતો હોય તેમજ ગમે તેવા જટિલ પ્રશ્નનો પણ પોતાની પ્રતિભાથી તત્કાલ નિકાલ લાવવાની યોગ્યતા ધરાવતો હોય.

વિચક્ષણ બુદ્ધિના મંત્રીની શોધ માટે, રાજાએ રસ્તો પણ એવો જ શોધી કાઢયો. તેણે અવાવર એક કૂવામાં રાજ્યના પ્રતીકવાળી એક મુદ્રિકા (વીંટી) નંખાવી અને જાહેરાત કરી કે, "જે કોઈ માણસ કૂવાની અંદર ઉતર્યા વિના માત્ર કાંઠે ઉભો રહીને આ વીંટી કૂવામાંથી બહાર કાઢી આપશે, તેને મગધના મહામંત્રીની પદવી આપવામાં આવશે."

લોભામણી આ જાહેરાત સાંભળીને, પોતાને બુદ્ધિશાળી માનતા અનેક માણસો કૂવાની આસપાસ એકઠા થયા, અને કૂવામાં ઉતર્યા સિવાય કૂવામાંથી વીંટી કેવી રીતે બહાર કાઢી શકાય તેનો વિચાર કરવા લાગ્યા, પણ તેમને કોઈ રસ્તો ન સૂઝયો.

એવામાં એક કુમાર ત્યાં આવી ચઢયો તેની મૂછનો દોરો પણ હજી ફૂટયો ન હોતો છતાં તેના મોં પર દઢતાની છાપ હતી. ત્યાં ઉભેલા માણસોને તેણે પૂછયું, "ભાઇઓ તમે બધા અહીં કેમ એકઠા થયા છો?" એટલે એક માણસે કહ્યું "મહારાજા શ્રેણિકે આ કુવામાં વીંટી નંખાવી છે, તે વીંટી કૂવાના કાંઠે ઉભો રહીને જે માણસ બહાર કાઢી આપશે તેને મહારાજા પોતાના ૫૦૦ મંત્રીઓના વડા મંત્રી તરીકેનો હોદ્દો આપશે. વીંટી કઇ રીતે બહાર કાઢવી તેનો ઉપાય શોધવા અમે અહીં ભેગા થયા છીએ, પણ અમને કોઇ ઉપાય જડતો નથી.

તે સાંભળીને તે કિશોર બોલ્યો, તમારામાંથી કોઇ પણ માણસ બુદ્ધિના બળ વડે આ વીંટી કૂવામાંથી કાઢી શકતો

હોય તો હું મહેનત ન કરૂ. એકઠા થયેલા માણસોએ જવાબમાં કહ્યુ કે તમે ખુશીથી આગળ આવો અને વીટી કાઢવાનુ કામ કરો અમારાથી તે થઇ શકે તેમ નથી.

ઉત્સાહી કિશોર કૂવા-કાઠે પહોચ્યો રાજ્યચિહ્ન વડે ચળકતી વીંટી ચોક્કસ કયા સ્થળે પડી છે તે જોઈ લીધું પછી તેણે તાજુ છાણુ મગાવ્યુ અને કૂવામાં પડેલી વીંટી ઉપર તે છાણુ નાખ્યુ, એટલે વીંટી તેમાં ચોટી ગઇ વીટી-વાળા તે છાણુ ઉપર તેણે ઘાસનો સળગતો એક પૂળો નાંખ્યો સળગતા પૂળાના તાપથી છાણુ સુકાઇ ગયુ અને વીંટી તેમા બરાબર ચોટી ગઈ આટલી ક્રિયા કર્યા પછી તેણે એક નીંક વાટે કૂવામા પાણી ભરાવ્યુ કૂવો પાણીથી ચીકાર ભરાઇ ગયો, એટલે સૂકાયેલા છાણા સાથે વીંટી તરીને ઉપર આવી ગઇ પછી હાથ લાંબો કરીને તે કિશોરે તે છાણુ લઈ લીધુ અને તેમાંની વીંટી કાઢી લીધી

કિશોરની આ કરામતથી લોકો નવાય પામ્યા. તેમણે આ સમાચાર રાજાને પહોચાડ્યા. રાજા શ્રેણિક તરત ત્યાં આવ્યો. ભવ્ય મુખાકૃતિવાળા કુમારને જોઇને રાજા શ્રેણિક ખુશ થયો અને તેને પૂછ્યું, તુ કયાથી આવે છે?

કુમારે કહ્યુ, બેનાતટ નગરથી આવું છુ શ્રેણિકે પૂછ્યુ તુ કોનો પુત્ર છે? કુમારે કહ્યું, હું પ્રજાપાળ રાજાનો પુત્ર છુ.

શ્રેણિકે પૂછ્યું, બેનાતટ નગરમાં રહેતી ધનશેઠની પુત્રી વિષે તું કઈ જાણે છે?

યુવાને કહ્યું કે, તેને એક પુત્ર થયો છે તેનું અભય-કુમાર એવું નામ રાખ્યું છે શ્રેણિકે પૂછ્યું કે તે કેટલા વર્ષનો હશે?

યુવાને કહ્યું. વયમાં તે મારા જેવડો અને રૂપમાં પણ મારા સરખો જ છે. શ્રેણિક પૂછ્યું, તારે તેનો આવો પરીચય ક્યાંથી? યુવાને કહ્યું અમે બંને ગાઢ મિત્રો છીએ. એક બીજા સિવાય એક ઘડી પણ વિખૂટા રહી શકતાજ નથી. એટલે શ્રેણિકે પૂછ્યું જો તમારા બે વચ્ચે. આવી ગાઢ મૈત્રી છે તો તું તેને મૂકીને એકલો અહીં કેમ આવ્યો?

યુવાને કહ્યું કે હું તેની સાથે જ અત્રે આવ્યો છું. શ્રેણિકે પૂછ્યું. તો તે ક્યાં છે?

યુવાને કહ્યું, તે અને તેની માતા બન્ને પાસે આવેલા ઉદ્યાનમાં છે. શ્રેણિકે કહ્યું, 'તો ચાલ તું મને ઉદ્યાનમાં લઇ જા. કુમારની પાછળ પાછળ ઉદ્યાનમાં જતાં રાજા શ્રેણિકને જોઇને લોકો કુમારની બુદ્ધિ પ્રતિભાની પ્રશંસા કરવા લાગ્યા. ઉદ્યાનમાં જઈને રાજા બેનાતટ નગરથી આવેલી પોતાની પત્નીને જોઇને હર્ષ પામ્યો અને પુછ્યું પ્રિયે! આપણો પુત્ર ક્યાં છે? ત્યારે તેણે પાસે ઊભેલા કુંવર તરફ આંગળી ચીંધીને કહ્યું આ છે આપણો અભય.

ઓહો! ત્યારે આ તો એ જ કુમાર છે કે જેણે કૂવામાંથી વીંટી કાઢીને પોતાની બુદ્ધિનો પ્રભાવ દેખાડ્યો. આમ પોતાના પુત્રની બુદ્ધિ પ્રતિભા બદલ ગર્વ અનુભવતા રાજાએ

તેને વાત્સલ્યપૂર્વક પૂછ્યુ કે વહાલા કુમાર ! તો પછી તેં એમ કેમ ન કહ્યું કે હું પોતેજ અભયકુમાર છું, એટલે અભયકુમારે કહ્યું નામ કરતાં કામ વડે ઓળખાવું તે શ્રેષ્ઠ જનોનું લક્ષણ છે, એમ સમજીને મેં એમ કર્યું. વયમાં નાના છતાં ગુણમાં મોટા એવા પોતાના પુત્રની ખુમારીથી ખુશ થઇને રાજાએ તેને છાતીસરસો ચાંપ્યો અને વાજતે-ગાજતે પત્ની તેમજ પુત્ર સાથે નગર પ્રવેશ કર્યો. રાજમહેલમાં જઇને રાજાએ યોગ્યતાના કારણે પોતાના પુત્ર અભયકુમારને મહામંત્રીની પદવી આપી અને તેની બુદ્ધિના પ્રભાવથી મગધના મહારાજ્યને તેણે સુદૃઢ તેમજ સમૃદ્ધ બનાવ્યું

કહેવાનું તાત્પર્ય કે બુદ્ધિ ઉપર કોઇનો ઇજારો નથી એ વાત અભયકુમારના જીવનથી સચોટ પુરવાર થાય છે જે શુદ્ધ બુદ્ધિ વડે અભયકુમારે મગધદેશમાં તેમજ તે કાળના ભારતમાં સ્નેહ, સદાચાર, શૌર્ય, ધર્મ અને સમર્પણના પ્રવાહને વેગવતો બનાવ્યો. તેના મીઠાં ફળ આજે આપણે પણ ચાખી રહ્યા છીએ અને તેથી જ 'અભયકુમારની બુદ્ધિ હોજો,'ની માગણી સહુ સજ્જનો દિવાળીના ઉત્તમ દિવસે કરે છે.

સ્વાર્થ-સાધુ, તકવાદી, તેમજ તરંગી વિચારવાળા મલિન બુદ્ધિના માણસોની બુદ્ધિમત્તાને અભયકુમારની ન્યાય નિપુણ, તર્કસંગત, સંસ્કૃતિપોષક, પરલોકસુધારક, અને પરોપકાર પ્રધાન શુદ્ધ બુદ્ધિ સાથે સરખાવવાની ભૂલ કોઇ કદી ન કરે

# ૩૧ કેદારનાથનું કંકણ

બિલાડીનું આ દૃષ્ટાંત સંસારમાં સેવાનો ડોળ કરીને સ્વાર્થ સાધનારા ઠગ ભગતોથી મનુષ્યોને સાવધાન રહેવાની સુંદર પ્રેરણા આપનારું છે.

એક બિલ્લીબાઈ હતાં. સામાન્ય રીતે બિલાડીઓને દૂધમાં મોં ઘાલવાની ટેવ. તે અનુસાર બિલ્લીબાએ દૂધની દોચકીમાં મોં ઘાલ્યું, પરંતુ ગૃહિણીની નજર તરત જ તેના પર પડી અને તેણે બિલાડીથી દૂધ બચાવી લેવા માટે હટ-હટ કરીને દોટ મૂકી.

બિલાડી ગભરાઈ ગઈ. તેણે દોડવા માંડયું પરંતુ તેનું મોં દોચકીની અંદર હતું, તેથી આંખો ઉપર અવરોધ આવી ગયો, માર્ગ સૂઝે નહિ. આ કારણથી દોડતાં દોડતાં દોચકી ભીંત સાથે અફળાઈ અને તેના ટુકડા થઈ ગયા. પણ દોચકીનો કાંઠલો બિલાડીના ગળામાં કંઠીની માફક રહી ગયો. દોચકી ફૂટી જવાથી આંખો ઉપરનો અવરોધ દૂર થયો. એટલે બિલાડીને માર્ગ દેખાયો. તે જીવ બચાવીને દોડી. તેને જોઇ ફળિયાવાળાએ પણ હાકોટા કર્યા, તેથી બિલાડી દોડતી પહોંચી છેક ભાગોળે.

ત્યાંથી થોડે દૂર તેની નજરે ઉંદરનું એક દર પડયું. બે ત્રણ ઉંદરને તેણે આમ તેમ દોડતા જોયા પણ ખરા.

એ તો રાજી રાજી થઈ ગઈ. ગામના ઘરોમાં ગૃહિણીઓ ગમે તે વસ્તુઓ ઢાંકીને મારે, તેના કરતાં અહીં ખળીમાં ખુલ્લામાં જ નિવાસ કરવો શું ખોટો? બિલાડીએ તો ત્યાં એક ઝાડ નીચે મુકામ કર્યો ઝાડના થડની ચોપાસ નાના નાના છોડવાઓ પણ હતા. તેનાથી બિલાડીને રક્ષણ પણ મળતું હતું.

ખળીમાં ખેડુતોનું અનાજ ખૂબ આવે. તેથી પેલા દરમાં રહેતા ઉંદરોને લહેર પડે દાણા ખાઈને મોજ કરે. સાંજે દરમાં ભરાઈ જાય.

બિલાડીએ આ જોયું તેણે ઢોંગ શરૂ કર્યો. એક બે ઉંદર દરથી તેને જોયા કરતા હતા બિલાડીએ નમ્રતાથી કહેવા માંડ્યું ભાઈઓ! મારી પાસે આવશો તો હું તમને કંઈ નહિ કરું. હું કેદારનાથની યાત્રાએ ગઈ હતી, ત્યાંથી આ કંકણ પહેરીને આવી છું. મહાત્માએ મને ઉપદેશ આપ્યો છે કે 'અહિંસા પરમો ધર્મ' તેથી હું અહિંસા જ પાળું છું. બધાય જીવો આપણા જીવની સમાન છે, તેથી હવે હું હિંસા કરતી નથી. આમ કહી બિલાડીએ પોતાના ગળામાં દોરાનું કેદારનાથનું કંકણ (રાખડીનો કાંઠો) બનાવ્યું.

ભોળા ઉંદરો પ્રભાવિત થઈ ગયા. તેમણે બિલાડીની વાત સાચી માની. તેમ છતાં તેઓ એકદમ તેની નજીક આવતા નહિ,

ધીમે ધીમે આવે અને પાછા દોડી જાય. બિલાડી પણ તેમના ઉપર હુમલો કરે નહિ. ધીમે ધીમે ઉંદરોને બિલાડી ઉપર વિશ્વાસ બેસી ગયો. તેઓ બિલાડીની નજીક ને કોઈ કોઈ વાર તો તેના શરીર પર દોડવા લાગ્યા. છતાં કોઈને કંઈ થયું નહિ.

થોડા દિવસ પસાર થઈ ગયા પછી કેદારનાથના કંકણુ-વાળીએ પોતાની રમત શરૂ કરી. ઉંદરો જ્યારે દરમાં દાખલ થવા માંડે ત્યારે તે છેક છેલ્લા ઉંદર ઉપર તરાપ મારી તેનું ભક્ષણ કરી જાય. અગાઉ જે ઉંદરો દરમાં દાખલ થઈ ગયા હોય તેમને આની કંઇ ખબર પડે જ નહિ. બિલાડીને મોજ પડી ગઈ. દરરોજ તેને સહેલાઇથી પોતાને મનગમતો ભક્ષ મળવા માંડ્યો

આમ ઉંદરોની સંખ્યા રોજથી રોજ ઘટવા માંડી. પછી તો ઉંદરોના ધ્યાન પર પણ આવ્યું કે, આપણી સંખ્યા જરૂર ઓછી થતી જાય છે. તેમણે બિલાડીના રહેઠાણુથી થોડે દૂર એક ઝાડ નીચે સભા ભરી. ઘટતી જતી સંખ્યાનો પ્રશ્ન ચર્ચો. પરંતુ તેમને ગણુતરી કરતાં તો આવડે નહિ. એટલે પોતાની સંખ્યા ગણુવી શી રીતે, તે પ્રશ્ન તેમને મુંઝ-વવા લાગ્યો, એટલે એક શાણુા ઉંદરે ઈલાજ બતાવ્યો, તેણે સૂચવ્યું. ભાઇઓ ! મને તો પેલી કેદારનાથના કંકણુવાળી ઉપર ખાસ વહેમ છે. માટે હું એમ સૂચવું છું કે આપણુામાંથી એક જણે પોતાની પૂંછડી કપાવી નાખવી અને બાંડા બની જવું. પછી જો આપણુા સમૂહમાં એ ભાઈ ન દેખાય, તો નક્કી જાણુવું કે પેલી કેદારનાથના કંકણુવાળીએ ભોગ લીધો છે.

આ યોજના સૌને ગમી ગઇ એક ઉંદર જાણી જોઇને બાંડો બની ગયો. સાંજ પડતા રોજના ક્રમ મુજબ ઉંદરો પેલા દરમા પેસવા માંડ્યા. બાંડા ઉંદરને છેલ્લો રાખ્યો. દરમા પેસવાની તેની વારી છેલ્લી આવી તે વખતે બિલાડીએ એને ઝડપી લીધો

બાંડો ઉંદર અલોપ થઈ ગયેલો લાગ્યો. એટલે ઉંદરોને કેદારનાથના કંકણવાળી બિલાડીના કરતૂતની ખાતરી થઈ ગઇ છતાં વધુ ખાતરી માટે તેમણે બીજા ઉંદરોને બાંડા કરીને બીજા તેમજ, ત્રીજા દિવસે પાકી ખાતરી કરી લીધી એ ઉંદરો પણ ગાયબ થઈ ગયા. એટલે બધા ઉંદરો સંપ કરીને બિલાડીથી દૂર જ રહેવા માંડ્યા.

બિલાડીને વહેમ પડી ગયો ભક્તાણીનો ડોળ કરીને તે કહેવા લાગી, ભાઇઓ! આવો, મારી પાસે આવો, આપણે સૌ પ્રભુના બાળકો છીએ હું તો તીર્થસ્થાને જઇને પવિત્ર થઈ આવી છું ત્યારે ઉંદરોનો એક આગેવાન ડોક ઉંચી કરીને કહેવા લાગ્યો, બિલ્લી માસી–

"નમસ્તુભ્યમ્ નમસ્તુભ્યમ્"

તમને આજથી નવ ગજના નમસ્કાર! તમે તો અમારાં જાત ભાઇઓનો કચ્ચરઘાણ વાળી નાખ્યો છે.

આ દષ્ટાંતનો સાર એ છે કે, જગતના વિવિધક્ષેત્રોમાં પણ આવા સ્વાર્થાંધ ઠગ ભગત હોય છે. બહારથી તો તેઓ સેવાનો ડોળ કરે છે, અને હૈયામાં હળાહળ સ્વાર્થ

લઈને ફરે છે. તક મળતાં જ પોત પ્રકાશે છે. માટે આવા માણસોથી ચેતીને ચાલવું જોઇએ એના બાહ્ય દેખાવથી અંજાઈ ન જવું જોઇએ.

ધર્મ સાધનામાં પણ અમૂઢતા અને અડોલતા એ બે ગુણોની ખાસ જરૂર પડે છે. તેમાં અમૂઢતા એટલે બહારનો ડોળ જોઇને ખેંચાઈ ન જવું પરંતુ દરેક વસ્તુની ભીતરમાં રહેલ ભાવને પણ જાણવા પ્રયત્નશીલ બનવું જોઇએ અને અડોલતા એટલે સાચી વસ્તુની પ્રાપ્તિ થયા પછી તેને ચૂસ્ત રિતિએ વળગી રહેવું જોઇએ. રોજને રોજ સાધનામાં આગળ વધવું જોઈએ.



## ૩૨ મુનિદાનનો અચિન્ત્ય પ્રભાવ

કોઈ પણ સંયોગમાં એળે નહિં જનારો સુપાત્ર દાનનો પ્રભાવ અજોડ છે. ચઢતે પરિણામે અપાતું સુપાત્રદાન અલ્પકાળમાં ફળદાયી નીવડે છે તે હકિકતનું તેમજ ગમે તેવી દરિદ્રતા વચ્ચે દાનરૂચિમાં ઓટ નહિ આવવા દેનાર પુણ્યાત્મા સંસારના સુખમાં લપટાયા સિવાય ધર્મ કરણીમાં કેવા આગળ વધે છે, તેનું સચોટ પ્રતિપાદન કરતી આ કથા અર્થી આત્માને જરૂર પ્રેરણાદાયી નીવડશે

મોટા એક શહેરમાં ગુણસાર નામના એક શેઠ રહેતા હતા. તેઓ શ્રીમાન, ગુણવાન તેમજ કોઈથી ગાંજ્યા ન જાય તેવા શક્તિવાન હતા શુભ પુણ્યના ઉદયે એક દિવસ તેમને સુગુરુનો ભેટો થયો તેણે તેમને નમસ્કાર કર્યો દયાળુ તે મુનિએ ધર્મલાભ દઈને જીવ, અજીવ વગેરે પદાર્થોનુ સત્ય સ્વરૂપ પ્રકાશિત કરતાં ધર્મનો તેને ઉપદેશ આપ્યો.

ઘણા સમયનો તરસ્યો માણસ જે રસ અને ઉત્સાહથી જળપાન કરે, તેમ તેણે પણ ઘણા જ રસ તેમજ ઉત્સાહથી તે ઉપદેશામૃતનું પાન કર્યું. અણધાર્યા આ ધર્મબોધથી રાજી રાજી થઇ તેણે સમ્યક્ત્વ સાથે ગૃહસ્થ ધર્મ અંગીકાર કર્યો. ત્યાર પછી હમેશાં તે એકાંતરે ઉપવાસ, પ્રસંગ મળતાં સુપાત્રે દાન તથા અન્ય નિયમો અંગીકાર કરવા લાગ્યો આમ કેટલાક દિવસ પસાર થતાં ગુરૂસંગના પ્રભાવે તે ધર્મકરણીમાં કુશળ બની ગયો અને અનેરા ઉમંગથી ધર્મ પાળવા લાગ્યો.

કેટલાક સમય બાદ પૂર્વના કોઇ પાપકર્મના ઉદયથી તેની લક્ષ્મી નાશ પામી તે દરિદ્ર બની ગયો. તો પણ તે ધર્મમાં અડગ રહ્યો. કોઈ નિકાચિત કર્મના ઉદયે અત્યંત ગરીબ થઈ જવાથી તે ખૂબ જ મુશ્કેલીથી પોતાનો નિર્વાહ ચલાવવા લાગ્યો. મુશ્કેલીમાં પણ તે પોતાની ધર્મશ્રદ્ધાથી જરા-પણ ચલિત થયો નહિ કષ્ટ વખતે જ મનુષ્યના ધૈર્યની **પરીક્ષા થાય છે. તેમાં સોનાની જેમ નિર્વિકાર રહે છે તેઓ અંતે વિજયને વરે છે.**

ઘરની કફોડી હાલતનો વિચાર કરીને ગુણસારને તેની પત્નીએ કહ્યું કે, હે સ્વામી! આપણી પાસે ધન નથી એટલે કોઈ ઢુકડુંય આવતું નથી, ગરીબ અવસ્થામાં પૈસા કોણ આપે? માટે તમે મારા પિતાને ઘેર જાઓ. મારા ઉપરની અતિશય મમતાને કારણે તમને જોતાંવેંત ખુશ થઈ ધન આપશે. એટલે પછી આપણો નિર્વાહ સુખે ચલાવી શકીશું. પોતાની સ્ત્રીના આવા આગ્રહથી એક દિવસ તેણે કહ્યુ કે, પ્રિયે! દુઃખી હાલતમાં સસરાને ત્યાં જવું યોગ્ય તો નથી પરંતુ તારો ઘણો આગ્રહ છે, તો કાલે સવારે જઈશ.

પોતાના પતિના આ નિર્ણયથી ખુશ થઇને તેણીએ વિચાર્યું કે, મારા પિયરનો રસ્તો અઢી દિવસનો છે. તેમાં એક દિવસ તો ઉપવાસ આવશે એટલે બીજા દિવસ માટે પારણાને યોગ્ય સાથવો તથા ગોળનો કકડો એક કોથળીમાં નાંખીને તેણીએ તેને આપ્યો.

બીજે દિવસે સવારે પ્રભુ દર્શન કરી, નવકારશીનુ પચ્ચ-ક્ખાણુ પારી, પાકો નાસ્તો કરી, ગુણુસાર શ્રેષ્ઠી, પોતાના સસરાને ત્યાં જવા રવાના થયા. ચાલતાં-ચાલતાં સાંજ પડી. અંધારું થયું, એટલે, રોકાઈ ગયા. રાત ત્યાં જ ગાળી. સવાર થતાં ફરીથી ચાલવાનુ શરૂ કર્યું. બપોર થતાં એક નદીના કિનારે પારણું કરવા બેઠા, તે વખતે વિચાર કરવા લાગ્યા કે, "ખરેખર તે જીવોને જ ધન્ય છે, જેઓ મુનિને દાન આપ્યા સિવાય ભોજન કરતા નથી સુપાત્રને જમાડ્યા સિવાય જમવામાં કોઈ સાર નથી અત્યારે મારે પાપનો ઉદય વર્તે છે, એટલે આવો યોગ મને કયાંથી સાંપડે પરંતુ કદાચ તેવો સુયોગ થઈ જાય તો તો મારાં અહોભાગ્ય ગણી શકાય આમ વિચારતો તે ચારે તરફ નજર દોડાવે છે. તેવામા એક મુનિરાજ તેની નજરે પડયા મુનિરાજને જોઇને રાજીનો તે રેડ થઈ ગયો હરખાતા હૈયે તે તેમની પાસે ગયો વંદન કર્યા, અને એક માસના ઉપવાસી તે મુનિરાજને તેણે "લાભ" આપવા માટે વિનંતી કરી

મુનિરાજ ગામમાં થઇને આવતા હતા ગામમા તેમને શુદ્ધ પાણી તો મળ્યુ હતુ. પરંતુ દોષની આશંકાથી તેમણે આહાર વહોર્યો ન હતો. તે બધી હકીકત જાણીને તેણે મુનિરાજને ખૂબ આગ્રહ કરીને વિનંતી કરી કે, 'હે દયા-સાગર!' આપના પવિત્ર પગલાં આ બાજુ કરો. પુલકિત અંગે તથા ગદ્ગદિત કંઠે વિનંતી કરીને તે મુનિરાજને પોતાને સ્થળે લઈ આવ્યો. મુનિએ પણ બત્રીશ દોષ રહિત આહાર જોઇને પોતાનું પાત્રુ ધર્યું. શેઠે ઘણા ઉલ્લાસ પૂર્વક નિર્દોષ

આહાર વહોરાવ્યો. અણધારી રીતે લગભગ અશક્ય જણાતી આ ઘટના બનવાથી શેઠના આનંદની સીમા ન રહી. તે વિચારવા લાગ્યા કે, "શું આ તે સ્વપ્ન છે કે સત્ય છે? હજી મારું પુણ્ય જાગે છે એ નક્કી, નહિતર તીવ્ર પાપોદય વચ્ચે મને મુનિરાજ રૂપી ચન્દ્રના દર્શનનો સુયોગ ન જ થવા પામ્યો હોત. મુનિરાજના ચરણોમાં મસ્તક ઝુકાવીને તે બોલ્યો કે, હે દયાળુ! દર્શન દઈ, લાભ આપી આપે મારો જન્મ સફળ કર્યો છે! ધન્ય હો આપને તેમજ જૈન શાસનને કે જેણે આપ જેવા મુનિરાજનો મને સુયોગ કરાવ્યો! આ પ્રમાણે ભાવથી સ્તુતિ કરી, મુનિને વળાવી તે પોતાની થેલી લઈને આગળ ચાલ્યો.

આજે તે અપૂર્વ ઉમંગમાં હતો. રસ્તે ચાલતાં પણ તેના મનમાં એજ વિચારો ચાલતા હતા કે, આજે મારૂં દળદર ફીટી ગયું. આજનો દિવસ ખરે જ ધન્ય છે.! તે ઘડીની તો વાત જ શી કરવી. જે ઘડીએ મને મહાતપસ્વી મુનિરાજનાં દર્શન થયાં! મારા હૈયાનો હર્ષ પોકારી–પોકારીને કહી રહ્યો છે કે, આજથી મારા દ્રવ્ય તથા ભાવ દરિદ્રતા નાશ પામી. આવા શુભ વિચારમાં લીન શેઠ ભૂખ તરસ પણ ભૂલી ગયા. લાંબો રસ્તો ક્યારે કપાઈ ગયો તેનો ખ્યાલ પણ તેમને ન રહ્યો. પણ ભાગોળ આવી ત્યારે જ તેમને ખ્યાલ આવ્યો કે મારા સસરાનું ગામ આવી ગયું છે.

હવે ગામમાં દાખલ થતાં શેઠને મંદ શુકન થયાં. તે જોઈને તેમને વિચાર આવ્યો કે પત્નીનાં કહેવાથી હું અહીં

આવ્યો તો ખરો, પણ ધારેલું કામ પાર પડે તેમ લાગતું નથી. પરંતુ હવે ચિંતા કરવાનો કોઇ અર્થ નથી, હવે તો સસરાને ત્યાં જવું જ રહ્યું આ પ્રમાણે વિચાર કરતાં શેઠ બજાર મધ્યે આવ્યા, એટલે દુકાનમાં ઊભેલા તેમના સસરા તથા સાળાઓએ તેમને જોયા તેમને આકારવાને બદલે તેઓ બધા મોં દુકાનમાં રાખીને માંહોમાંહે ઘુસપુસ કરવા માંડ્યા કે, ખાલી ઘડા જેવા આ જમાઇરાજને આપણે મોઢુ જ ન દેખાડવું. જો મોઢું દેખાડીશું તો જરૂર દ્રવ્ય માંગશે કારણ કે નિર્ધન ને હાથ લાંબો કરતા શરમ નથી આવતી કહ્યુ છે કે ધન જતાં તેજ, લજ્જા, બુદ્ધિ, સ્વભાવ આદિ સર્વે ચાલ્યા જાય છે. આ તુચ્છ બુદ્ધિ વાળા આપણા જમાઇએ પણ ઘરના નિર્વાહની ચિંતા રાખ્યા વિના કુલક્ષણી થઇને પોતાનું બધું ધન દાન-પુણ્ય પાછળ વાપરી નાખ્યુ છે શુ સમજીને તે અહીં આવેલ છે? શું એની જમા આપણે ત્યા પડી છે? પણ નિર્ધનને નફ્ફટ થતા વાર લાગતી નથી. માટે આપણે જમાઇને જરાપણ આવકાર આપવો નહિ. એટલે ચૂપચાપ ઘર ભેગા થઇ જશે

આ પ્રમાણે અરસ-પરસ નિર્ણય કરી અવળું મોઢું કરી તેઓ ઉભા રહ્યા. ગુણસાર પણ ચતુર હોવાથી બધું સમજી ગયો. તેણે મનમાં વિચાર્યું કે, સ્ત્રીના વચન અનુસાર હુ અહીં આવ્યો તે ખોટું કર્યું. નિર્ધનમાં અને મડદામાં કાંઈ જ તફાવત નથી, એવું નીતિ-વાક્ય જાણવા છતાં મેં આવવાનું સાહસ કર્યું. તે મારી મૂર્ખાઇ જ છે. ખેર! બનવાનુ હતુ

પોતાના સસરાને ઘેરથી ખાલી હાથે વિદાય થયો. તેને આવજો ' કહેવા માટે કોઇ ઊઠયું પણ નહિ.

મનને શ્રી અરિહંતના સ્મરણમાં એકાગ્ર કરીને ગુણસાર ચાલવા લાગ્યો. રસ્તામાં સૂર્યોદય થયો. સર્વત્ર અજવાળું ફેલાયું. ચોકખી જગ્યા જોઇને તે ત્યાં રોકાણો અને શ્રી પંચ પરમેષ્ઠિ ભગવંતોનું સ્મરણ કરીને પચ્ચક્ખાણ કર્યું, ચૌદ નિયમ ધાર્યા અને શ્રી જિનભક્તિનું સ્તવન ગાતો આગળ ચાલવા માંડ્યો. ચાલતા ચાલતા એ સ્થળે આવી પહોંચ્યો કે જ્યાં ઊભા રહીને તેણે મુનિરાજને ગોચરી વહોરાવી હતી. નદી કિનારાના આ શાન્ત રમણીય પ્રદેશમાં તેના મનનો ઉલ્લાસ વધી ગયો છે. તે વિચારવા લાગ્યો કે ક્ષેત્રનો જે મહિમા શાસ્ત્રોએ ગાયો છે તે સાચો છે. આ સ્થળે આવતા વેંતજ મારો ઉલ્લાસ વધી ગયો છે. તેમજ અગાઉ પણ મને આ સ્થળે જ એક માસના ઉપવાસી મુનિ ભગવંતને વહોરાવવાનો અપૂર્વ લાભ મળ્યો હતો. મારે મારી પત્નીનો ઉપકાર માનવો જોઇએ કે જેણે મને આવા અપૂર્વ લાભનો ભાગી બનાવ્યો. મારા સસરાને ત્યાં મારો સત્કાર ન થયો પણ અપમાન થયું, તેમા મારી પત્નીનો કોઈ દોષ નથી એતો મારા પૂર્વ કર્મોનો જ દોષ છે. સગાં–વહાલા તો માત્ર નિમિત્તભૂત બન્યા છે. માટે તે કોઇના માટે મારે ખોટો ખ્યાલ ન જ બાંધવો જોઈએ.

આ પ્રકારના ઉત્તમ વિચારોમાં ગુણસારના બે કલાક પસાર થઇ ગયા. તેને ઘર યાદ આવ્યું ઘરની કરૂણ હાલત

તેની આંખો સામે તરવા લાગી. તેને થયું કે મને ઘર છોડ્યાને પાંચ દિવસ થશે, આ પાચ દિવસમાં ઘરમાં થોડું ઘણું દેવું પણ થયું હશે એ દેવુ ચુકવવા માટે મારી પાસે રાતી પાઈ પણ નથી. મારી પત્ની આશા રાખીને બેઠી હશે કે, મારા પતિ મારા પિયરથી સારી રકમ લઇને આવતા હશે. તો હવે મારે કરવુ શું? સાવ ખાલી હાથે પાછા ફરવા કરતાં આ નદીમાં સરસ, સુંવાળા રંગબેરંગી જે પથરા દેખાય છે. તેમાંથી થોડાક લઇ લઉં. એ પથરાના ચાર-આઠ આના ઉપજશે તો ઠીક, નહિતર એક મુનિરાજના દર્શનનુ સ્મરણ પણ કરાવશે આમ વિચારી-તેણે નદીમાં ઉતરી, મનગમતા થોડા પત્થરો લઈ પોતાની થેલીમાં ભર્યો વજનદાર થેલી માથે મૂકી તે આગળ ચાલ્યો. રાત પડતાં તે એક ગામમાં રોકાઈ ગયો અને પરોઢીયું થતા પોતાનાં ઘર તરફ આગળ વધ્યો. પાસે નાસ્તો હતો નહિ એટલે ભૂખ્યો-તરસ્યો તે પોતાને ઘેર પહોચ્યો.

આ સમયે તેની સ્રી આંગણામાં ઊભેલી હતી પતિને ભરેલી કોથળી સાથે આવતાં જોઈને તે વિચારવા લાગી કે, અહો! મારા પતિદેવ ધનનુ પોટલુ લઇને આવ્યા તો ખરા હાશ! હવે નિરાંતે નિર્વાહ ચાલશે મારા માતા-પિતાએ ખાસ્સુ ધન આપ્યુ જણાય છે આમ વિચારતી તે ઉત્સાહ પૂર્વક આગળ વધી અને પોતાના પતિના માથા ઉપરથી થેલી લઈ લીધી. થેલી વજનદાર લાગવાથી શેઠની પત્નીએ અટકળ બાંધી કે મારા પિતાએ સોનું-ચાદી આપવામા કોઈ કરસ

પોતાના સસરાને ત્યાં પોતાને મળેલા જાકારોનો શેઠને તાજો જ અનુભવ થયો હતો એટલે પોતાની પત્નીની વાત તેમનાં મનમાં વસી નહિ. પણ તેમને લાગ્યું કે, આ બિચારી પત્થરને રત્ન સમજીને નાહક-બકવાદ કરે છે! પોતાની પત્નીનો ભ્રમ દૂર કરવા માટે તેમણે કહ્યું કે, તું ભોળી થા મા! તારા માતા-પિતા અને ભાઈઓએ તો મને કડવા જાકારા સિવાય બીજું કશું જ આપ્યું નથી. તું જેને રત્નો કહે છે, તે તો પથરા છે. તેમ છતાં તને મારી વાત પર વિશ્વાસ ન બેસતો હોય તો મારી સાથે ઓરડામાં ચાલ.

પતિ-પત્ની બંને ઓરડામાં ગયા. જઈને જુએ છે તો ઓરડો રંગબેરંગી તેજ કિરણોથી ઝળાંહળાં થઈ રહ્યો છે. થેલીમાં ખરે જ પત્થરને બદલે રત્નો હતાં. આ દૃશ્યથી શેઠ પણ દિંગ થયા. શેઠને અચંબામાં પડેલા જોઈને શેઠાણી બોલ્યાં, કે કેમ હવે તો મારી વાત માનશોને? હવે તો મારા પિતાને નિષ્ઠુર નહિ કહો ને? શેઠ ઊંડા વિચારમાં ઉતરી ગયા. તેમણે પોતાના હાથે જ થેલીમાં રંગ-બેરંગી પથરા ભર્યા હતા. આ પથરાના સ્થાને રત્નો આવ્યાં ક્યાંથી એ મુદ્દા ઉપર ગંભીરતાથી તેમણે વિચાર કર્યો. શેઠ તત્ત્વજ્ઞ હતા તેથી દીર્ઘ વિચારને અંતે શેઠને રત્નોનું રહસ્ય સમજાયું એ રહસ્ય છતું કરતાં તેમણે પોતાની પત્નીને કહ્યું કે હે પ્રિયે! આ કાંઈ તારા બાપનો મહિમા નથી, પણ બીજા જ કોઈનો મહિમા છે. આ સર્વ તો મુનિદાનનો જ પ્રગટ પ્રભાવ છે. એમ કહીને તેમણે ઉપવાસના પારણાના સમયે

એક માસના ઉપવાસી મુનિરાજને કેવા ભાવ તેમજ ઉમંગ સાથે થેલીમાંનું ભાતું વહોરાવ્યુ હતું તે સર્વ વૃત્તાંત વર્ણવ્યો.

સુપાત્રદાનની અનુમોદના કરતાં શેઠાણીએ પૂછયું કે મને પણ તે સમયના આપના ભાવ સબંધી વિગત જણાવશો તો અધિક આનંદ થશે. તે સાંભળ કહી શેઠ બોલ્યા, કે નદી તીરે આવેલા એક વૃક્ષની છાયામાં બેસીને પારણું કરવા માટે મેં જેવી ભાતાની થેલી ઉઘાડી કે તરત જ મારા મન તેમ જ હૃદયમાં એવો ભાવ જાગ્યો કે, અત્યારે જો કોઇ મુનિરાજ અહીં પધારે અને મને ભાત-પાણીનો લાભ આપે તો મારૂ જીવન સફળ થઇ જાય. પછી હુ મુનિરાજની રાહ જોતો બેસી રહ્યો. આગલા દિવસનો ઉપવાસ હોવા છતાં મારૂં મન ભોજનમાં નહિ, પણ મુનિ દર્શનની ઝંખનામાં ડુબી ગયું પ્રથમ મુનિ દર્શન, પછી બીજી વાત. એવી તીવ્ર તાલા-વેલી મારા હૃદયમાં જાગી. મારા હૃદયની સાચી આ ભાવના શુભ પુણ્યના ઉદયે ફળી, અને મને મુનિરાજનો જોગ થયો, જે ભાવથી મે તેમને ભાતું વહોરાવ્યું એવો ભાવ આજ પહેલા મે કદી અનુભવ્યો નથી. તને વધુ તો શું કહુ, પણ જો એવો ભાવ જીવનમા ત્રણ-ચાર વાર જાગે તો મોક્ષ પ્રાપ્તિ પણ દુર્લભ ન રહે

મારા તે વખતના ઉત્કૃષ્ટ ભાવને વિષે વધુ તને શુ કહું? કહેવા માટે મને શબ્દો જડતા નથી. ટુંકમાં કહું તો ચિત્ત, વિત્ત અને પાત્ર એ ત્રિપુટીનો જ્યારે આવો સુમેળ થાય છે. તેમાંથી યાવત્ તીર્થંકર પદ અને મોક્ષનું પણ સર્જન

સહજ બની જાય છે તો પછી તેનાથી પત્થર રત્ન બની જાય તેમાં કાંઇ પણ આશ્ચર્ય નથી. આ જગતમાં પુણ્યનો પ્રભાવ અલૌકિક જ છે. જેમ તીવ્ર પાપના ઉદયે ધન પણ કોલસારૂપે બની જાય છે. તેમ તીવ્ર પુણ્યના બળે પત્થર પણ રત્ન બની જાય તેમાં લેશ પણ નવાઈ પામવા જેવું નથી.

આ જગતમાં એવું કાંઈ જ નથી કે જે ઉત્કૃષ્ટ અધ્યવસાય પૂર્વકના ઉગ્ર પુણ્યથી ન બની શકે. અર્થાત્ ઉત્કૃષ્ટ પુણ્યના પ્રભાવે જગતમાં સર્વ કાંઇ સુલભ જ છે. આ તું ઉત્કૃષ્ટ પુણ્ય ઉત્કૃષ્ટ કોટિના સુપાત્રને દાન આપવાના પરિણામે પ્રાપ્ત થાય છે તેથી તેના અચિંત્ય ફળ આપવા પણામાં મુખ્ય હેતુ તો સુપાત્રની સુપાત્રતા છે. એવા સુપાત્રનો મહિમા અચિંત્ય છે.

પોતાના પતિના મુખેથી સુપાત્ર દાનનો મહિમા સાંભળીને તેના હૈયામાં પણ ધર્મરૂચિ વધુ દૃઢ બની. પતિ–પત્ની બંને જિનભક્તિ, સાધર્મિકભક્તિ, દયા, દાન આદિ ધર્મ કાર્યોમાં અપૂર્વ ઉલ્લાસપૂર્વક જોડાઇ ગયા. મુનિદાનના અચિન્ત્ય પ્રભાવે મળેલાં રત્નોએ તેમની સ્થૂલ દરિદ્રતા દૂર કરી, તો મુનિરાજે ઉપદેશેલા ધર્મે તેમની ભાવ દરિદ્રતા દૂર કરી. શેઠ તથા તેમનાં ધર્મ પત્ની છેવટ સુધી ધર્મનું આરાધન કરી, શ્રી જૈન શાસનની પ્રભાવના કરી, સમાધિપૂર્વક મરણ પામી ઉચ્ચ દિવ્ય ગતિને પ્રાપ્ત થયા.

આ કથાનો સાર એ છે કે ધર્મનું આરાધન કરનારને આભવ તથા પરભવમાં પ્રબળ પુણ્યના ઉદયથી ધર્મ કરવાની

ઇચ્છા અખંડ રહે છે. પૂર્વભવના કોઇ પાપકર્મના ઉદયે તેવા ધર્મારાધકને સાંસારિક પદાર્થોની પ્રાપ્તિમાં અંતરાય ઉત્પન્ન થાય છે તો પણ ધર્મ કરવાની તેની ઇચ્છા તો નાશ પામતી જ નથી. તે તો ઉલટી વધ્યા જ કરે છે.

ગુણસાર શેઠ ધર્મ શ્રદ્ધાળુ હતા વ્રત-નિયમના પાલનમાં અડગ હતા છતાં કોઇ ભવના પાપ ઉદયમાં આવતાં તેમને ખાવાના પણ સાંસા પડવા માડયા. તેમ છતાં જે શુદ્ધ ભાવે તેઓ ધર્મની આરાધના કરતા હતા, તેમાં ફેર તો ન પડયો પણ વૃદ્ધિ થઈ અને તે ધર્મના પ્રભાવે તેમને મુનિરાજનો યોગ થયો તેમને વહોરાવવાનો લાભ મળ્યો અને તેનો ભવ સફળ થયો.

સસરાને ત્યાંથી જાકારો મળવા છતાં ગુણસારે ન તો તેમને 'ખરાબ' કહ્યો કે ન તો પોતે જે ધર્મમાં નિષ્ઠાવાન હતા તે ધર્મ માટે ઘસાતો એક શબ્દ પણ બોલ્યા.

જે આરાધક આત્મા પોતાને પ્રાપ્ત થયેલી પ્રતિકૂળતાને પોતાના જ પાપકર્મનું ફળ સમજે છે અને સાનુકૂળતાને ધર્મનુ ફળ સમજે છે. તે દુખમાં દીન બનતો નથી અને સુખમાં છકી જતો નથી પરંતુ ઉભય પ્રકારના સંયોગોમાં એક માત્ર ધર્મની આરાધનામાં લીન રહીને પોતાના જન્મને સફળ કરે છે એવો સ્પષ્ટ તેમજ ઉપકારક બોધ આ કથામાં અખંડપણે વહી રહ્યો છે. સહુ તેમાંથી પ્રેરણા લઈ ધર્મપ્રેમી બનો.



## ૩૩ અંતિમ આરાધનાનો પ્રભાવ

દુરાચારી માણસ પણ મરણ પૂર્વે પોતાના દુરાચાર ઉપર પસ્તાવાના આંસુ વહાવે છે. તેમજ દેવગુરૂ અને ધર્મરૂપ તત્ત્વત્રયીનો જેમાં સમાવેશ થયેલો છે. તે શ્રી નવકાર મહામંત્રનું ભાવપૂર્વક શરણું સ્વીકારી લે છે, તો તે મરીને સદ્‌ગતિમાં જાય છે, પણ અંતિમ કાળની આરાધનાનો જોગ પણ બહુ ઓછા આત્માઓને થાય છે. એમ સમજીને આપણે વિરાધનામય જીવનથી બચવાનો પ્રયત્ન પહેલેથી રાખવો જોઈએ. એ સત્યનો સ્પષ્ટ અનુભવ આપને આ કથા કરાવે છે.

---

મગધ દેશના પાટનગર રાજગૃહીમાં ગુપ્તિમતિ નામે દાનશૂરા શેઠ રહેતા હતા. તેમને **ઋષભદત્ત** અને **જીનદાસ** નામે બે પુત્રો હતા. મોટા પુત્ર ઋષભદત્તને પિતાના સુસંસ્કારો અને સદાચારી જીવન તરફ અધિક આકર્ષણ હતું. સુસંસ્કાર અને સદાચારપૂર્ણ જીવનને જ તે સાચું જીવન સમજતો હતો. જ્યારે નાના પુત્ર જિનદાસને લક્ષ્મી અને વિલાસી જીવન તરફ અધિક આકર્ષણ હતું. એ એમ માનતો હતો કે જીવનની મજા ભોગ–વિલાસમાં રહેલી છે સત્વ, સંસ્કાર, અને સજ્જનતાને ખાઈ જનારા વિલાસી જીવનથી જિનદાસને મુક્ત કરવા માટે તેના પિતાએ ઘણા ઘણા પ્રયત્નો કર્યો પણ તે સુધરવાને બદલે વધુ બગડ્યો. શેઠ ગુજરી જતાં ઘર તેમજ ધંધાની જવાબદારી ઋષભદત્ત ઉપર આવી.

ઋષભદત્તને પોતાના ભાઈ જિનદાસ તરફ અપાર હેત હતુ તે ઈચ્છતો હતો કે દુરાચારી મિત્રોની સોબત છોડીને જો તે ન્યાય, નીતિ અને ધર્મના માર્ગે આવે તો પેઢીનો ભાર તેને સોંપીને હું અધિક સમય આત્મહિતમાં ગાળું. એક દિવસ તેણે જિનદાસ આગળ પોતાની ઈચ્છા વ્યક્ત કરીને કહ્યું કે, તુ હવે ઘર, પેઢી અને વ્યવહારમાં રસ લેતો થાય તે જરૂરી છે દિન-રાત બહાર ફરતો રહીશ તો જીવન બગડી જશે અને તું પતનની ખાઈમાં ગબડી પડીશ મોટા-ભાઇની આવી સુંદર અને સારભૂત સલાહને પણ અવગણીને તે બોલ્યો કે, જીવન કેમ જીવવુ તે મને આવડે છે. તમારી સલાહની મારે જરૂર નથી. મારી મુડીનો મનફાવતો ઉપયોગ કરવાનો મને હક્ક છે.

પછી તો રોજે રોજ ઋષભદત્તના કાને જિનદાસ વિરુદ્ધની ફરિયાદો આવવા માંડી કોઈ આવીને કહેતું કે "મેં તમારા ભાઈને જુગારના અડ્ડામાં જોયો હતો, તો વળી બીજો માણસ આવીને કહેતો કે મેં તમારા ભાઇને ફલાણા દારૂડીઆ સાથે ફરતો જોયો હતો." જિનદાસની આવી આવી હકીકત સાંભળીને ઋષભદત્તને અપાર દુઃખ થયું અને વિચારવા લાગ્યા કે, આને હવે સુધારવો શી રીતે? એની ઉદ્દંડતા અને વિલાસિતાએ માઝા મૂકી છે કોઇની સલાહને એ માનતો નથી. તેમ મબળા કુળાચાર તેમજ સદાચારથી ભ્રષ્ટ થઇ ચૂકેલા આ સગા ભાઇને હવે હું ઘરમાં કેવી રીતે રાખી શકું? એમ વિચારી તેણે પંચ મહાજનને ભેગું કરી

પંચની અનુમતિ લઇ પંચની સાક્ષીએ દુઃખાતા દિલે જિનદાસને સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું કે; આજથી આ ઘરના દરવાજા તારા માટે બંધ છે.

દુરાચારી જિનદાસને ઘરમાંથી કાઢી મૂકયાના સમાચારે નગરના અનેક દુરાચારી યુવાનોને સદાચારના માર્ગે વાળ્યાં પરંતુ કઠીન હૃદયવાળો જિનદાસ તો વધુ બગડયો. જાણે હવે પોતાને મન મુજબ વર્તન કરવાની આઝાદી મળી ગઇ છે, એમ માનીને જુગાર આદિ વ્યસનો પાછળ તે પાણીની જેમ પૈસા વેડફવા માંડયો. જુગારની બુરી લતે ચઢેલા જિનદાસને એક દિવસ પૈસાની બાબતમાં એક જુગારી સાથે તકરાર થઈ. ગાળા–ગાળીમાંથી વાત વધી પડી. સામેના જુગારીએ તીક્ષ્ણ શસ્ત્રવડે જિનદાસને ઘાયલ કરી નાખ્યો. લોહી નીકળતી હાલતમાં જિનદાસ ભોંય પર પટકાઇ ગયો. બધા જુગારી તેને છોડીને નાસી ગયા.

જાહેર રસ્તા પર બેભાન અવસ્થામાં પડેલા જિનદાસની દુર્દશાના દુઃખદ સમાચાર ઋષભદત્તને મળ્યા. દરિયાન દિલનો ઋષભદત્ત ભૂતકાળ ભૂલી જઇને તરત ભાઈની મદદે દોડયો. બેહોશ જિનદાસના માથા પર વહાલભર્યો હાથ ફેરવીને બોલ્યો કે વહાલા ભાઈ! ગભરાઈશ નહિ. હું તારો ભાઇ ઋષભદત્ત આવી પહોંચ્યો છું. સઘળા જરૂરી ઉપાયો કરીને હું તને સાજો–તાજો બનાવીશ. અનુભવીઓએ સાચું જ કહ્યું છે કે :–

"કડવો હોય લીમડો, મીઠી તેની છાંય;
બાંધવ-હોય અબોલડે, તોય પોતાની બાંય"

તાત્પર્ય એ છે કે ખરે અવસરે ભીડ પડે ત્યારે ભાઇ પોતાના ભાઈની વહારે આવ્યા વિના રહી શકતો નથી.

ઠંડા પવનના સ્પર્શે કંઇક ભાન આવતાં જિનદાસ ન ખાઈ ગએલા નરમ અવાજે બોલ્યો "વડીલ ! આપને દુ:ખ દેવામાં મેં કઈ બાકી રાખ્યું નથી. મારા અપરાધોની કોઇ સીમા નથી દુરાચારથી ગંધાઇ ઉઠેલા આ જીવનમાં હવે મને કશો રસ નથી. આવા મડદાળ જીવનનો ભાર હવે હું ઉપાડી શકુ તેમ પણ નથી. માટે મારા અપરાધો માફ કરીને તમે મારો પરલોક સુધરે એવી આરાધના કરાવો. આ ભવને તો મેં અવળચ હાએ અધર્માચરણથી નિરર્થક વેડફી નાંખ્યો છે અને તેનો અપાર પસ્તાવો હવે મને થાય છે. પણ વીતી વાતો પર વ્યર્થ આંસુ વહાવીને સમય બગાડવા કરતાં વધુ મોડું થાય તે પહેલા આપ મને અંતિમ પળની આરાધના કરાવો. કારણ કે શસ્ત્રનો ઘા ખૂબ ઊંડો છે. એટલે હું બચવાનો નથી.

પોતાના ભાઇનુ માથુ ખોળામા લઈ તેના કપાળે હાથ ફેરવતાં ઋષભદત્ત બોલ્યો કે ભાઇ અંત વખતે પણ તારા વિચારોમા થયેલ ફેરફારથી મને અનહદ આનંદ થયો છે. પરભવ સુધારવાની તારી વાત તારી જાગૃતિની નિશાની છે જિનદાસના શ્વાસની ગતિમાં ફેરફાર જણાતાં ઋષભદત્તનું

હૃદય ઢીલું પડી ગયું. પણ પોતાના ભાઇનો પરભવ સુધારવાની વાત યાદ કરીને તેણે પુનઃ સ્વસ્થતા હાંસલ કરી લીધી અને જિનદાસને બરાબર સંભળાય તે રીતે આરાધનાની મંગળવાણી શરૂ કરતાં તેઓ બોલ્યા કે–

હે ભાઈ! તું દુષ્કૃત માત્રની નિંદાકર પાપનો હૃદયપૂર્વક પશ્ચાતાપ કર. સ્વપરના સુકૃતની અનુમોદના કર. અને આગારી પચ્ચક્ખાણ કરી લે. ભવ વનમાં ભટકતા જીવને સાચું શરણું એક માત્ર શ્રી નવકારનું છે. ભાઇ તારા મનને આ દુનિયાના તમામ પદાર્થોમાંથી ખેંચી લઇ શ્રી અરિહંત પરમાત્મા સાથે જોડી દે. શ્રી સિદ્ધ પરમાત્માના નિર્મળ સ્વરૂપમાં એકાકાર કર. પૂ. આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ ભગવંતોના ધર્મની અનુમોદના કર. ધર્મપિતા શ્રી અરિહંત પરમાત્માને ભજવાથી તને ત્રણેય કાળમાં થતા, થયેલા તેમજ થનારા ધર્મનો મહાન લાભ થશે. સમતા ન છોડીશ. નાશ પામનારા શરીરમાં પણ મૂચ્છા ન રાખીશ. શ્વાસનો વેગ વધુ ઝડપી બનતાં ઋષભદત્તે તેને અનશન ઉચ્ચરાવ્યું અને છેલ્લી ક્ષણ સુધી શ્રી અરિહંતમાં તેનું ધ્યાન ટકાવી રાખ્યું.

અંતિમ કાળની આ અનુપમ આરાધનામાં પોતાનો ઉપયોગ ટકાવી રાખીને જિનદાસ સમાધિમરણને વર્યો અને આ જંબુદ્વીપનો અધિપતિ–અધિષ્ઠાયક મહાન ઋદ્ધિવાળો અનાદૃત નામે દેવ થયો.

અહો! પતિતને પણ ઉદ્ધારવાની કેવી અચિન્ત્ય શક્તિ ધર્મમાં છે! ભાવપૂર્વકનો એક ક્ષણવારનો પણ ધર્મ કેવો અચિન્ત્ય ફલદાઈ બને છે તે વાત આ દૃષ્ટાંતથી સ્પષ્ટ થાય છે

કહેવાનો સાર એ છે કે, વિકરાળ શાની પશુઓ કરતાં પણ અધિક વિકરાળ એવાં જુગાર, દારૂ આદિ વ્યસનોમાં ફસી જઈને પોતાના જીવનને દુર્ગંધ મારતી ગટર જેવુ બનાવી ચૂકેલો માનવી પણ જો મરણ પૂર્વે સમજતા ઘરમાં આવીને પોતાના તે પાપાચરણ પર હાર્દિક પશ્ચાતાપના ઉના આંસુ વહાવે છે, તેમજ જાગ્યા ત્યાંથી સવાર ગણીને શ્રી પંચ પરમેષ્ઠિ નમસ્કારના ખોળામાં માથું મૂકી દે છે તો તે જરૂર સદ્‌ગતિને વરે છે. કારણકે અંતે "જેવી મતિ તેવી ગતિ." અને મતિની ગતિને યથાર્થ દિશામાં વાળવાનું જે સામર્થ્ય શ્રી નવકારમાં છે તેનો જગતમાં કોઈ જોટો નથી. માટે આપણે સહુ પણ શુદ્ધ ભાવે શ્રી નવકાર સમર્પિત થઈને સંસાર મુક્ત થવાનુ સામર્થ્ય પ્રગટાવીએ.



# ૩૪ અજ્ઞાનનો અંધાપો

અંધકાર અનેક જાતના હોય છે, પણ તે બધામાં અજ્ઞાનરૂપી અંધકાર ઘણો જ ભયાનક છે. આંખોથી જોઇ શકનારો મનુષ્ય પણ જો અજ્ઞાની હોય તો તાત્ત્વિક રીતે તે આંધળો જ છે. કોઈ દેખતા માણસની આંગળી ઝાલ્યા સિવાય જેમ આંધળો માણસ સાચા રસ્તે ચઢી શકતો નથી તેમ અજ્ઞાન માણસ કોઇ યથાર્થ જ્ઞાનવંત મહાત્માની દોરવણી સિવાય જીવનને સાચા રાહ પર લઇ જવા સમર્થ થઇ શકતો નથી. આ મુદ્દાની મનનીય સ્પષ્ટતા આ દૃષ્ટાન્તમાં જાણવા મળશે.

---

એક મોટી નગરી હતી. તેમાં અનેક શ્રીમંત માણુસો રહેતા હતા. એક રાતે કેટલાક ચોરો એક શ્રીમંતના ઘરમાં પેઠા. શ્રીમંત ભર ઉંઘમાં હતો, છતાં તે જાગી ન જાય તે ગણત્રીએ ચોરોએ તેના નાક આગળ કેફી પદાર્થ ધર્યો. એ પદાર્થની કેફી સુગંધ શ્વાસ વડે તેના શરીરમાં ગઇ એટલે તે બેભાન બની ગયો પછી ચોરોએ તેને બરાબર બાંધી દીધો. અને પછી ગાંધારથી બહુ દૂર આવેલા ભયંકર જંગલમાં તેને એક ખાડામાં નાંખી દીધો. બીજે દિવસે કેફ ઉતરતાં તે ભાનમાં આવ્યો ભાન આવતાં તેણે મદદ માટે બૂમો પાડી. ત્રણ–ચાર કલાક પછી ત્યાંથી એક દયાળુ મુસાફર નીકળ્યો. તેણે પ્રથમ તેને ખાડામાંથી બહાર કાઢી તેની આંખ પરના પાટા છોડયા અને પછી હાથ–પગનાં બંધનો છોડી નાખ્યાં. બંધનો છૂટી જતાં નિરાંતનો શ્વાસ લેતાં તેણે

પ્રવાસીને કહ્યું કે, હું અમુક નગરીનો વતની છું. મને બેશુદ્ધ બનાવી, આંખે પાટા બાંધી ચોરો અહીં ખાડામાં મૂકી ગયા છે. હવે મારે મારા સાચા વતન સિદ્ધપુરમાં મારે જવુ છે. તો આપ રસ્તો બતાવો દયા લાવીને પ્રવાસીએ તેને સિદ્ધપુર સુધીનો રસ્તો બતાવ્યો અને રસ્તે ચાલીને સિદ્ધ પુર સ્થાને પહોંચી ગયો

અહીં સિદ્ધપુર નગરી તે મોક્ષસ્થાન સમજવુ શ્રીમત માણુસ તે જીવ સમજવો તેને વિષયોરૂપી ચોરોએ અજ્ઞાનરૂપી પાટા બાંધી, દેહ ભાવરૂપી ભયંકર જ ગલમાં મિથ્યાત્વ રૂપી ઊંડા ખાડામાં નાંખી દીધો હતો. પૂર્વ પુણ્યના ઉદયે તે જ ગલમાં તેને દયાળુ પ્રવાસીરૂપી જ્ઞાની મહાત્માનો યોગ થયો તે જીવ તેમના શરણે ગયો તો એના બંધનો તૂટી ગયાં અને તેમણે બતાવેલા રત્નત્રયીરૂપ ધર્મના માર્ગ ઉપર મક્કમતાપૂર્વક ચાલતો-ચાલતો પોતાના નિશ્ચલ વતન સિદ્ધપુર નગરીમાં પહોંચી ગયો

આ દૃષ્ટાંત આપણને એમ કહે છે કે, સાચા ગુરૂને શરણે જવાથી જ મનુષ્ય કલ્યાણ સાધી શકે છે. જે પોતેજ બ ધા યેલો હોય તે બીજાના બંધનો ન કાપી શકે. બંધન મુક્ત થવા માટે બધન મુક્ત-માનવીની મદદ લેવી પડે આપણે વિષય, કષાય, મોહ અને અજ્ઞાનના બંધનમાં છીએ. જેમના આ સર્વ બંધનો છૂટી ગયાં છે એ પરમાત્માની આજ્ઞા પ્રમાણે સર્વથા બ ધનમુક્ત થવા માટે અપ્રમત્તપણે ધર્મની આરાધના કરતાં પચ મહાવ્રતધારી મહાત્માઓના ઉપદેશ પ્રમાણે જીવન શરૂ કરી આપણે બ ધનોથી મુક્ત થઈ શકીએ

દેહને આત્મા સમજવારૂપ અજ્ઞાનમાં આપણે જીવીએ છીએ. એટલે દેહ ખાતર આત્માને ડુભવવામાં તથા આત્માને પાપકર્મો વડે લેપવામાં આપણે ગભરાતા નથી.

આપણું આ અજ્ઞાન આપણને ચાર ગતિના ચક્કરાવામાં ભયંકર રીતે રડાવી રહ્યું છે. તેમ છતાં આપણને તેનો રંજ નથી. 'મને બચાવોની' બૂમ આપણે પાડતા નથી. અને મુક્તિથી વધુને વધુ દૂર ઘસડાતા જઈએ છીએ.

જ્ઞાની ગુરૂના વચનમાં શ્રદ્ધા મૂકી, તે શ્રદ્ધા મુજબ આપણે જીવન જીવતા થઈશું તો જરૂર મુક્તિના અધિકારી બની શકીશું.

અજ્ઞાનનો અંધાપો ખૂબજ ભયંકર છે. ભવ વનમાં તે ભયંકર રીતે ભટકાવનારો છે. વિષયોના ગુલામ બનાવનારો છે. ઉલ્ટા માર્ગે અથડાવનારો છે. અજ્ઞાન વશ જીવ પોતાની કલ્પના મુજબ સ્વતંત્રપણે મુક્તિ માટે જેટલા પ્રયત્નો કરે છે તે બધા પ્રયત્નોથી પણ તેનાં બંધનો તૂટતા નથી પણ ઉલટા વધુ મજબૂત જ બને છે.

શ્રી જિનાજ્ઞા મુજબ જીવન-જીવતા ગુરૂની આજ્ઞાનો દીવો દિલમાં પેટાવીને આપણને સૌ દેહભાવરૂપી દુર્ગમ અટવી ઓળંગીને મુક્તિની દિશામાં સતત પણે આગળ વધતા રહીએ એમાં જ આપણું સર્વ શ્રેષ્ઠ સાચું કલ્યાણ સમાયેલું છે.



# ૩૫ દૃષ્ટિ તેવી સૃષ્ટિ

એકની એક વસ્તુ યા વ્યક્તિને માટે જ્યારે એમ પૂછવામા આવે છે કે તે કેવી છે, ત્યારે તે વ્યક્તિ તથા વસ્તુને માટે દરેકના જવાબ મોટે ભાગે જુદા–જુદા મળશે. આ ભિન્નતાનું કારણ, દરેક માણસની દૃષ્ટિ ભિન્ન હોય છે તે છે આ વિષયની માર્મિક છણાવટ નાનકડા આ પ્રસંગમા છે

હસ્તિનાપુરની રાજસભા હેકડેઠઠ ભરાઈ હતી રાજગુરૂએ ઉભા થઇને સભામાંથી દુર્ગુણીને શોધી કાઢવાનુ કામ યુધિષ્ઠિરને સોંપ્યુ. યુધિષ્ઠિરે ઉભા થઇને પ્રત્યેક સભાજન પર નજર નાંખી, પણ તે પ્રત્યેકમાં તેમને કોઇને કોઇ ગુણ દેખાયો. એટલે તેમણે રાજગુરૂને કહ્યુ કે, આ સભામા બધા સદ્‌ગુણી છે.

પછી રાજગુરૂએ આ કામ દુર્યોધનને સોંપ્યુ. એણે પણ ઉભા થઇને સભાજનો પર નજર ફેરવી તો દરેકમાં કોઇને કોઈ દુર્ગુણ એને દેખાયો. એણે કહ્યુ કે, આ સભામાં કોઈ સદ્‌ગુણી મને દેખાતો નથી

સારાંશ એ છે કે, એના એ જ સભાજનો યુધિષ્ઠિરને સદ્‌ગુણી દેખાયા, જ્યારે દુર્યોધનને દુર્ગુણી દેખાયા

આમાં પાયાનો દોષ જોનારની દૃષ્ટિનો જ ગણાય. યુધિષ્ઠિર ગુણગ્રાહી સ્વભાવના હતા એટલે તેમણે દરેકમાં રહેલા

ગુણને જ મુખ્ય કર્યો. દુર્યોધન દોષદષ્ટિને વરેલો હતો. એણે અનેક ગુણોવાળા માણસના ગુણોને જોવાને બદલે તેનામાં રહી ગએલા નાનકડા દોષને જ મુખ્ય બનાવ્યો.

દર્પણ પોતે જેટલો સ્વચ્છ હોય છે તેટલું જ પ્રતિબિંબ સ્પષ્ટ પડે છે. જેના દિલનું દર્પણ સ્વચ્છ હોય તે માનવીને કાળા વાદળની રૂપેરી કોર પહેલી દેખાય અને જેનું દિલ મલિન હોય તેને તો માત્ર વાદળની કાળાશ જ નજરે ચઢે.

જેવા રંગનાં ચશ્માના કાચથી જોઇએ એવા રંગની દુનિયા દેખાય. કાચ કાળો હોય તો ધોળી દુનિયા પણ કાળી દેખાય. કાચ ચોક્ખો હોય તો દર્શન ચોક્ખું થાય.

એક શ્રી વીતરાગ સર્વજ્ઞ પરમાત્મા સિવાય જગતના તમામ જીવો ગુણ અને દોષ બન્નેથી યુક્ત હોય છે. તેમાં ગુણદૃષ્ટિ વાળાને બીજામાં રહેલા ગુણ દેખાય છે. અને દોષદૃષ્ટિ વાળાને બીજામાં રહેલા દોષો દેખાય છે. ગુણ દૃષ્ટિ વાળો બીજાના દોષને ગૌણ કરે છે અને ગુણને મુખ્ય કરે છે. દોષદૃષ્ટિ વાળો બીજામાં રહેલા ગુણને ગૌણ કરે છે. અને દોષને મુખ્ય કરે છે. આ બન્ને પદ્ધતિઓ છે. એ બન્ને પદ્ધતિઓમાંથી જે ગુણને દેખે છે તે ગુણથી સમૃદ્ધ બને છે. અને જે દોષને જ દેખે છે તે દોષથી સમૃદ્ધ બને છે. પાણીનો ગ્લાસ અડધો ભર્યો હોય તેમાંથી બે વિકલ્પો ઉત્પન્ન થઇ શકે એક કહે કે પ્યાલો અડધો ભરેલો છે. અને બીજો કહે કે પ્યાલો અડધો ખાલી છે. બન્નેનું વક્તવ્ય સત્ય હોવા છતાં જેની દૃષ્ટિ ખાલીપણા ઉપર છે અને

ખાલીપણાને જ મુખ્ય બનાવે છે, તેના કરતાં જેની દૃષ્ટિ ભરેલાપણા ઉપર છે અને ભરેલાપણાને મુખ્ય બનાવે છે તે જીતમાં રહે છે પૂર્ણ પુરૂષો જગતને પણ પૂર્ણતાથી જુએ છે. અને તેથી જ સામાન્ય જીવોને પણ તેઓ હે મહાનુભાવો! કહીને સંબોધે છે.

## સાત પ્રકારના દુર્લભ પુરૂષો.

૧ પોતે નિર્ધન હોવા છતાં પણ પરદ્રવ્યને અડે નહિ.
૨ ભરયુવાનીમાં પણ ઇંદ્રિયોની તાબેદારી સ્વીકારે નહિ
૩ સ્વાર્થ સધાય તેમ હોવા છતાં જૂઠું બોલે નહિ
૪ પાસે અઢળક ધન હોવા છતાં અભિમાન કરે નહિ
૫ દાન દેવા છતાં કીર્તિની લેશ પણ કામના કરે નહિ.
૬ પોતે શક્તિશાળી હોવા છતાં બીજાઓ તરફ ગુસ્સે થાય નહિ.
૭ પારકાની ખાનગી વાત જાણવા છતાં બીજા કોઇને કહે નહિ

આવા પુરૂષો ખરેખર દુર્લભ છે

# ૩૬ વાણીનો વિવેક

"કાણાને કાણા નવિ કહીએ, કડવાં લાગે વેણ,
હળવે રહીને પૂછીએ, ભાઈ! શેણે ગૂમાવ્યાં નેણ?"

એક્નો એક શબ્દ બાણ બનીને સામી વ્યક્તિના હૃદયમાં પેસી જાય છે, જ્યારે એજ શબ્દ જો વિવેકપૂર્વક બોલાય, તો સામી વ્યક્તિના હૃદયમાં શાન્તિનાં ફૂલનું કામ કરે છે. વાણી જો વિવેક પૂર્વક બોલાયતો દુનિયામાંથી ઘણા અનર્થો ઓછા થઈ જાય.

વાણી તો પાણી જેવી છે. જો એનો સદુપયોગ થાય તો તારક બને દુરૂપયોગ થાય તો મારક બને.

આ મુદ્દાની સરસ છણાવટ આ દૃષ્ટાન્તમાં છે.

એક નગરપતિને સ્વપ્ન આવ્યું કે એના દાંતની આખી બત્રીસી પડી ગઇ. એ બોખો થઇ ગયો. ઝબકીને તે જાગ્યો, અને વિચારવા લાગ્યો કે યુવાનીમાં દાંત પડી જાય તો મુખ-કમળની શોભા કરમાઈ જાય. અકાળે ઘડપણ આવીને ઉભું રહે. એ રીતે ચિંતામાં તેણે રાત પૂરી કરીને સવારે જોષીઓને બોલાવ્યા. અને પોતાને આવેલા સ્વપ્નનું ફળ પૂછયું.

આ જોષીઓમાં બે જોષી, ભૂત-ભવિષ્યને ભાખવામાં ઘણા સમર્થ ગણાતા હતા. તે પૈકી એકે નગરપતિને કહ્યું, કે આપનું સ્વપ્ન ખરાબ છે. અશુભ સૂચક છે. ભવિષ્ય-કથનની

સ્પષ્ટતા કરતાં એ બોલ્યો કે આપની બત્રીસી પડી ગઇ એનો ફળાદેશ એ છે કે આપની હાજરીમાં આપનું આખું કુટુંબ મરણ ને શરણ થશે જોષીનાં આ સ્પષ્ટ ભવિષ્ય-કથનથી નગરપતિ શોકાતુર બની ગયા તેમનો ચહેરો નિસ્તેજ બની ગયો.

જ્યારે બીજા જોષીને પૂછતા એણે કહ્યું કે, આપને આવેલા સ્વપ્ન પર વિચાર કરીને, આવતી કાલે સવારે હું ફળાદેશ જણાવીશ.

નગરપતિ બેચેન હતા. બીજા દિવસની પ્રતિક્ષામાં ન તેમણે ખાધુ, ન નિરાતે ઉંઘ કરી. કારણ કે કોઈ માણસ પોતાનું અમંગળ ઇચ્છતો હોતો નથી.

બીજે દિવસે સવારે વિદ્વાન જ્યોતિષી આવી પહોંચ્યા. તેમનું ભવિષ્ય કથન સાંભળવા માટે નગરપતિ ખૂબજ આતુર હતા ઊંડો વિચાર કરીને જ્યોતિષી બોલ્યા કે આપનું સ્વપ્ન અશુભ સૂચક નથી બલ્કે આપના દીર્ઘાયુષ્યનું સૂચક છે આપના કોઈ કુટુંબીજનને આપનું મૃત્યુ જોવાનો માઠો પ્રસંગ નહિ આવે અર્થાત્ આપનું સ્વપ્ન આપનું દીર્ઘાયુષ્ય જ સૂચવે છે. અને તેથી તે શુભસૂચક છે.

આ ફળાદેશથી નગરપતિ પ્રસન્ન થયા. જ્યોતિષીને તેમણે સુંદર ઈનામ આપ્યું. અને પોતે ચિંતામુક્ત થઈને આનંદથી જીવવા લાગ્યા.

બંને જોષીઓનું ભવિષ્ય- કથન એક સરખું જ હતું. છતાં પહેલાનું કથન નગરપતિને કડવું લાગ્યું. અને બીજાનું કથન ગમ્યું, મીઠું લાગ્યું. કારણ કે પહેલાની રજુઆત નકારાત્મક હતી. બીજાની રજુઆત હકારાત્મક હતી. પહેલાએ કહ્યું કે તમારી હાજરીમાં તમારા બધા કુટુંબીજનો મૃત્યુ પામશે જ્યારે બીજાએ કુટુંબીજનોના મોતને આગળ રાખવાને બદલે નગરપતિના દીર્ઘાયુષ્યને આગળ રાખ્યું જો કે એનો પણ અર્થ તો એજ થાય છે કે નગરપતિ પહેલા એના કુટુંબીજનો મૃત્યુ પામશે. પણ પહેલો જોષી પોતાના કથનમાં વિવેક ન મેળવી શક્યો. જ્યારે બીજાએ એની એ વાત વિવેકપૂર્વક રજુ કરી. માટે નગરપતિ ચિંતામુક્ત બન્યા.

કહેવાનું તાત્પર્ય એ છે કે આપણા રોજીંદા જીવન વ્યવહારમાં આપણે પણ બીજા જોષીની જેમ વિવેકપૂર્વક ભાષા પ્રયોગ કરનારા બનીએ અને ભાષાને હકારાત્મક ઢાળમાં ઢાળવા પ્રયત્ન કરીએ. તો અવશ્ય ઘણું સુંદર પરિણામ નીપજાવી શકીએ.

ગળપણ વગરનો ગોળ, ગોળ મટીને ખોળ બની જાય છે. અને માણસને ખાવાના કામમાં નથી આવતો તેમ વિવેક વગરની ભાષા પણ પથરા જેવી કઠોર બની જઈને અણગમાનું કારણ બને છે.

જો આપણે ઇચ્છતાં હોઇએ કે બધા માણસો આપણી સાથે વિવેકપુર્વકનો વાણી–વ્યવહાર રાખે, તો આપણી પણ એ ફરજ છે કે બધા માણસો સાથે આપણે પણ વિવેક પૂર્વકનો વાણી–વ્યવહાર રાખવો જોઇએ વાણીનો વિવેક એ દુશ્મનને પણ મિત્ર બનાવનારો બને છે વાણીનો અવિવેક મિત્રને પણ દુશ્મન બનાવનારો બની જાય છે

વાણીમા જો વિવેક ભળે છે તો જીવન સુરૂચિપૂર્ણ બને છે કટુતા ઓછી થાય છે, પરસ્પર સદ્ભાવ વધે છે અને માણસાઇને મોકળાશ મળે છે.

આપણી વાણી બીજા માટે શીતળ પાણીનુ કામ કરો !



## ૩૭ સત્કાર્યો અને આપણું મન

સળંગ ૩૦ દિવસ સુધી મનગમતાં ભોજન કર્યા પછી ૩૧માં દિવસે ઉપવાસ કે એકાસણું કરવાની વડીલોની વાત સાંભળીને આપણા મોં ઉપર ઉલ્લાસને બદલે ઉદાસીનતા છવાય જતી હોય તો આપણે વિચાર કરવો જોઈએ કે, તપની વાત સાંભળીને પાણીમાં બેસી જનાર મનને હવે આપણે પાઠ ભણાવવો જ પડશે. એક માત્ર તપની બાબતમાં જ નહિ, પરંતુ પ્રત્યેક સત્કર્મમાં મનનું વલણ મુખ્યત્વે અસહકારી જ હોય છે. આત્માના પક્ષે ઝૂકવાને બદલે, તે દેહના પક્ષે ઝૂકી જાય છે, આ દૃષ્ટાંત આ બાબતમાં સચોટ માર્ગદર્શન પૂરું પાડે છે.

---

એક હતો કુંભાર. ગધેડા પર માલ લાદીને એક ગામથી બીજે ગામ જવાનો એનો ધંધો. એણે એક વેપારીનું મીઠું એક ગામથી બીજે ગામ લઈ જવાનું કામ રાખ્યું. પોતાના ગધેડાં લઈને એ સામે ગામ ઉપડ્યો.

એ બે ગામ વચ્ચે એક નદી હતી. ગધેડા પર મીઠાની ગુણો લાદીને કુંભાર નદી કાંઠે આવી પહોંચ્યો. પણ લાકડી નાંખીને તપાસ કરતાં તેને માલમ પડ્યું કે પાણી ઘૂંટણભેર જ છે. એટલે તેણે ગધેડાંને પાણીમાં ઉતાર્યા. પાણીમાં એક જગ્યાએ ખાડો હતો. બીજા ગધેડાં તો હેમખેમ સામા કાંઠે પહોંચી ગયા. જ્યારે એક ગધેડાનો પગ આ ખાડામાં પડ્યો. આમ અચાનક પગ ખાડામાં પડવાથી પાણીમાં બેસી ગયો. એની પીઠ પરના કોથળાનું મીઠું પલળી ગયું. તેથી કેટલુંક પાણીમાં ઓગળી ગયું. પાણીમાંથી માંડ-માંડ ઉભા થતાં ગધેડાને લાગ્યું કે પોતાની પીઠ પરનો ભાર ઠીક-ઠીક પ્રમાણમાં ઓછો થઈ ગયો.

કુંભારે પણ આ જોયું પરંતુ એણે વિચાર્યું કે એમાં ગધેડાનો કોઇ વાંક નથી. અણધાર્યો ખાડો આવવાથી પડી ગયો અને મીઠું પલળીને ઓગળી ગયું.

એક ખેપ પૂરી કરીને કુભારે બીજી ખેપ શરુ કરી. સ્વાદ ચાખી ગયેલો ગધેડો બીજી ખેપ વખતે ઇરાદાપૂર્વક ખાડાના રસ્તે ચાલ્યો અને તેમા બેસી ગયો. એટલે તેનો ભાર ઓછો થઈ ગયો

એકનો એક ગધેડો બીજીવાર પણ એના એજ ખાડામાં પડયો, છતાં કુભારને ગધેડાની ચાલાકીની ગંધ ન આવી પણ ત્રીજી ખેપ વખતે કુંભારે એ ગધેડા ઉપર બરાબર નજર રાખી એટલે એને ખ્યાલ આવી ગયો કે, ગધેડો જાણી જોઇ ને જ આમ કરે છે.

ભાર-ચોર ગધેડાને પાઠ ભણાવવા માટે કુભારે ચોથી ખેપમા તેની પીઠ પર મીઠાની ગુણોને બદલે કપાસના બોરા લાદ્યા. આ ભાર ગધેડાને ઓછો લાગ્યો. તેણે વિચાર્યું, કે દુનિયા ભલે મને 'ગધેડો' કહે, પણ ચાલાકીમાં હુ માણસ નેય ટપી ગયો. એકવાર આકસ્મિત રીતે અને બેવાર જાણી જોઇને મે પાણીમાં બેસી જઈને મારો ભાર ઓછો કરી નાખ્યો છતાં મારો માલિક-કુંભાર મારી ચાલાકી પકડી ન શકયો. અને આ વખતે તો એણે પોતેજ મારી ચાલાકીની કદરરુપે મારી પીઠ પર ઓછો ભાર લાદ્યો

આમ વિચારતો ગધેડો નદીમાં ઊતરીને ઝડપથી પેલા ખાડામા બેસી ગયો. તેની પીઠ પરનો કપાસ પલળી ગયો.

પલળવાથી કપાસનો ભાર ઘણો વધી ગયો. ગધેડો ઉભો થઈ ચાલવા ગયો. તો તેના પગ એકી બેકી ગણવા માંડયા. કુંભાર આ બધો ખેલ જોઈજ રહ્યો હતો. તેણે ગધેડાને ડંડા મારીને ચાલવાની ફરજ પાડી. ગધેડાને ચાલાકી ભારે પડી ગઈ, તે-ભાર-ચોરીની ખોડ ભૂલી ગયો.

આ દૃષ્ટાંતનો સાર એ છે કે, ગધેડાએ સ્વેચ્છાપૂર્વક મીઠું ઉપાડવામાં ગલ્લાં-તલ્લાં કર્યાં તેમજ બદમાસી કરીને પાણીમાં બેસી ગયું તેમ માનવ-મન પણ જ્ઞાન, ધ્યાન, તપ-જપ-સેવા, સ્વાધ્યાય, વિનય, વૈયાવચ્ચ આદિ સત્કર્મોનો ભાર વહન કરવાનો પ્રસંગ આવે છે, ત્યારે મોજ મઝા રુપી પાણીમાં બેસી જાય છે. તેમજ ગધેડાની જેમ બદમાસી કરીને જુદાં જુદાં બહાનાં કાઢીને પણ તે ભારમાંથી છટકી જાય છે. કુંભારે ગધેડાને ડંડા મારીને સીધું કર્યું, તેમ આપણે મનને વિવેક રૂપી ડંડાના પ્રહારો વડે સીધું દોર તેમજ કહ્યાગરૂં બનાવવું જોઈએ જો મન કહ્યાગરૂ બની જશે તો તનની મજાલ નથી કે એ એક દોરા-વા પણ આડું ફંટાઈ શકે.

ગધેડાને-ભાર-ચોર કહીને નિંદવા કરતાં આપણે સહુ આપણી જાતને તપાસીએ અને ભાગેડું વૃત્તિ છોડીને, સત્કાર્યોનો બોજ સ્વેચ્છાપૂર્વક વહન કરીને માનવ જીવનને અજવાળીએ એમાંજ આપણું સાચું હિત છે. નહિતર કર્મ-કુંભારના ડંડાનો માર આપણને સમજુ બનાવવાની ફરજ પાડશે.

પણ તેજીને ટકોરો જ બસ ગણાય ડફણા તો 'ગધેડા' ને જ હોય

# ૩૮ શુદ્ધિનો શ્રેષ્ઠ ઉપાય

શરીરને ગમે તેટલુ સાચવો, ગમે તેટલું ખવરાવો, પીવરાવો, ગમે તેટલુ ચોકખુ રાખો પરંતુ તેનો સ્વભાવ એવો છે કે બીજે દિવસે ઉંઘ, આહાર, સ્નાન, આરામ વગેરે માટે બૂમો પાડવા માંડશે ભલે સાબુ ચોળીને સ્નાન કરો કે બીજા સુગંધી પદાર્થો ઘસી ઘસીને સાફ કરો છતા શરીરમા બીજે દિવસે દુર્ગંધ આદિનો અનુભવ થશે જ શરીરનો આ સ્વભાવ બદલવા માટે શુ કરવું જોઇએ તે આ દૃષ્ટાંત સમજાવે છે

---

એક ગામમાં કરમશી નામે સુખી એક પટેલ રહેતા હતા એક સારા પ્રસંગે રાજ્યની રાજધાનીમાં દરબાર ભરવાનું નક્કી થતાં તેમાં હાજર રહેવાનું પટેલને 'આમંત્રણ મળ્યુ બગલાની પાંખ જેવું ઉજળું ધોતિયું અને અંગરખુ પહેરીને પટેલ દરબારમાં ગયા. દરબારમાં જવાના ઉત્સાહમાં પટેલના અંગરખાની એક બાંય પર કોલસાનો એક ડાઘ લાગી ગયો, તે તેમના ધ્યાનમાં ન આવ્યો. પણ પટેલ દરબાર ખંડમાં જેવા દાખલ થયા કે તરત જ ત્યા ઉભેલા સ્વાગત મંત્રીએ તે ડાઘ તરફ તેમનું ધ્યાન ખેંચીને મીઠો ઠપકો આપ્યો ત્યારે જ તેમને ખ્યાલ આવ્યો કે ઉતાવળમાં આ કાળો ડાઘ પડી ગયો લાગે છે અને આવા શુભ પ્રસંગે કાળા ડાઘવાળાં કપડા પહેરીને આવવું તે ઉચિત નહિ અને તે માટે જ સ્વાગત મંત્રીએ કરેલી મીઠી ટકોર તેમને વ્યાજબી લાગી અને કોલસા તરફ તેને તિરસ્કાર થયો.

ઘેર પાછા ફરીને તરત તેણે પોતાના ત્રણ–ચાર મળતી-આઓને ભેગા કર્યા અને કહ્યું કે, ૫૦૦–૭૦૦ રૂપિયાનું ખર્ચ થઈ જાય તેનો વાંધો નહિ, પણ ગામમાં જેટલા કોલસા હોય તે બધાને ધોઇને ધોળા રૂ જેવા બનાવી દો. એક મળતીઆએ કહ્યું કે, ભલે એમ કરીશું. પછી બીજે દિવસે તેણે સાબુ મંગાવ્યો, મોટા એક કુવા ઉપર બે કોશ ચાલુ કરાવ્યા, ગામના બધા કોલસા ધોવાનું કામ જોર-શોરથી શરૂ કર્યું. ઠેર ઠેર કોલસાનું કાળું પાણી ફેલાઇ ગયું, સાંજ સુધીમાં બધા કોલસા ધોવાઈ ગયા. પણ તેનો કાળો રંગ તો ન જ બદલાણો. કોલસા કાળાને કાળા જ રહ્યા. એટલું જ નહિ પણ આજુ બાજુના પ્રદેશને પણ કાળો બનાવી દીધો.

આથી પટેલ અને તેના સોબતીઓ કંટાળી ગયા, એવામાં એક ડાહ્યો મુસાફર તે ગામમાં આવી ચઢયો, સઘળી હકીકત તેના જાણવામાં આવી, રાતે તે કરમશી પટેલ પાસે ગયો અને કહ્યું કે, કોલસાને ધોળા હું કરી આપું. કોલસા ધોળા કેમ કરવા તેનો કસબ હું જાણું છું, પણ તમારે મને મહેનતાણાના પાંચસો રૂપિયા આપવા પડશે. પટેલ મહેનતાણું આપવા કબૂલ થયા, એટલે મુસાફરે કોલસા ધોળા કરવાનું કામ શરૂ કર્યું. મજુરોની મદદથી તેણે ભીના થઇ ગયેલા કોલસાને સૂકવ્યા, પછી સૂકા લાકડાં અને છાણાં મંગાવ્યા. ત્યાર પછી સપ્રમાણ એક ખાડો ખોદાવીને તેમાં લાકડા છાણાંનો એક થર પાથર્યો, તેના ઉપર કોલસાનો એક થર કર્યો. આ ક્રમે તેણે બધા કોલસા ખાડામાં પાથરી

દીધા. પછી તેને આગ ચાંપી. ધીમે ધીમે આગ ચારે તરફ બરાબર ફેલાઇ જતા બધા કોયલા બળીને ધોળા થઇ ગયા અર્થાત્ કોલસાની રાખ બની ગઈ, તે રાખનો રંગ કોલસા જેવો કાળો નહિ, પણ રૂ જેવો ધોળો હતો તે જોઇને પટેલ તો ખુશ-ખુશ થઇ ગયા

આ દૃષ્ટાંતનો સાર એ છે કે સાબુથી કોલસા ધોળા ન થયા પણ અગ્નિમા નાખવાથી તેમની કાળાશ ઉડી ગઇ. તેમ દેહની મલિનતા વગેરે સો મણ સાબુથી સ્નાન કરવા છતાં મલિનતાનું મૂળ કારણ જ પાપવૃત્તિ છે તે તો નાબૂદ થતી જ નથી એની શુદ્ધિનો સાચો ઇલાજ તપ-જપ અને સયમરૂપી ત્રિવેણી સંગમમા દરરોજ ભાવપૂર્વક સ્નાન કરવુ તે છે.

તપ એ એક એવો અગ્નિ છે કે આત્મામાં રહેલી ગમે તેવી મલિનતાને દૂર કરીને તે આત્માની સાથો સાથ દેહને પણ વિશુદ્ધ બનાવી દે છે

માટે જ તો પચ મહાવ્રતધારી મહાત્મા પુરૂષો પ્રતિક્ષણે જરા પણ આંતરૂ પડવા દીધા સિવાય તપ-જપ અને સંયમના ત્રિવેણી સગમમા અપૂર્વ ઉલ્લાસપૂર્વક મહાલતા હોય છે

આપણે આજે માત્ર શરીરની બાહ્ય શુદ્ધિ અને ટાપટીપ માં જ પડી ગયા છીએ પરતુ આત્માની શુદ્ધિ વિચારતા નથી. મનુષ્યોને બાહ્ય શુદ્ધિ જેટલી ઉપયોગી છે તેના કરતા આત્મિક શુદ્ધિની વિશેષ જરૂર છે બાહ્ય શુદ્ધિ પણ આત્મ

શુદ્ધિની લક્ષ્યપૂર્વકની હોય તો જ ઉપકારી બને છે પરંતુ આત્મશુદ્ધિની લક્ષ્ય વિનાની કેવળ બાહ્ય શુદ્ધિથી આત્માનું કલ્યાણ થતું નથી. અંદરથી કડવી તુંબડીને બહારથી ગમે તેટલું સ્નાન કરાવવામાં આવે તો પણ તેથી કોઈ અર્થ સરતો નથી. અંતરની કડવાશ જાય તો જ લાભ થાય. તેમ આત્માની મલિનતા દૂર કરવા પ્રયત્ન કરવો જોઈએ. બહાર ની બધી મલિનતાનું મૂળ આત્માની અશુદ્ધિમાં છે એ કદી પણ ભૂલવા જેવું નથી. અંદરનો મળ ટળે તો જ બહારનો મળ ટળે. આત્માને શુદ્ધ કરવાના યથાર્થ પ્રયત્નો કરતા રહીશું તો સઘળા પ્રકારની મલિનતાનો મુંઝવતો પ્રશ્ન સદાને માટે હલ કરી શકીશું. આત્માની શુદ્ધિ સિવાયની કેવળ બાહ્ય શુદ્ધિ તો પાયા વિનાના મકાન જેવી છે. આત્મ શુદ્ધિનો સર્વશ્રેષ્ઠ ઉપાય તપ, જપ અને સંયમરૂપ ત્રિવેણી છે. તે અજમાવીને આપણે પણ અનેક પ્રકારની મલિનતા-માંથી કાયમને માટે "મુક્ત" બનીએ.



# ૩૯ ડોસી માની સોય

જે વસ્તુ જ્યા ખોવાણી હોય, ત્યા જ તેની શોધ કરવી જોઇએ તો તે શોધ મોડી-વહેલી પણ સફળ થાય ખોવાઈ ગયેલા પોતાના શાશ્વત સુખની શોધ માટે દુનિયાના લગભગ બધા જીવો, જ્યા શોધ કરવી જોઇએ ત્યા શોધ કરતા નથી અને જ્યા ન કરવી જોઈએ ત્યા શોધ કરીને વધું દુ ખી થઈ રહ્યા છે.

પ્રેરક તેમજ ઉપકારક આ દૃષ્ટાત શાશ્વત સુખની સાચી શોધનો સાચો માર્ગ ચીંધે છે.

---

પોતાના મહોલ્લામાં ડાહ્યા ગણાતા એક ડોસીમા એક વખત સાજે ઘરકામથી પરવારીને પોતાના વસ્ત્રને થીગડુ મારવા બેઠા સાંજ ઢળવા થઇ એટલે ડોસીમા સોયમાં પરોવેલો હતો એ દોરો પૂરો કરીને ઉભા થયા દોરા વગરની સોય હાથમાં લઇને ઘરના હાટીઆમા મૂકવા ગયા. તેવામા સોય તેમના હાથમાંથી સરકી ગઈ નીચા વળીને ડોસીમાએ એટલામાં સોયની શોધ કરી ખરી પણ ઘરમા અ ધારૂ હતુ, એટલે સોય નજરે ન પડી

ડોસીમાં મુઝાયાં બહાર નજરે કરી તો રસ્તા પર સુધરાઇનો દીવો જળતો હતો માજીને લાગ્યુ કે અજવાળામા શોધીશ તો સોય જડી જશે

એટલે એ ડાહ્યા ગણતાં માજી ઘરમા ખોવાયેલી સોય શોધવા માટે રસ્તા પર આવ્યા નીચા વળીને રસ્તાની ધૂળમા હાથ ફેરવવા માંડ્યાં આડોશ-પાડોશના ચાર-પાચ ભાઇ બહેનો પણ સોય શોધવામાં તેમની સાથે જોડાયા ૧૦-૧૫

મિનિટની મહેનત પછી સોય ન મળી એટલે એક ભાઇએ પૂછ્યું, "માજી! તમારી સોય ખરેખર ક્યાં પડી ગઇ છે તેનો ખ્યાલ તો તમને છે ને? પછી એવું ન બને કે, સોય પડી ગઇ બીજે અને આપણે અહીં ફોગટની મહેનત કર્યા કરીએ." એટલે માજીએ કહ્યું કે, ભાઈ, સોય ખોવાઇ ગઇ છે તો ઘરમાં પણ ત્યાં અંધારૂં છે એટલે મને થયું કે સુથ રાઇના આ દીવાના અજવાળામાં શોધવાથી સોય જડી જશે.

માજીની વાત સાંભળીને સહુ હસી પડ્યા. એવામાં પાડોશનો એક સમજુ માણસ ત્યાં આવી પહોંચ્યો અને સઘળી હકીકત જાણ્યા પછી માજીને કહેવા લાગ્યો કે, ઘરમાં અંધારૂં છે તો દીવો પેટાવીને અજવાળું કરો. ઘરમાં ખોવાયેલી સોય બહાર શોધવાનો અર્થ શો? આતો વધુ પરેશાન થવાનો રસ્તો ગણાય. બહારનું અજવાળું ઘરમાં ખોવાઈ ગયેલી સોય શોધી કાઢવામાં જરા પણ સહાયક નહિ થાય. માટે મારી વાત માનીને તમે ઘરમાં પાછા ફરો, દિવો પેટાવો અને જે જગ્યાએ સોય પડી ગઇ હોય. ત્યાં બરાબર તપાસ કરો. મને ખાત્રી છે કે આમ કરવાથી તમારી સોય જરૂર તમને જડી જશે.

આ ડાહ્યા માણસની શિખામણ ધ્યાનમાં લઇને માજી પોતાના ઘરમાં પાછા ગયા. ત્યાં દીવો પેટાવીને અંધારૂં દૂર કર્યું. પછી સોયની શોધ આદરી તો તેમાં તે સફળ થયાં.

ઉપર-ઉપરથી સામાન્ય જણાતું આ દૃષ્ટાંત ખૂબજ માર્મિક તેમજ ઉપકારક છે.

આ માજી જેવી જ હાલત, આ દુનિયાના મોટા ભાગના માણસોની છે, સાચું સુખ છે, આત્મામાં અને તેની શોધ બહાર કરે છે

માજીના ઘરમાં અંધારૂ હતું એટલે જયાં અજવાળુ દેખ્યુ ત્યાં સોયની શોધ કરવા ગયાં તેમ જગતના માણસો પણ પોતાના આત્માના ઘરમાં મોહ, અજ્ઞાન આદિનો અંધકાર ફેલાયેલો હોવાથી, પૌદ્ગલિક સુખના પ્રકાશમા આત્માના શાશ્વત સુખની પાછળ, પાછળ ઘેલા થઇને ફરી રહ્યા છે. પણ જે જયાં છે જ નહિ, ત્યા તેની શોધ કરવા પાછળ કરોડો વર્ષો ખર્ચી નાંખવામાં આવે તો પણ મળવાનુ નથી. એ આપણે ન જ ભૂલવુ જોઇએ

માજીએ ઘરમાં દીવો પેટાવીને, સોય શોધી કાઢી, તેમ આપણે પણ સમ્યગ્દર્શનરૂપી કોડીયામા, સમ્યગ્જ્ઞાન રૂપી તેલ રેડી, સમ્યગ્ચારિત્રનો દીવો પેટાવીએ તો આત્માના ઘરમાથી મોહ અજ્ઞાન આદિનો અધકાર દૂર થઈ જાય અને આપણુ ખોવાયેલુ શાશ્વત આત્મસુખ આપણે પણ જરૂર પામી શકીએ

નથી ઇન્દ્રિઓમાં તે સુખ આપવાની શક્તિ કે નથી દુનિયાના કોઈ પદાર્થમાં તે સુખ આપવાની શક્તિ દેવ, દેવેન્દ્ર અને ચક્રવર્તીની સઘળી સમૃદ્ધિમા પણ તે સુખ આપવાની લવલેશ શક્તિ નથી. એ સુખની શોધ માટે તો આત્માના ઘરમાંજ અજવાળું કરવું પડશે.

આત્માના ઘરમાં જ અખૂટ સુખ, શાન્તિ અને આનંદ છે, તે સત્યમાં આપણો વિશ્વાસ સો ટચનો બનો ..

# ૪૦ બે તંબૂ

દુનિયાના લગભગ બધા માણુસો એમ ઇચ્છતા હોય છે કે કોઈ અમને 'પાપી' ન કહે તો સારું કેમ કે સહુને સજ્જન તેમ જ ધર્મિષ્ટ કહેવરાવવું ગમતું હોય છે. જ્યારે હકિકત એ છે કે દુનિયામાં પાપી માણુસો ઘણા છે. અને ધર્મિષ્ટ બહુ જ ઓછા છે. આ વાસ્તવિકતા સમજાવવા માટે મગધના મહામંત્રી શ્રી અભયકુમારે પોતાની બુદ્ધિ પ્રતિભા વડે બે તંબૂ યોજીને જે યુક્તિ રચી હતી તેનું નિરૂપણુ આ દૃષ્ટાંતમાં છે.

---

એક વખતે મગધના મહારાજા શ્રેણિક પોતાના રાજ-દરબારમાં આવ્યા. દરબારમાં મહારાજા પધાર્યા એટલે મહા-મંત્રી શ્રી અભયકુમાર સહિત સર્વ સભાજનોએ ઉભા થઈને તેમને પ્રણુામ કર્યા. સિંહાસન પર બેસીને રાજાએ સભા પર એક નજર નાખી અને પ્રશ્ન કર્યો કે જગતમાં માણુસો બે જાતના હોય છે. તેમાં કેટલાક પાપી હોય છે. તો કેટલાક ધર્મિષ્ટ હોય છે.

એ બેમાંથી વધારે સંખ્યા કોની? રાજાનો પ્રશ્ન સાંભળીને સભાજનોએ જવાબ આપ્યો કે કૃપાળુ! પાપી માણુસો વધારે હોય છે. જ્યારે ધર્મિષ્ટ જનોની સંખ્યા ઓછી હોય છે. પણુ અભયકુમાર કાંઇ ન બોલ્યા, એટલે રાજાની નજર તેમના તરફ ગઈ. એટલે સમયને પારખીને અભયકુમારે કહ્યું કે રાજન! સભાજનોનો જવાબ બરાબર નથી. કારણુકે

પ્રત્યક્ષ રીતે જોવા જઈશું તો પાપીજનો ઓછા દેખાશે અને ધર્મપ્રેમીજનો વિશેષ દેખાશે. મારી આ વાતની સભાજનો પરીક્ષા કરી શકે છે કારણ કે તેમનુ વિધાન પરોક્ષ જ્ઞાન પર આધારિત છે જ્યારે મારી વાતને પ્રત્યક્ષ અનુભવનો ટેકો છે

સભાજનોને અભયકુમારની આ વાત વિચિત્ર લાગી. પણ વાત રજૂ કરનાર મહામત્રી અભયકુમારની બુદ્ધિ માટે તેમને ખૂબજ માન હતુ એટલે તેમની વાતનું સીધું ખડન કર્યો સિવાય તેમણે રાજાને કહ્યું કે, મહામંત્રીના વિધાનની પરીક્ષા થાય તો અમને સતોષ થાય

સભાજનોની વાત સાભળીને મહારાજા પોતે અભયકુમારની વાત સાચી છે કે ખોટી છે તેની પરીક્ષા કરવા કોઇ વ્યવસ્થા કરે તે પહેલાં જ પ્રજાજનોના સતોષની ખાતર તેમજ પોતાની વાતનુ રહસ્ય લોકોના ગળે ઉતરી શકે તે માટે અભયકુમારે પોતે જ નગરના મુખ્ય માર્ગના છેડા ઉપર રેશમી કાપડના બે તંબૂ ઉભા કરાવ્યા તેમા એક તબૂ શ્વેત રંગનો હતો જ્યારે બીજો શ્યામ રગનો હતો પછી ત્યા પોતાના માણસોને ઉભા રાખીને જાહેરાત કરાવી કે દૂધના સરોવરમા તરતા રાજહસોની જેમ જે માણસો દૂધ જેવા ઉજળા ગુણોવાળા અર્થાત્ ધર્મિષ્ટ હોય, તેઓ વિના સંકોચે સફેદ રગના તબુમાં જાય અને જેઓ પાપ સ્વરૂપ વિષય કષાયના મલિન વિચારોના કાદવમા આળોટતા હોય– અર્થાત્ પાપિષ્ઠ હોય, તેઓ શ્યામવર્ણના તબુમાં જાય

આ જાહેરાત સાંભળીને શ્વેત તંબુમાં દાખલ થવા માટે હજારો નગરજનોની લાઇન લાગી. જ્યારે કાળા તંબુ તરફ કોઇ જોતું પણ ન હોતું.

ધોળા રંગના તંબુમાંથી બહાર નીકળતા માણસોને રાજાના નિયુક્ત કરેલા માણસો પૂછવા લાગ્યા કે ભાઈઓ! તમે ઉજ્જવલ વર્ણના તંબૂમાં જઇ આવ્યા તો એ સમજાવો કે તમે ધર્મિષ્ટ શી રીતે? એટલે એક માણસ બોલ્યો કે, હું ખેડૂત છું અનાથ, અપંગ તેમ જ ગરીબોને અનાજ આપુ છું. પંખીઓને દાણા નાખું છું. રાજા તેમ જ પ્રજા ત્યાં સુધી જ સુખથી રહી શકે છે કે, જ્યાં સુધી મારા કોઠારોમાં ધાન્ય હોય છે આવા ધાન્યને ઉગાડનારો હું ધર્મિષ્ટ કેમ નહિ? અર્થાત્ હું ધર્મિષ્ટ છું.

બીજા એક માણસને પૂછતા એણે કહ્યું કે હું બ્રાહ્મણ છું. સ્નાન-સંધ્યા સ્વાધ્યાય વગેરે નિત્યકર્મ કરૂં છું. યજ્ઞ કરૂં છું. યજ્ઞના અગ્નિથી તુષ્ટ થઈને દેવતાઓ નિયમિત વરસાદ વરસાવે છે અને તેનાથી લોકો સુખે જીવન ગાળે છે. વળી મારા આપેલા મુહૂર્ત પ્રમાણે લગ્ન કરી. માણસો પુત્રની પ્રાપ્તિ કરે છે એટલે મારૂં જીવન આવું પરોપકારી હોવાથી હું મને ધર્મિષ્ઠ માનું છું.

ત્રીજા એક માણસે કહ્યું કે હું ક્ષત્રિય છું હું સૌનું રક્ષણ કરનારો છું માટે જ સહુ માણસો પોતાનો ધર્મ પાળી શકે છે. કોઈ દુશ્મન ચડી આવે તો તેને હું મારી હઠાવું છું શત્રુને પીઠ બતાવતો નથી. મારા કારણે માણસો નિર્ભયતાથી જીવે છે. માટે હું ધર્મિષ્ઠ જ છું

ચોથા માણસે કહ્યુ કે, હું વણિક છુ. દુકાને બેસીને લોકોને જરૂરી વસ્તુઓ આપુ છુ તેમજ રાજ્યને કર ભરૂં છુ શાન્ત જીવન જીવુ છુ કોઇને કનડગત કરતો નથી જો હુ ન હોઉ તો લોકોની અગવડો વધી જાય અને રાજ્યની તિજોરી ખાલી થઇ જાય. માટે હુ મને ધર્મિષ્ટ ગણુ તે સ્વાભાવિક છે

પાચમા માણસને પૂછતા એણે કહ્યું કે હું વૈદ છું માંદા માણસોને સાજા કરૂ છુ શરીર એ ધર્મનુ સાધન છે તે સાજુ હોય તોજ બીજા પુરૂષાર્થ સિદ્ધ થાય માટે હું ધર્મિષ્ટ ગણાઉં તેમા કોઇ નવાઇ નથી

એવામાં એક છઠ્ઠો માણસ શ્વેત તબુમાંથી બહાર નીકળ્યો એટલે રાજાના માણસોએ તેને પણ પૂછ્યું કે, કેમ ભાઇ તમે કેવી રીતે ધર્મિષ્ટ છો? એટલે તેણે કહ્યું હું કલાલ છુ જે માણસો મારે ત્યાં આવે છે તેમને હું દારૂ આપું છુ. અને તેઓ દારૂ હોંશે પીએ છે અને ચિંતા મુક્ત બને છે, વળી દારૂનાં નશામા તેમને નીતિ નિયમના તમામ નિયમથી હું મુક્ત બનાવું છુ માટે હુ પરોપકારી ગણાઉ અને પરોપકારી તો ધર્મિષ્ટ જ ગણાય.

છેવટે ઘરડો એક ખાટકી તબુમાંથી બહાર નીકળ્યો તેને પૂછતા તેણે પણ કહ્યું કે હુ ધર્મિષ્ટ છુ કારણ કે ગાય ભેંસ બકરા આદિની કતલ કરવાનો મારો ધધો હું કરૂ છુ તેમ જ મારા સગા-વહાલાઓને માંસ આપીને ખુશી કરૂં છું તો જે બીજાને ખુશ કરે તે ધર્મી કેમ નહિ? માટે હુ ધર્મીજ છું

શ્વેત તંબુમાંથી નીકળતા તમામ માણસો આ રીતે પોતાને ધર્મિષ્ટ ગણાવવા લાગ્યા. એટલે રાજાના માણસોને લાગ્યું કે કોઈ પોતાની માને ડાકણ ન કહે, એના જેવો આ ખેલ છે.

એવામાં તેમણે બે માણસોને કાળા રંગના તંબુમાંથી નીકળતાં જોયા. એટલે તેમની પાસે જઈને પૂછ્યું, અહીં તો કલાલ અને ખાટકી પણ પોતાને ધર્મિષ્ટમાં ખપાવે છે. તો પછી તમે એવા કેવા દુષ્કર્મો કર્યાં છે કે તમો આ કાળા રંગના તંબુમાં દાખલ થયા?

એટલે તેમણે કહ્યું કે અમે બંને શ્રાવકો છીએ પરંતુ જણાવતા ભારે ખેદ થાય છે કે અમે મહાપાપી છીએ, કારણકે અમે ગુરૂ મહારાજ પાસે શ્રાવકના બાર વ્રતો તથા બીજા પણ નિયમો લીધા હતા. પરંતુ નિયમો લઈને તેનું જે રીતે અણિશુદ્ધ પાલન કરવું જોઈએ તેવું પાલન કર્યું નથી. અનેકવાર ઝીણીઝીણી ભૂલો કરી છે. માટે અમે સાચા શ્રાવકો નથી. પરંતુ અધમ-પાપીઓ છીએ. માટે જ અમે શ્વેત તંબુ છોડીને કૃષ્ણ વર્ણના તંબુમાં દાખલ થયા હતા. જેના જીવનની ચાદર સંપૂર્ણ ધોવી છે એ મહાત્માઓ તેમજ મહાપુરૂષો જ ધોળા તંબુમાં જઈ શકે. ધન્ય છે એ મહાત્માઓને અને એ શ્રાવકોને, કે જેઓ લીધેલા વ્રતોનું અણિશુદ્ધ અખંડપણે પાલન કરે છે. જ્યારે અમે તો લીધેલી પ્રતિજ્ઞાને દોષ લગાડનારા કાયર માણસો છીએ, પાપી છીએ. પંચમહાવ્રતધારી મુનિરાજ પાસે નિયમો લઈને તેના ફાયદા જાણવા છતાં પણ અમે તેને અણિશુદ્ધ ન પાળ્યા, વળી અમે

સંપૂર્ણ વિરતિધર્મ સ્વીકારી શકતા નથી. એ દૃષ્ટિએ પણ અમને પાપી જ સમજીએ છીએ સંસારની અસારતા સમજીએ છીએ છતાં પ્રમાદબહુલ સંસારમાં પડયા છીએ માટે હજારો માણસોના દેખતા અમે શ્યામ તંબુમાં પેઠા કારણ કે પાપીનું પાપ પ્રગટ થાય એ સારૂ ને ધર્મિષ્ટોનો ધર્મ ગુપ્ત રહે એ ઉત્તમ.

સભાજનોના અભિપ્રાયથી વિરૂદ્ધ જઇને પાપી ઓછા અને ધર્મી વિશેષે એવો જે અભિપ્રાય અભયકુમારે આપ્યો હતો તે આજ સંદર્ભમાં હોવો જોઇએ એમ અમારુ માનવુ છે, કારણ કે રાજાનો પ્રશ્ન સાવ સીધો સાદો હતો અને સભાજનોનો જવાબ પણ બરાબર હતો પરંતુ ધર્મ–અધર્મને સ્પર્શતા પ્રશ્નની ગંભીરતા સમજીને અભયકુમારે પાપીઓની આંખ ઉઘાડવા માટે તેમ જ સાચા ધર્મિષ્ટોની યોગ્ય પ્રતિષ્ઠા સ્થાપવા માટે આપેલા જવાબના અનુસંધાનમાં શ્વેત તેમ જ શ્યામ વર્ણના તંબુ ઊભા કરીને એ સત્યને સ્પષ્ટ કરી દીધુ કે દરેક માણુસ પોતે એમ જ માનતો હોય છે.કે હું પાપી નથી પણ ધર્મિષ્ટ જ છું ભલે પછી તે દારૂ વેચતો હોય કે પીતો હોય, હિંસા કરતો હોય કે માંસ વેચતો હોય, ચોરી કરતો હોય કે પરદારાગમન કરતો હોય, અસત્ય બોલતો હોય કે અનીતિ કરતો હોય. પરંતુ કોઈ પોતાના પાપનો એકરાર કરતું નથી પણ પોતાને ધર્મીજ સમજે છે.

પ્રગટપણે પોતે પાપ કરનાર હોવા છતા, પાપને પાપ સમજીને તેનો એકરાર કરનારા પુરૂષો જગતમાં વિરલાજ

જોવા મળે છે. એવા વિરલ આત્માઓ જ જેને કોઈ જાણતું પણ નથી એવા ગુપ્તમાં ગુપ્ત રીતે થયેલા નાનામાં નાના પાપોને પણ સ્વીકારીને પોતાની ઉત્તમતા પ્રગટ કરે છે. ખરેખર તે તેમની પવિત્રતા અને આત્મજાગૃતિની નિશાની રૂપ છે. એ રીતે પોતાની ભૂલ સ્વીકારનારા બે શ્રાવકોના વિચારથી રાજાના માણસો ઘણા ખુશ થયા. તેમજ મહા-મંત્રીની બુદ્ધિ તરફ તેમને અપૂર્વ આદરભાવ પેદા થયો. રાજા પાસે જઈને તેમણે સર્વ હકીકત રજુ કરી, તે સાંભળ્યા પછી રાજાને પણ થયું કે, ધર્મ પાળવો તે કેટલું કઠિન કાર્ય છે તે અભયકુમારે બે તંબુઓના પ્રયોગ દ્વારા પુરવાર કરીને પ્રજામાં ધર્મીજનો તરફના આદરને ખૂબ જ ઉંચું સ્થાન અપાવ્યું છે.

આ દૃષ્ટાંતનો સાર એ છે કે જો આપણને પાપી કહેવ-રાવવું ન ગમતું હોય તો પાપ કરવાનું છોડી દેવું જોઈએ. એ રીતે પણ જો પાપ છુટતું હોય તો એ રીત અજમા-વવામાં પણ-વાંધો નથી.

પાપનો ત્યાગ જેમ કઠીન છે તેમ ધર્મનો સ્વીકાર કરીને તેનું ચુસ્તપણે અણિ શુદ્ધપણે પાલન કરવાનું કામ પણ આપણે ધારીએ છીએ એટલું સહેલું નથી, એ કામ પાર પાડવા માટે પાપરહિત જીવન જીવતા સાધુ મહાત્માઓની સેવા અને સોબત વધારવી જોઇએ; કારણ કે જેવો સંગ હોય તેવો રંગ લાગે છે.

શ્વેત તંબુમાં હોંશેહોંશે સહુ જવા માડ્યા. એમાં કેટલાક તો પ્રત્યક્ષ પાપી હતા છતાં પોતાને ધર્મી તરીકે માનતા હતા. કારણ કે માનવીને ‘સારા’ કહેવરાવવુ ગમે છે પણ સારા બનવા માટે જરુરી નીતિ-નિયમો પાળવાની તેમની તૈયારી નથી હોતી. આ મનુષ્ય સ્વભાવની એક મોટી ખામી છે

બુદ્ધિનિધાન શ્રી અભયકુમારે તો કાળાધોળા તંબુમાં ઉભા કરીને આપણને એ સમજાવી દીધું કે ધોળા તબુમાં જનારા તમામ માણસોના જીવન ઉજ્જવલ હતા એમ નહોતું જયારે શ્યામ વર્ણના તબુમા જનારા એ શ્રાવકો પાપ કોને કહેવાય અને ધર્મ કોને કહેવાય તે સારી રીતે સમજતા હતા માટે તેઓ ધોળા તબુમાં જઇને પોતાના પાપને છાવરવાની ધૃષ્ટતા ન કરી શકયા

સારાશ એ છે કે પાપને છાવરવાનુ છોડી દઇને ધર્માચાર તરફ વળીશું તો જ શ્રી જિન-શાસનને પામ્યાનો અર્થ સરશે.



# ૪૧ ઉપદેશનું રહસ્ય

મજ્ઝત્થ સોમદિટ્ઠી, ધમ્મવિયારં જહટ્ઠિયં મુણઈ;
કુણઈ ગુણસંપઓગં, દોસે દૂરં પરિચ્ચયઈ.

અર્થ— મધ્યસ્થ અને સૌમ્ય દૃષ્ટિવાળો પુરુષ ધર્મના વિચારને યથાર્થ રીતે જાણે છે. તેથી તે ગુણનો સંગ્રહ કરે છે. તથા દોષને દૂરથી જ ત્યજે છે. ધર્મરત્ન પ્રકરણ

મધ્યસ્થ એટલે નિષ્પક્ષ, તટસ્થ, ન્યાયનિષ્ઠ, આત્મહિતમાં સ્થિર ને સૌમ્ય દૃષ્ટિવાળો એટલે રાગ દ્વેષમાં ન ખેંચાય તેવો. આવો પુરૂષ સ્વ–પરનું હિત કરનારા ધર્મના સ્વરૂપને યથાર્થપણે હૃદયગત કરીને ગુણનો અર્થી બની, દોષોને દૂરથી જ ત્યજી દે છે.

નાનકડો પણ દીપક ઘણા અંધકારને દૂર કરે છે; તેમ નાનકડો પણ એક ગુણ ઘણા દોષોને દૂર કરે છે. પણ તેમાં શરત એ છે કે માણસને પોતાનો નાનકડો દોષ ખરેખર ડંખવો જોઇએ. પગમાં પેસી ગયેલો કાંટો ખટકે છે, તેના કરતાં પણ પોતાનો દોષ અધિક ખટકવો જોઇએ.

અહીં એવા એક ધર્માનુસારી પુરૂષનું દૃષ્ટાન્ત રજુ કરવામાં આવ્યું છે. કે જેણે પોતાને લાગેલા દોષનો, દોષ તરીકે ગંભીરપણે સ્વીકાર કરીને, તેના નિવારણ માટે કષ્ટો સહન કરીને પણ સાચા ધર્માત્માના ચરણમાં બેસી આત્માની શુદ્ધિના સર્વ શ્રેષ્ઠ ઉપાયરૂપ સંયમનો સ્વીકાર કર્યો હતો. તે દૃષ્ટાંત આ પ્રમાણે છે.

સોમવસુ નામનો એક બ્રાહ્મણુ હતો. એક વખત પોતાના દેશમા ક્ષયંકર દુકાળ પડતાં, પોતાના કુટુબના નિર્વાહ માટે તેણે પોતાનો ધર્મ છોડીને ક્ષુદ્ર પ્રકારના કાર્યો શરૂ કર્યો તો પણુ તેનુ કુટુબ બચ્યુ નહિ એટલે તેના આત્માને ભારે આઘાત લાગ્યો. એક તો આજીવિકા માટે મેં હલકા કાર્યોમા હાથ નાખ્યો અને છતા પણુ કઈ કમાણી ન કરી શકયો અને જેમને બચાવવા માટે હલકા કાર્યો કર્યાં તે પણુ બચ્યાં નહિ અને તે નિમિત્તે કરેલુ બધુ પાપ તો મને લાગ્યુ જ, એ રીતે તેનામા વિવેક બુદ્ધિ પ્રગટ થતાં તે પોતાના પાપની શુદ્ધિ માટે પોતાનુ વતન છોડીને પાટલીપુત્ર તરફ રવાના થયો, રસ્તે જતા તેણે એક સ્રીને જોઈ જે પોતાના પાપની શુદ્ધિ માટે આગમા પડીને આત્મઘાત કરવા તૈયાર થઇ હતી તેને તેણે સમજાવ્યુ કે આપઘાત એ પોતાના પાપની શુદ્ધિનો સાચો માર્ગ નથી. આપઘાત કરવાથી દેહનો નાશ થાય છે, પણુ પાપ તો અકબધ જ રહે છે માટે સમજુ માણુસે તે માર્ગે જવું ઈષ્ટ નથી એ રીતે તેને સમજાવી તે સ્રીને બચાવી ને તે આગળ વધ્યો સાજ પડતા તે એક ગામમા રોકાઇ ગયો. અને આસરો મેળવવા એક સંન્યાસી–સાધુના મઠમા ગયો. સાધુએ તેને કહ્યુ ં કે તમે મારા અતિથિ છો અને બરાબર ભોજન વેળાએ આવ્યા છો એટલે હમણુા અહીં આરામ કરો એટલી વારમાં હું ગામમાંથી ભિક્ષા લઇને આવી જઈશ એમ કહી તે સાધુ ગામમાંથી ભિક્ષા લઇ આવ્યો

સાધુએ લાવેલી ભિક્ષા બંનેએ ધરાઈને આરોગી પછી મુખ ચોક્ખું કરી, આસન પર બેસી સોમવસુએ સાધુને પૂછ્યું કે તમારો ધર્મ કેવો છે? અને તેમાં તત્ત્વનું સ્વરૂપ શું છે?

એટલે સાધુએ કહ્યું કે અમારા ગુરુ તો સ્વર્ગવાસી થયા છે પણ તેમણે અમને બે શિષ્યોને જે ઉપદેશ આપ્યો હતો તે એ છે કે-સુખે સુવું, મિષ્ટ ભોજન કરવું અને આત્માને લોકપ્રિય કરવો. પણ આ ત્રણ પદનું રહસ્ય તેમણે અમને કહ્યું નથી. એટલે હું મારી બુદ્ધિ પ્રમાણે તેનો અર્થ કરીને લોકોને ઔષધ વગેરે આપીને લોકપ્રિય બન્યો છું. લોકપ્રિય બન્યો હોવાથી લોકો મને મિષ્ટભોજન પણ આપે છે અને મિષ્ટભોજન કરીને મારી આ પથારીમાં હું સુખે સુઈ જાઉં છું. આ રીતે તત્ત્વ હું સમજ્યો છું.

સોમવસુને લાગ્યું કે ઉપદેશનાં આ ત્રણ પદ તો ઘણા માર્મિક છે. પણ આ સાધુ તેનું રહસ્ય જાણતો નથી. તો લાવ એના ગુરૂભાઈ પાસે જાઉં આમ વિચારીને તેણે સાધુને પૂછ્યું કે તમારા ગુરુભાઈ હાલમાં ક્યાં છે? એટલે સાધુએ તેનું ઠેકાણું સોમવસુને બતાવ્યું ઠેકાણું લઈને સોમવસુ પણ ત્યાં પહોંચી ગયો. તો તે સાધુએ પણ તેના ગુરુભાઈના જેવી જ આગતા-સ્વાગતા કરી. પછી સોમવસુએ તેને પણ તત્ત્વની વાત પૂછી. એટલે તેણે પણ પોતાના ગુરૂભાઈએ કહ્યું હતું તેમ સુખે સુવું. મિષ્ટભોજન કરવું અને આત્માને લોકપ્રિય કરવો, તે રીતે ત્રણ પદ કહ્યાં, પણ તેણે તે પદોનો અર્થ પૂછયો ત્યારે કહ્યું કે-હું એકાંતરે જમું છું, તેથી ભોજન

મને મીઠું લાગે છે, ધ્યાન અને અધ્યયન કરતાં થાકું છુ, ત્યારે ઊંઘું છુ એટલે સુખની નિદ્રા આવે છે અને ચિત્તમા નિઃસ્પૃહતા રાખુ છુ લોકો પાસે નકામી યાચના નથી કરતો તેથી લોકોને પ્રિય લાગું છુ સોમવસુને લાગ્યુ કે આ સાધુ પહેલા સાધુ કરતાં વધુ સમજદાર છે, પણ પોતાના ગુરૂના ઉપદેશના પૂરા રહસ્યને તો હજી તે સમજ્યો નથી એટલે ત્યાંથી તે પાટલીપુર નગરે ગયો કારણ કે તે એવા સાધુની શોધમાં હતો કે જે તેને પોતાના જીવનમાં થયેલા ક્ષુદ્ર કાર્યોના પાપનુ સાચુ પ્રાયશ્ચિત આપી શકે. તેને આશા હતી કે પાટલીપુરમા અવશ્ય મારી મહેનત સફળ થશે જ.

યોગ્ય સાધુ પુરુષની શોધમા નગરમાં ફરતાં તેણે ચારણોની બિરદાવલી અને વાજિંત્રોના મીઠાં સુર સાંભળ્યાં તે તરફ જઇને તેણે પૂછપરછ કરી તો જાણવા મળ્યું કે, નગરના એક પંડિતજીની પુત્રી રાજદરબારમાં ઉત્તમ પ્રકારની પાદપૂર્તિ કરી, રાજાનુ સન્માન પામી પોતાને ઘેર જાય છે તેનો આ બધો ઉત્સાહ છે. કઈ ગાથાની પાદપૂર્તિ આ યુવતીએ કરી છે એ તો કહો? એમ સોમવસુએ કોઇને પૂછ્યુ એટલે સોમવસુને જવાબ આપતાં એક પ્રજાજન બોલ્યો કે "તેની શુદ્ધિ વડે શુદ્ધ થાય છે" એ પદની પૂર્તિ તેણે આ રીતે કરી છે સર્વ ઠેકાણે મોહથી વ્યાપીને રહેલું મન દોષની રજ વડે મલિન થાય છે, સુવિવેકરૂપી શુદ્ધ જળ વડે તેની શુદ્ધિ થાય છે.

જેની પુત્રી આવી શુદ્ધ બુદ્ધિવાળી છે. તેના પિતા ખરે-ખર મારા પાપનું પ્રાયશ્ચિત બતાવી શકશે, એમ વિચારીને સોમવસુ તે પંડિતજી પાસે જઈને બેઠો. એટલામાં ત્યાં એક વિદ્યાર્થી આવી ચઢ્યો. પંડિતજીને નમસ્કાર કરીને તે બોલ્યો કે હે ગુરુજી મેં આજે સ્વપ્નમાં મહાન પાપ કર્યું છે. મારા તે પાપની જે સજા હોય તે મને જણાવો જેથી હું પાપ માંથી મુક્ત થાઉં. વિદ્યાર્થીની વાત સાંભળીને વિચાર કરીને પંડિતે કહ્યું કે તપાવેલા લોઢાની પૂતળીને આલિંગન કરવાથી તારા પાપની શુદ્ધિ થશે. વિદ્યાર્થીએ તેમ કરવાની હા પાડી, એટલે પંડિતજીએ ધગધગતા અંગારા જેવી પૂતળી તૈયાર કરાવી. વિદ્યાર્થી તે પૂતળીને જેવો આલિંગન કરવા આગળ વધ્યો કે તરત પંડિતજીએ આગળથી જ ગોઠવી રાખેલા માણસોએ તરત જ તેને પકડી લીધો અને પુતળા તરફ જતાં અટકાવી દીધો સ્વપ્નમાં પણ પોતે સેવેલા પાપથી શુદ્ધ થવા માટેની વિદ્યાર્થીની તાલાવેલી જોઇને પંડતિજી બોલ્યા કે જા હવે તું શુદ્ધ છે.

પંડિતજીની પવિત્રતાથી પ્રભાવિત થઇને સોમવસુએ તેમને સઘળો વૃતાંત જણાવીને પાપની શુદ્ધિનો ઉપાય પૂછ્યો. વિચાર કરીને પંડિતજીએ માટીના બે ગોળા મંગાવ્યા. તેમાં એક ગોળો લીલો હતો અને બીજો ગોળો સુકો હતો. બંને ગોળા હાથમાં લઈ પંડિતજીએ ભીંત ઉપર નાંખ્યા. ભીનો ગોળો ભીંતને ચોંટી ગયો અને સુકો ગોળો ભીંતને અથડાઇને જમીન પર પડ્યો. જમીન પર પડેલા સુકા ગોળા તરફ આંગળી ચીંધીને પંડિજીએ સોમવસુને કહ્યું કે, તું આ સુકા

ગોળા જેવો છે. માટે શુદ્ધ છે. તારા મનમાં પાપ તરફ રાગ યાને ચીકાશ નથી, એટલે તેં કરેલા ક્ષુદ્ર કાર્યોનું પાપ, તારા પશ્ચાતાપથી ધોવાઇ ગયુ છે. એટલે સોમવસુએ કહ્યું, કે હુ વ્રત ગ્રહણ કરવા ઇચ્છુ છુ તો કેવા ગુરૂ પાસે વ્રત લઉં. સોમવસુનો આ પ્રશ્ન સાંભળીને પંડિતે કહ્યું કે સુખે સુવુ, મિષ્ટ ભોજન કરવું અને આત્મા લોકપ્રિય કરવો, આ ત્રણ પદનો ભાવાર્થ જે જાણતા હોય તેમ જ તે મુજબ વર્તતા હોય તેવા સાધુ પાસે તારે દીક્ષા લેવી. સોમવસુએ પૂછયુ કે આ ત્રણ પદોનો ભાવાર્થ શો છે? પંડિતે કહ્યું કે જે રાગ-દ્વેષ છોડીને સર્વ આરંભ-સમારંભનો પરિત્યાગ કરે છે, તે શુભ ધ્યાનપૂર્વક સુખે સુઇ શકે છે પરને પીડા ઉપજાવ્યા સિવાય જેઓ માધુકરી વૃત્તિથી ભીક્ષા મેળવીને ભોજન કરે છે, તે તેમનું મિષ્ટ ભોજન બની રહે છે, તેમ જ લોકોને ચમત્કાર કરીને ખુશ કરવાને બદલે જેઓ ઉત્તમ આત્મ રમણતામાં મગ્ન રહે છે, તેમના તરફ લોકોને સ્વભાવિક આદર તેમ જ પ્રેમ જાગે છે અને જેઓ કોઈની પાસેથી ધન-ધાન્ય આદિની ઈચ્છા નથી કરતા તે નિસ્પૃહી ગણાય છે.

સાચુ માર્ગદર્શન મળવાથી ખુશ થઈ સોમવસુ ઉપરોક્ત યોગ્યતાવાળા સાધુની શોધમાં આગળ વધ્યો. એવામા તેને એક નગરના ઉદ્યાનમાં પધારેલા સુઘોષ નામના ગુરૂનો ભેટો થયો ગુરૂને નમસ્કાર કરીને તેણે પેલા ત્રણ પદોનો ભાવાર્થ પૂછયો. ગુરૂએ પણ તે જ ભાવાર્થ વર્ણવ્યો કે જે પંડિતે કહ્યો હતો ગુરૂએ ત્રણ પદનો અર્થ તો

બરાબર કર્યો પણ ગુરૂનું નિઃસ્પૃહપણુ જાણુવા માટે બ્રાહ્મણુ રાત્રે તેમની પાસે જ રહ્યો. અન્ય સાધુઓ આવશ્યક ક્રિયા તેમ જ સ્વાધ્યાય કરીને સુખે સુતા. પરંતુ ગુરૂ તો જાગતા રહ્યા અને વૈશ્રમણ નામનું અધ્યયન ગણુવા બેઠા. તેના પ્રભાવથી વૈશ્રમણુ (કુબેર) દેવ ખેંચાઇને ગુરૂ પાસે આવીને બેઠો. અને એક ચિત્તથી અધ્યયન સાંભળવા લાગ્યો. અધ્યયન પુરૂં થતાં તે ગુરૂના પગમાં પડ્યો. અને વિનંતી કરી કે, અધ્યયન સંભળાવીને આપે મારા ઉપર જે ઉપકાર કર્યો છે, તેના બદલામાં આપ કંઇક માગો. આપ ફરમાવો તો હું હીરા-મોતીના ઢગલા આપના ચરણોમાં ધરી દઉં. તેના જવાબમાં ગુરુ બોલ્યા કે હે ભોળા દેવ! તું ભૂલે છે. હું તો સાધુ છું. મારે એવી કોઈ ચીજ ન ખપે. સાધુ તો નિઃસ્પૃહી રહીને જ સ્વ-પર કલ્યાણુ સાધે છે. તને ધર્મલાભ હો!

દીક્ષાની ભાવનાવાળો સોમવસુ ગુરૂ મહારાજની આવી નિઃસ્પૃહતા નજરોનજર નિહાળીને દિંગ થઈ ગયો. બીજે દિવસે તેણે દીક્ષા લઇને આત્મશુદ્ધિનો પ્રચંડ પુરૂષાર્થ શરૂ કર્યો.

આ કથાનો સાર એ છે કે, માણુસે પાપભીરૂ બનવું જોઈએ જાણુતા-અજાણુતાં પાપ સેવાઇ જાય તો તેની શુદ્ધિ માટે સખત પરિશ્રમ કરવો જોઇએ. શરીરની બિમારી દૂર કરાવવા માટે માનવી જે ગંભીર પ્રયત્નો કરે છે, તેના કરતાં પણુ વધુ ગંભીર બનીને આપણે આત્માની બિમારી દૂર કરવાના પ્રયત્નો કરવા જોઇએ.

સોમવસુને પોતાનું પાપ કેવું ખટકયું, અને તેના નિવારણ માટે તેણે કેટકેટલા પ્રયત્નો કર્યા ? પરંતુ એમાં શું થઇ ગયું ? એ તો એમ જ ચાલે. આપણે થોડા જ સાધુ છીએ કે પાપનો સતત ભય સેવવો પડે." આ જાતના વિચારો તેમ જ શબ્દો માણસના મનને નબળા બનાવે છે. વિરાધનામાં બળ પૂરે છે કાળી શાહીનો એક ડાઘ પણ આપણી આંખને ખટકે છે, તો પછી આત્માની શુદ્ધિને બગાડનારા પાપની ઉપેક્ષા તો ન જ કરાય

પાપની ઉપેક્ષા એટલે પતનને આવકાર દુર્ગતિને નિમંત્રણ–પરાધીનતાનું પોષણ. બરબાદીનું વાવેતર. બરબાદીને જીવનમાંથી બાદ કરવા માટે આપણે આત્માને શુદ્ધિવડે આબાદ બનાવવો જોઇએ. આત્માની શુદ્ધિના ભોગે મળતા ઇન્દ્રાસનને પણ જતું કરવુ જોઇએ.

સોમવસુએ મધ્યસ્થ ભાવે જે ધર્માનુરાગ કેળવ્યો તેવો ધર્માનુરાગ આપણી રગ–રગમાં પ્રગટો.



# ૪૨ જેવો વેશ તેવું વર્તન

જેવો દેશ તેવો વેશ અને જેવો વેશ તેવું વર્તન આ બે વસ્તુનું ચુસ્તપણે પાલન કરવું એ સંસ્કૃતિ પ્રધાન આ દેશની ખાસ ખાસિયત ગણાતી હતી, આ દેશનો રજપુત કેસરીઆં વસ્ત્રો પહેરીને રણમેદાનમાં જતો હોય ત્યારે દેવદૂત પણ એનો રસ્તો રોકી ન શકે. ધારણ કરેલા વેશની ઇજ્જત સાચવવી એ સુસંસ્કારી પ્રજાનું ભૂષણ છે. વેશ મુજબના વર્તનનું સરસ નિરૂપણ આ દૃષ્ટાંતમાં છે.

---

ગંગા કિનારે આવેલી કાશી નગરીમાં એક બહુરૂપી નિત્ય નવા વેશ ધારણ કરીને ફરવા નીકળતો હતો. એક દિવસ તે ટપાલીનો વેશ ધારણ કરે તો બીજે દિવસે ફોજદારનો વેશ ધારણ કરે, તો કોઈ દિવસે વળી વણિકનો વેશ ધારણ કરે વેશની સાથે તે અભિનય પણ બરાબર એવો ધારણ કરે કે તેનો અભિનય જોઈને ભલભલા અંજાઈ જાય.

એકવાર તેણે ગુફાવાસી સાધુનો વેશ લીધો માથે મોટી જટા, લાંબી-લાંબી દાઢી, શરીરે ભસ્મ ચોળેલી, તન પર માત્ર લંગોટ, હાથમાં કમંડલ અને ઊભી બજારે ચાલ્યો જાય. લોકો તેને અસલ અવધૂત યોગી માનીને લળી લળીને પ્રણામ કરે પણ તેને તો કોઇની સામે જોવાની પણ વાત નહિ. આગળ વધતાં તે એક શરાફની દુકાન પર જઈ ચઢયો શરાફની દુકાન પર આઠ-દસ બીજા વેપારીઓ પણ બેઠા હતા. બે મુનીમો નોટો અને રોકડ નાણું ગણતા હતા. શરાફે આ મોટા અવધૂતને ભાવપૂર્વક પ્રણામ કરીને ઊંચા આસને બેસવાની વિનંતી કરી પણ વેશધારી અવધૂત તો ઊભા જ રહ્યા. શરાફે મુઠી ભરીને ગીનીઓ તેમના ચરણે

ધરી. ચળકતી ગીનીઓ પર આંખ પણ ઠેરવ્યા સિવાય અવધૂત વેષધારી બહુરૂપી પેઢી ઉપરથી ઉતરીને તરત જ ચાલતો જ થયો.

આ પ્રસંગને અઠવાડિયુ વીત્યું ત્યાં એ જ બહુરૂપી એક મુફલીશ મનુષ્ય જેવો વેશ ધારણ કરીને એ જ શરાફની પેઢી પર ચઢી ગયો શરાફે આંખ લાલ કરીને પૂછ્યુ, કે તુ કોણ છે? ક્યાથી આવે છે? તારે કોનું કામ છે? વગર રજાએ પેઢી પર ચડ્યો શા માટે? એકસામટા અનેક પ્રશ્નોના જવાબમાં ગરીબ વેષધારી બહુરૂપી બોલ્યો કે શેઠજી! મને આપે ન ઓળખ્યો? તમે એ જ શેઠ છો અને હુ એ જ બહુરૂપી છુ કે જેના ચરણોમા તમે એકવાર ગીનીઓ ધરી હતી. "શેઠે પૂછ્યું, કે તો તેં ગીનીઓ લીધી કેમ નહિ" શેઠના પ્રશ્નના જવાબમા બહુરૂપી મનુષ્યે કહ્યું કે એટલા માટે ન લીધી કે તે સમયે હુ અવધૂતના વેશમાં હતો. ધારણ કરેલા વેશને પ્રમાણિકપણે વફાદાર રહેવું એ મારો ધર્મ છે, એમ સમજીને મે ગીનીઓ લીધી ન હતી હવે મારે વતનમા જવુ છે, એટલે દુકાને દુકાને ફરીને ફાળો ઉઘરાવું છું. આપ પણ મને નિરાશ નહિ કરો એવી આશા છે ત્રિવિધ વેશ ધારણ કરીને મે નગરજનોને કર્મરાજાના ખેલનો મહિમા બતાવ્યો છે તેમ જ વેશની ઈજ્જત કેમ કરાય તેનો પરિચય આપ્યો છે બહુરૂપીનો આ ખુલાસો સાંભળીને શરાફ ખુશ થયો અને તેને સારૂં ઈનામ આપીને ખુશ કર્યો

પ્રેરણાના પ્રચંડ શ્રોત સમું આ દૃષ્ટાંત આપણને એમ કહે છે કે, જે વેશ ધારણ કરો તેનું જરૂર બહુમાન કરો. પૂજાના વેશમાં હો તો એ વેશને છાજતું વર્તન રાખો. પ્રતિક્રમણના કપડામાં હો તો પાપ ન થઈ જાય તેવું પવિત્ર વર્તન રાખો સામાયિકના વસ્ત્રોમાં હો તો સમતાભાવનું બરાબર જતન કરો.

પેટ ખાતર બહુરૂપી બનનારો માણસ પણ જો પોતે ધારણ કરેલા અવધૂતના વેશની તે પૂરે પૂરી વફાદારી સાચવી શકતો હોય, તો સજ્જનના લેબાશને છાજતું વર્તન આપણે રાખીયે, તે આપણી એક પવિત્ર ફરજ છે. તેમાં આપણે વિશેષ કાંઈ જ કરતા નથી માત્ર ફરજનું જ પાલન કરીએ છીએ.

આ ભવમંડપમાં વિવિધ વેશે નાચનારા આપણે જ્યારે ઉત્તમ જાતિ, કુળ અને ધર્મ પામ્યા છીએ ત્યારે આપણું એ કર્તવ્ય બની રહે છે કે આપણા જાતિ, કુળ અને ધર્મને ડાઘ લાગે એવું કોઈ કૃત્ય આપણે ન આચરીએ. બહુરૂપી રોજ રોજ વેશ બદલે છે, જ્યારે આપણે આયુષ્ય પૂરું થતાં નવો વેશ ( દેહ ) ધારણ કરીએ છીએ પણ તે બધા વેશમાં ઉત્તમ આર્યક્ષેત્રમાં સુદેવ–સુગુરૂ અને સુધર્મના સુયોગ સાથેનો માનવવેશ ( માનવ ભવ ) ઉત્કૃષ્ટ છે માટે તેને છાજતું વર્તન કરીને આપણે પણ અંગીકાર કરેલા વેશ ( ભવ ) ને સાર્થક કરીએ–દીપાવીએ.

---

# ૪૩ બે મહાન ગુણ

## ( ક્ષમા અને પરોપકાર )

સામી વ્યક્તિના અપરાધને સહન કરવારૂપ ક્ષમા એ ઘણો મોટા ગુણ છે ખમવામા ખૂબ જ ભારે કસોટી થાય છે ક્ષમા જેવો જ મહાન ગુણ પરોપકાર પણ છે. આ ગુણવાળો માણસ સામાના અપરાધને ન જોતા પરોપકારમા જ રત રહે છે નાનકડા આ દૃષ્ટાંતમા આ બે ગુણવાળા પુરૂષનુ સુદર સ્વરૂપ વ્યક્ત થાય છે

વિજયવર્ધન નામના નગરમાં વિશાલ નામે એક શેઠ રહેતા હતા તેમને વિજય નામે પુત્ર હતો તેણે એક વખત પોતાના શિક્ષાગુરૂ પાસેથી સાંભળ્યું કે માણસે ક્ષમા અને પરોપકારમાં પ્રવિણ બનવું જોઈએ કારણ કે આ બે ગુણના સેવનથી આલોક તેમજ પરલોક બને સુધરે છે.

ગુરૂનો ઉપદેશ વિજયના હૈયામાં વસી ગયો. અને ક્ષમા અને પરોપકાર ધીમે-ધીમે તેના સ્વભાવમા વણાઈ ગયા. એકવાર તે પોતાની પત્નીને તેડવા માટે પોતાના સસરાને ગામ ગયો ત્યા મહેમાનગતિ માણીને તે પોતાની પત્નીને લઈને વિશાલ ગામે આવવા નીકળ્યો. રસ્તામાં તેની પત્નીને પિયરની યાદ કોઈ રીતે ભૂલાતી નથી પોતાના પતિ વિજયની સાથે સાસરે જવાનું તેને જરાપણ મન થતુ નથી.

કઈ રીતે પિયર પાછા ફરવું એ વિચારને અમલમાં મૂકવા માટે તેણે પોતાના પતિને કહ્યું કે મને તરસ ખૂબ લાગી છે, તેથી પાણી સિવાય હું એક ડગલું પણ ચાલી શકું તેમ નથી. એટલે વિજયે કહ્યું કે જો સામે જ કૂવો છે, ત્યાં જઇને હું તને પાણી પાઇશ. પછી બંને કૂવા-કાંઠે પહોંચ્યા. કૂવામાં પાણી કેટલે ઉંડે છે, તે જોવા વિજયે અંદર ડોકિયું કર્યું. એટલે તેને ધક્કો મારીને તેની પત્ની પોતાના પિયર ભેગી થઈ ગઈ. ભાગ્યયોગે દિવાલમાં ઉગેલા ઝાડનું મજબૂત ડાળું વિજયના હાથમાં આવી ગયું. એટલે તે બચી ગયો. અને તે ડાળાને પકડીને ધીમે ધીમે બહાર નીકળ્યો.

પોતાની પત્નીના આવા ક્રૂર વર્તન ઉપર વિચાર કરતાં ક્ષમાધારી વિજયને લાગ્યું કે પિયર જવાની તીવ્ર લાલસામાં તેણે વગર વિચાર્યું સહસાત્ આ પગલું ભર્યું છે. પરંતુ મારે તો મારા સિદ્ધાંત મુજબ આ પ્રસંગે ક્ષમા જ ધારણ કરવી જોઇએ કારણ કે ક્રોધ એ તો કાળા નાગનો પણ દાદો છે. એટલે તેનું પડખું તો નજ સેવાય. આ રીતે મનને જરાપણ અશાન્ત થવા દીધા સિવાય તે પોતાને ઘેર ગયો. ઘેર તેની માતાએ પૂછ્યું કે બેટા વહુ કેમ ન આવ્યા?

વિજયે વિચાર્યું કે જો હું મારી માતાને તેની વહુની વાસ્તવિક હકીકત જણાવીશ તો જીવનભર મારી માતાના હૃદયમાંથી તેના પ્રત્યેનો દુર્ભાવ કદી પણ નાશ પામશે નહિ અને પરસ્પર તેમના બંનેનું જીવન ઝેર જેવું બની જશે. મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે, આવેશમાં તે એક વખત ભલે

ન કરવાનુ કામ પણ કરી બેસે છે, પરંતુ તેને સમય જતાં સદ્‌બુદ્ધિ ઉત્પન્ન થાય છે, ત્યારે જરૂર પોતાની ભૂલનો પશ્ચાતાપ કરીને પાછો સુધરી શકે છે તેથી ભૂલ કરનાર પ્રત્યે જો આપણે સમજણપૂર્વકનું ઉદાર વલણ રાખીએ છીએ, અને જાણે કઈ બન્યુ જ નથી, એ રીતે તેની ભૂલને ગળી જઇએ છીએ, તો જરૂર પરિણામે સારા વાના થાય છે આવી જાતની ઉચ્ચ વિચારણાવાળા વિજયે માતાના પ્રશ્નના ઉત્તરમા માતાને કહ્યું કે "માતાજી અમે આવતા હતા ત્યા માર્ગમા જ અપશુકન થવાથી તે પાછી પિયર ગઇ છે"

સાચી ક્ષમા જેને પચી હોય અને પરોપકાર ગુણ જેના લોહીમાં બરાબર રમી ગયો હોય તેજ નરવીર બીજાના દોષને ગળી જઇને આવો જવાબ આપી શકે.

પોતાની પત્નીને પીયર ઉપર ખૂબ મમત્વ હોવાથી તે સાસરે આવવા ઇચ્છતી નથી એમ પોતે બરાબર જાણતો હોવાથી વિજય ત્રણ-ચાર વર્ષ સુધી પોતાની પત્નીને તેડવા ન ગયો તેના મનમા એમ કે તેને જો ત્યાં ફાવતુ હોય તો ભલે તે ત્યા રહે. પણ છેવટે મિત્રોની વાર વારની પ્રેરણાથી તેને પોતાની પત્નીને તેડવા જવુ પડ્યું વિજયના ક્ષમા-ગુણના પ્રભાવે તેની પત્નીનો સ્વભાવ પણ હવે બદલાઈ ગયો હતો. અને તે વિજયની સાથે સાસરે આવી ધીમે-ધીમે પરસ્પર સારો મનમેળ જામી ગયો કાળક્રમે પોતાના માતા-પિતા ગૂજરી જતા ઘરને સઘળો કારભાર વિજય અને તેની પત્નીના હાથમા આવ્યો. જીવનમા ક્ષમા ગુણનો અનુભવ તો વિજયને થઈ ગયો.

ક્ષમાગુણ કેવો મહાન લાભ કરે છે, તે અનુભવ્યા પછી વિજયને થયું કે હવે હું પરોપકારમાં આગળ વધું. પરન્તુ હિત ચિંતવવાની સાથે હવે યથાશક્તિ દાન પણ કરતો થાઉં. આ વિચારને અમલમાં મૂકવા તેણે ગરીબોને દાન આપવું શરૂ કર્યું તેમજ પરોપકારના તત્ત્વજ્ઞાનને અનુસરીને પ્રસંગે પ્રસંગે લોકોને પણ કહેવા લાગ્યો કે, સામી વ્યક્તિના અપરાધને મનમાં રાખશો તો પરોપકાર કદાપિ નહિ કરી શકો અને તેમાં પણ સ્વજન સંબંધી મિત્રો અને નિકટવર્તિજનોના અપરાધને સગી આંખે જોયો હોય તો પણ જ્યાં ત્યાં જાહેર ન કરશો, એમાં જ જીવનની શાન્તિ અને સમાધિ રહેલી છે.

વિજયના મોટા પુત્રે એક વખત પૂછયું પિતાશ્રી તમે લોકોને વારંવાર આવો ઉપદેશ કેમ આપો છો ? વિજયે કહ્યું "વત્સ ! આ ઉપદેશ મારા ગુરૂ પાસેથી હું ભણ્યો છું. તેના પાલનથી મને સુખ, શાન્તિ, સમાધિ અને આનંદનો અનુભવ થાય છે. એટલે બીજાઓને પણ તેવો આનંદદાયી અનુભવ થાય તે હેતુથી મને અનુભવ સિદ્ધ આ ઉપદેશ હું બીજાને આપું છું." પુત્રે કહ્યું, આપના અનુભવનો કોઇ દાખલો આપશો તો મને પણ આનંદ થશે એટલે વિજયે પુત્રને કહ્યું કે આવો પ્રશ્ન તારે પૂછવો નહિ કારણ કે ક્ષમા અને પરોપકાર એ બે ગુણ એવા છે કે એના પાલનથી મળતા આનંદનું વર્ણન થાય એટલે સામી વ્યક્તિનો અપરાધ યા ગરીબી જાહેર થઇ જાય. પણ છોકરો ભારે જિદ્દી

નીકળ્યો. તેણે લીધી વાત છોડી નહિ. એટલે વિજયે તેને કહ્યું, કે એક શરતે હું તને મારા સુખદ અનુભવનો દાખલો આપું, અને તે શરત એ કે હુ જે વાત તને કહું તે તારે કોઇને કહેવી નહિ છોકરાએ કહ્યુ કે, ભલે પિતાજી હુ એમ જ વર્તીશ. એટલે વિજયે તેને કહ્યું કે તારી માતાને શરૂમાં સાસરે આવવાનું બિલકુલ દિલ થતું નહિ સાસરે ન આવવું પડે તેટલા માટે એક વાર તેણે મને કૂવામાં પણ નાંખી દીધેલો છતાં મેં ક્ષમા ધારણ કરીને તેના આ અપરાધની વાત જાહેર ન કરી તેથી તેને મારા તરફ આદર પેદા થયો અને પરિણામે ઘરમા સુખ શાન્તિ થઈ.

છોકરાએ થોડા દિવસ તો આ વાત દબાવી રાખી પણ એકવાર હસતા-હસતા તેણે પોતાની માને પૂછયુ કે હે મા ! તે મારા પિતાને કૂવામાં ધક્કો માર્યાની વાત સાચી છે? પોતાના પુત્રના મુખથી આવો પ્રશ્ન સાંભળીને તેની માતાનુ મોં પડી ગયુ છતાં જેમ તેમ કરીને પૂછયુ કે "તને આ વાત કોણે કરી?" વાચાળ છોકરાએ ફટ દઇને કહી દીધું, કે મારા પિતાએ મને આ વાત કરી છે મર્મ ભેદી આ ઘા તે સહન ન કરી શકી તેને ખૂબજ આઘાત લાગ્યો અને ત્યાંને ત્યાં મુચ્છી ખાઇને તરત જ મરણ પામી

આ માઠા સમાચાર સાંભળીને વિજય શેઠ ઘેર આવ્યા અને સઘળી હકીકત જાણ્યા પછી તેમના પણ પસ્તાવાનો પાર ન રહ્યો. તેમણે મનોમન સ્વીકારી લીધુ કે, આ અપરાધ મારો જ છે. જે મેં ગભીરતા રાખી હોત અને છોકરાને

આ વાત ન કરી હોત તો આવું ભયંકર પરિણામ ન જ આવત. આમાં મારો અપરાધ મોટો છે. માટે મારે મારા આ પાપની શુદ્ધિ કરવી જ જોઇએ.

પાપ શુદ્ધિની તેની ઝંખના ઉત્તરોત્તર તીવ્ર બનતી ગઇ. તેવામાં તેણે કેટલાક સાધુઓને જોયા. તેમની પાસે જઈ બનેલી બીના જણાવી. તેણે આલોયણા માંગી. સાધુઓએ કહ્યું કે દીક્ષા લઇને ઉગ્ર તપ તપશો ત્યારે આ પાપથી છૂટશો. "એટલે વિજય બોલ્યો, કે દીક્ષા લઉં તો ખરો, પણ પછી મારા પરોપકાર ધર્મનું શું થાય? કારણ કે સાધુ તો પોતાની પાસે કાણી કોડી પણ રાખી શકતા નથી. જ્યારે પૈસા વગર પરોપકાર થઇ શકતો નથી."

વિજયની વાત સાંભળીને એક સાધુજી બોલ્યા કે ભાઈ, ધર્મોપદેશ અને અભયદાન એ બેની બરોબરી કરી શકે એવું બીજું કોઇ પરહિત આ જગતમાં છે નહિ. જીવોને અભયનું દાન આપવું એ શું સાધારણ પરોપકાર છે? તને કોણે કહ્યું કે પૈસા હોય તો જ પરોપકાર થાય. ગૃહસ્થનું ગમે તેટલું મોટું દાન હોય તો પણ એક સાધુનો સંયમ જે પરોપકાર કરે છે, તેની તોલે તો તે ન જ આવે. ગૃહસ્થ સાધુના એકસોમા ભાગનો પરોપકાર પણ ન કરી શકે. સાધુ-મહાત્મા જગતના સર્વ જીવોને અભયદાન આપનારા હોવાથી જગતના જીવોના તેઓ સાચા મિત્ર ગણાય છે. અને જગતને સાચા હિતને માર્ગે દોરે છે તેથી સર્વથી શ્રેષ્ઠ કોટીના પરોપકારી પણ તેઓજ છે.

સાત્વિક વૃત્તિના વિજય શેઠને આ ઉપદેશની ઘેરી અસર થઇ. તેમણે સાધુ મહારાજ પાસે દીક્ષા લઇ સ્વ પર કલ્યાણને દિપાવ્યું.

આ દૃષ્ટાંતનો સાર એ છે કે ખમવાના સુત્રને જીવન-સુત્ર બનાવો ! કચવાતા મને ખમવાની આ વાત નથી. પણ એ ક્ષમા આપણે આપણા જીવનમાં એવી ખીલવવી જોઇએ કે જે વીરનરને છાજે તેવી હોય.

ક્ષમા ગુણ સિવાય પરોપકાર ગુણ શક્ય નથી. જો પરોપકારી પુરુષ ક્ષમાવાન ન હોય તો એ પરોપકારમાં પાછો પડે, ક્ષમાના અભાવે તેનો પરોપકાર ધોવાઇ જાય.

ધરતીની ક્ષમા એટલા માટે વખણાય છે કે તે સારા નરસા સહુનું સહન કરે છે સતની ક્ષમા તો ધરતીની ક્ષમાને પણ ટપી જાય છે. કારણ કે તેમની ક્ષમા પૂરેપૂરી આત્મ જાગૃતિપૂર્વકની હોય છે.

સામી વ્યક્તિના ક્રૂર વર્તાવને પણ સમતાપૂર્વક સહી લેવાથી જગતમાં સમતાની પ્રભાવના થાય છે. અને ક્રોધ નિર્મૂળ થાય છે તેમ પરોપકારમય જીવન જીવવાથી કોઠે પડી ગયેલા સ્વાર્થને પોતાના ડેરા-તંબુ ઉપાડીને રવાના થવું પડે છે.

જીવનમાં ઝેર ફેલાવનારા ક્રોધ અને સ્વાર્થને નવ ગજના નમસ્કાર કરીને આપણે ક્ષમા અને પરોપકાર સાથે પ્રીત બાંધીએ.

---

# ૪૪ જ્ઞાનનું પાચન

ખાવું તે એક વાત છે અને પચાવવું તે બીજી વાત છે. ભણવું તે એક વાત છે અને ગણવું બીજી વાત છે. માણસ કેટલો આહાર લઈ શકે છે એ જેટલું મહત્ત્વનું છે તેના કરતાં વધુ મહત્ત્વ એ બાબતનું છે કે એ પચાવી કેટલું શકે છે. તેમ માણસ કેટલું ભણ્યો એનું જેટલું મહત્ત્વ છે તેના કરતાં વધુ મહત્ત્વનું એ છે કે તે જે કાંઇ ભણ્યો તેમાંનું કેટલું જ્ઞાન તેને પચ્યું છે અર્થાત્ પરિણત થયું છે.

જીવન ઘડતરમાં અતિ મહત્ત્વનો આ મુદ્દો, આ દૃષ્ટાંતમાં ગૂંથાયેલો છે, તેના વાંચન મનનથી આપણને પણ જીવનમાં જ્ઞાનને પચાવવાની જરૂર પ્રેરણા મળી શકે તેમ છે.

હસ્તિનાપુરથી દૂર આવેલા એક આશ્રમમાં યુધિષ્ઠિર, ભીમ, અર્જુન આદિ પાંચે પાંડવો તથા દુર્યોધન પ્રમુખ કૌરવો પોતાના ગુરૂ દ્રોણાચાર્ય પાસે જીવન ઘડતરનું સાત્ત્વિક શિક્ષણ લઈ રહ્યા હતા. વિનયપૂર્વક વિદ્યા ગ્રહણ કરતાં શિષ્યોને દ્રોણાચાર્યે એક પ્રભાતે...."ક્રોધં મા કુરુ, ક્ષમાં કુરુ" એ સૂત્ર કંઠસ્થ કરવા આપ્યું. શિષ્યો પાંચ શબ્દનું આ સૂત્ર ગોખવા બેસી ગયા. થોડીવારમાં સૂત્ર પાકું કરીને દ્રોણાચાર્ય પાસે ભીમ ગયો અને કંઠસ્થ કરેલું "ક્રોધંમા કુરુ ક્ષમાં કુરુ" એ સૂત્ર કડકડાટ બોલી ગયો. પછી અર્જુન, દુર્યોધન નકુલ, દુઃશાસન વગેરે ભાઇઓ પણ એક પછી એક બધા દ્રોણાચાર્ય પાસે જઇને પાકું કરેલું ઉપરનું સૂત્ર, સ્પષ્ટ ઉચ્ચારપૂર્વક સંભળાવી આવ્યા. સૂત્ર નાનું તેમજ સરળ હોવાથી, કંઠસ્થ કરવામાં ઝાઝો સમય લાગે તેમ ન હતો.

છતાં હજી યુધિષ્ઠિર આ સૂત્ર ગોખી રહ્યા હતા, એટલે દ્રોણાચાર્યને થયું કે યુધિષ્ઠિર તો મારો તેજસ્વી શિષ્ય છે, તેની યાદશક્તિ પણ સતેજ છે, તેમ છતા હજી એ સૂત્ર–પાઠ આપવા કેમ ન આવ્યો ? શુ આજે તેનું ચિત્ત ડહોળાએલું હશે ? આમ વિચારીને તેમણે હાક મારી કે વત્સ યુધિષ્ઠિર ! મેં આપેલું સૂત્ર પાકું થયુ કે ? જવાબમાં વિનયપૂર્વક યુધિષ્ઠિરે કહ્યું કે ગુરૂદેવ સૂત્ર હજી પાકું થયું નથી. યુધિષ્ઠરના આ જવાબથી પાડવો તેમજ કૌરવો નવાઇ પામ્યા, દ્રોણાચાર્યે પણ સૂત્ર તરત કઠસ્થ કરવાની તાકીદ કરી. બપોર થવા છતાં યુધિષ્ઠિર સૂત્ર પાકું ન કરી શકયા એટલે દ્રોણાચાર્ય પણ કંટાળી ગયા તેમની ધીરજ ખૂટી, યુધિષ્ઠિરને બોલાવીને તેમણે આજ્ઞા કરી કે ઝાડની છાયા છોડીને, અહીં તડકામાં ઉભો રહીને સૂત્ર તરત પાકુ કરી આપ. જો એક ઘડી (૨૪ મિનિટ) મા સૂત્ર નહિ સભળાવી જાય તો મારે વધુ કડક થવું પડશે.

ક્રોધ ન કર (ક્રોધં મા કુરુ) પણ ક્ષમા ધર (ક્ષમાં-કુરુ) એ સુત્ર હવે કસોટીએ ચઢયુ બપોરના ખરા તાપમાં ઉઘાડા પગે અને ઉઘાડે માથે, સૂત્ર ગોખતા યુધિષ્ઠિરને ગુરૂની આજ્ઞા પાછળ રહેલી ઉગ્રતા છતાં હૃદયમાં સુદ્દલ ક્રોધ ન જાગ્યો પણ તડકામાંય શિતળતા પાથરતા વૃક્ષની જેમ ક્ષમા ધારણ કરીને ઉભા રહ્યા ક્રોધનું નિમિત્ત ઊભું થવા છતાં પોતાને ક્રોધ ન ચઢયો અને ક્ષમા જાળવી શકયા એટલે યુધિષ્ઠિર બોલી ઉઠ્યા કે ગુરૂજી, સૂત્ર હવે પાકું થઈ ગયુ છે.

"હજી તો તું હમણાજ કહે તો હતો કે સૂત્ર પાકું નથી થયું. અને હવે એકાએક પાકું શી રીતે થઈ ગયું ?

ગુરુના પ્રશ્નનો જવાબ આપતાં યુધિષ્ઠિર બોલ્યા કે આપે કંઠસ્થ કરવા આપેલું સૂત્ર–"ક્રોધંમા કુરુ, ક્ષમાં કુરુ"–મેં કંઠસ્થ તો ક્યારનું ય કરી લીધું હતું, પરંતુ એ હૃદયસ્થ થયું કે નહિ તેની ખાત્રી કરવા માટે હું નિમિત્તની રાહ જોતો હતો. એવામાં આપે મને ખરા બપોરે તડકામાં ઉભા રહેવાની આજ્ઞા કરી, આજ્ઞા પાળતી વખતે મને ક્રોધ ન ચઢયો પણ હું ક્ષમા ધારણ કરી શકયો એટલે મને વિશ્વાસ બેઠો કે આપે ગોખવા માટે આપેલું સૂત્ર મને બરાબર પચ્યું છે. પરિણત થયું છે. સૂત્રમાં ક્રોધનો ત્યાગ કરીને ક્ષમાનો સ્વીકાર કરવાની વાત હતી. એ વાત મારા કંઠમાં તો તરત વસી ગઇ હતી પણ હૃદયમાં ન વસે તો હું સૂત્રને આત્મસાત્ કરી શકયો છું એમ શી રીતે કહી શકું ? પણ ક્રોધનું નિમિત્ત મળવા છતાં, ક્ષમા મારા દિલમાં સ્થિર રહી એટલે મેં આપને કહ્યું કે સૂત્ર હવે પાકું થઈ ગયું છે.

યુધિષ્ઠિરના જવાબથી દ્રોણાચાર્યના હર્ષનો પાર ન રહ્યો તેમનાથી બોલાઇ ગયું કે શિષ્ય હો તો યુધિષ્ઠિર જેવા હોજો.

આ દૃષ્ટાંતનો સાર એ છે કે ઉત્તમ સૂત્રો કંઠસ્થ કર્યા પછી તેને અસ્થિમજ્જાવત્ બનાવવાની પૂરી કોશિષ કરવી જોઇએ. સૂત્ર કંઠસ્થ થઈ ગયું એટલે કામ પતી ગયું એમ માની લઇને તેના મર્મને ઝીલવાની મુદ્દાની વાતને ભૂલવી

ન જોઈએ ઉત્તમ શાસ્ત્રપાઠોનુ અધ્યયન જેટલું જરૂરી છે, પણ વિશેષ જરૂરી તે શાસ્ત્રપાઠોને આત્મસાત્ કરવાં તે છે.

ખાઈએ દૂધપાક પણ જો તે પચે નહિ તો આફરો ચઢે, તેમ જ્ઞાન પરિણત નહિ થવાથી જ્ઞાનનો અહંકાર ઘણીવાર માણસને થતો હોય છે, માટે યુધિષ્ઠિરની જેમ ભણતરનુ જીવનમા વણતર કરવાનુ લક્ષ્ય રાખવું જોઈએ

પોતાના ભાઈઓ સૂત્ર ગોખીને દ્રોણાચાર્યને સંભળાવી આવ્યા, પણ યુધિષ્ઠિર પોતે તો સૂત્ર ગોખતા જ રહ્યા—એનુ પ્રધાન કારણ એ હતુ કે સૂત્રનો ભાવાર્થ પોતાના હૃદયને સ્પર્શ્યો છે કે નહિ, તેની કસોટી પર હજુ તેઓ મૂકાયા ન હોતા, પણ જ્યારે કસોટી થઇ અને તેમાથી પાર ઉતર્યા, ત્યારે તરત જ બોલી ઉઠ્યા કે, સૂત્ર હવે પાકું થઇ ગયુ છે.

પાઠશાળાઓમા તેમ જ ઉપાશ્રયોમાં આપણને અણમોલ અનેક જીવન સૂત્રો ભણવા તેમ જ સાભળવા મળે છે. આ સૂત્રોમાના થોડાક સુત્રોમાથી પણ જો આપણે જીવનને શણગારીએ તો આપણા બધા દુર્ગુણો નાસી જાય કોઇપણ એક સુત્રને આત્મસાત્ કરવાથી અંતે બધુ જ આત્મસાત્ બની જાય છે શ્રી જિનેશ્વરદેવના એક વચનને પણ જો આપણે શ્રદ્ધાપૂર્વક વળગી રહીએ તો ભીષણ ભવ સાગરમાંથી હેમ-ખેમ પાર થઇ જઇએ ! એવા પ્રભાવશાળી પ્રભુનાં વચનો છે પણ એ વચનમાં આપણી જાતને આપણે નખ-શિખ એકાકાર કરી દેવી પડે.

સારી વાતો, હિતની વાતો, કલ્યાણનો ઉપદેશ કાન વાટે જ્યારે હૃદયમાં ઉતરે છે ત્યારે લાગુ પડતી દવાની જેમ આત્માનો મોહજવર દૂર થવા માંડે છે. અને જીવનમાં નવું પવિત્ર તેજ ફેલાય છે.

આપણે જે સૂત્રો ગોખીએ તે શું કહે છે, તેનો ભાવાર્થ શો છે, તેના ઉપર ચિંતન કરવાથી એ સૂત્રનું રહસ્ય પાણીમાં પ્રસરતા તેલની જેમ આપણી બુદ્ધિમાં પ્રસરીને શુદ્ધિનું કામ શરુ કરે છે. અને બુદ્ધિ શુદ્ધ થવાથી જીવનમાં, શુભ કાર્યો તરફ અપૂર્વ રૂચિ તેમ જ પ્રીતિ પેદા થાય છે. શુભ કાર્યોમાં રૂચિ તેમ જ પ્રીતિ પેદા થવાથી પાપનો નાશ થાય છે. પાપનો નાશ થવાથી ધર્મમય જીવનનો વિકાસ વેગવંતો બને છે. વિકાસ દ્વારા જીવનનું પરમ લક્ષ્ય સાધીને જીવ શિવપદને વરે છે.

દોરામાં પરોવાતા પુષ્પની જેમ અને સોયમાં પરોવાતા દોરાની જેમ આપણે પણ મહામંગળકારી સૂત્રોમાં આપણા મન-વચન અને કાયાને ઉલ્લાસપૂર્વક પરોવતા થઈએ!!!



# ૪૫ પુણ્યનો પ્રભાવ

## ( ગૌરીશંકરની ગોળી )

પાપનો ઉદય હોય છે ત્યારે માનવીને મહેનત કરવા છતા પેટ-પૂરતી રોજી પણ મળતી નથી. અને પુણ્ય ઉદયમા આવતા એ જ માનવી ઓછામા ઓછી મહેનતે અધિક ધન કમાતો થઇ જાય છે બધે એની વાહ વાહ થાય છે. એ મૂર્ખ હોય છે, તો પણ બુદ્ધિશાળીમા ખપે છે. એની વાતનુ વજન પડે છે સર્વત્ર એનુ બહુમાન થાય છે. પુણ્યના પ્રભાવને પ્રગટ કરતી આ કથા કહી જાય છે. કે ભાઇઓ! પુણ્યકરણી કરો અને ભવજલ તરો

ગૌરીશંકર નામે એક ગરીબ બ્રાહ્મણ હતો. પાસે આવકનો કોઈ ધંધો ન હોવાથી તેની મુશ્કેલીનો પાર ન હતો વળી તે ખાસ બુદ્ધિશાળી પણ હતો નહિ છેવટે થાકીને તેણે વૈદું શરૂ કરવાનો નિર્ણય કર્યો. આમતો તે આ નિર્ણય પણ ન કરી શકત, પણ એકવાર તેણે એક સારા માણસ પાસે સાભળેલુ કે, સર્વ રોગોનું મૂળ પેટનો મળ છે. મળ વધી જાય તો શરીરમાં અનેક રોગ ઊભા થાય પેટ સાફ તો બધું સાફ અને પેટ બગડેલું તો બધું બગડેલુ. આ મુદ્દાના આધારે તેણે નેપાળાની ગોળીઓ બનાવીને વૈદુ શરૂ કર્યું.

નેપાળાની ગોળી એ જુલાબની ગોળી છે. આ જુલાબ આકરો ગણાય છે. સમજીને યોગ્ય માત્રામાં જુલાબ લેવાય છે, તો પેટનો મળ સાફ થઈ જાય છે. પણ જો જુલાબ વધુ લેવાય તો દસ્ત વધી જાય છે. અને માણસ લોથપોથ થઈ જાય છે. અને ક્યારેક મોતના મોમાં પણ હોમાઈ જાય છે.

એટલે વૈદ બનેલો ગૌરીશંકર પોતાને ત્યાં આવતા માણસોને જરૂરી સૂચના સાથે નેપાળાની ગોળીઓ આપવા માંડયો. પણ અત્યારે ગૌરીશંકરનું પુણ્ય તેજ છે. એટલે તેની ગોળીઓ લઈ જનારને કંઇકને કંઇક ફાયદોજ થાય છે. તેના જુના મળ પણ સાફ થઈ જાય છે. કડકડતી ભૂખ લાગે છે. અને સ્ફુર્તિનો પણ તેને અનુભવ થાય છે.

ધીમે ધીમે ગામમાં ગૌરીશંકરની ગોળીનો મહિમા ખૂબજ વધી ગયો. અનેક દર્દીઓ દરરોજ ગૌરીશંકરને ત્યાં આવવા માંડ્યા. પોતાની સફળતા પર મગરૂર બનેલો ગૌરી-શંકર પણ પછીતો આંખો મીંચીને દરેક દર્દીને નેપાળાની ગોળીઓ આપવા માંડ્યો. ભલે પછીતે પેટનો દર્દી હોય કે તાવનો, વાનો દર્દી હોય કે હાથપગની કળતરનો. અને એનું પુણ્ય પ્રબળ હોવાને કારણે એકની એક ગોળી અનેક દર્દો પર અસર કરવા લાગી. ગોળીઓ લેનાર દર્દમુક્ત થવા માંડ્યા.

ઘરાકી વધવાથી ગૌરીશંકરની પ્રતિષ્ઠા પણ વધી અને આવક પણ વધવા માંડી. જોકે તે કોઇની પાસેથી ગોળીના પૈસા લેતો નહોતો પણ જેઓ સાજા થતા હતા તેઓ આગ્રહ

પૂર્વક તેને પૈસા, અનાજ વગેરે આપતાજ હતા. આથી તેની દરિદ્રતા દૂર થઈ ગઇ.

પુણ્યના ખેલજ નિરાળા છે. પાપોદય વખતે માણુસને જે જે નિમિત્તો નુકસાન કરે છે, તે તે નિમિત્તો પુણ્યોદય વખતે માણુસને ફાયદો કરનારા બને છે. પુણ્ય રકને રાય બનાવે છે, મૂર્ખને બુદ્ધિશાળી બનાવે છે, પણ એ પુણ્યનો સઘળો આધાર સાચા દિલની પ્રભુભક્તિ ઉપર છે, એ આપણે કદી પણ ન જ ભૂલવું જોઈએ.

એક જ પ્રકારની ગોળીથી અનેક પ્રકારના દર્દો મટાડતા ગૌરીશકર ગામમાં ચમત્કારિક પુરુષ તરીકે પંકાઈ ગયા, પછી તો માત્ર દર્દી જ નહિ પરતુ દરેક પ્રકારના માણુસો પોતાની મુશ્કેલીઓના નિવારણુનો ઇલાજ પૂછવા માટે એને ત્યાં આવવા લાગ્યા.

એક વખત એક કુભાર પોતાનું ગધેડું ખોવાયાની ફરિયાદ લઈને ગૌરીશંકર પાસે આવ્યોઃ ગૌરીશંકરે તો તેને પણ નેપાળાની ગોળી આપી કુંભાર તે ગોળી ગળી ગયો. તેને ખૂબ દસ્ત લાગવા મડયા તેથી વારંવાર તેને વગડે જવું પડે. વગડેથી પાછા ફરતા એક ઉકરડા પાસે તેણે પોતાના ગધેડાને જોયુ અને તે તો રાજીનો રેડ થઇ ગયો. ગામના આખા રસ્તામા ગૌરીશંકરના ગુણુ ગાતો ગધેડાને લઇને તે ઘેર ગયો. પુણ્ય કેવા અનુકૂળ સંયોગો ઊભા કરે છે, તે જુઓ ! વ્યાવહારિક ગણિતથી વિચારીએ તો નેપાળાની ગોળી લેવાથી ખોવાયેલું ગધેડું મળી જવાની વાત કદી

બંધબેસતી ન થાય પણ અત્યારે ગૌરીશંકરનું પુણ્ય પાસરૂં હતું એટલે તે જે કરતો હતો તે સીધું પડતું હતું. ગામમાં ચૌરે-ચૌટે ગૌરીશંકરનો મહિમા ગવાવા લાગ્યો. સાધારણ કક્ષાનો ગૌરીશંકર પુણ્યના પ્રભાવે મહાન બની ગયો. પોતાની મુશ્કેલીઓ દૂર કરવાને ઇરાદે મોટા મોટા માણસો પણ એને ત્યાં આવવા લાગ્યા. રાજાની એક અણુમાનીતી રાણીના કાને ગૌરીશંકરના ચમત્કારની વાત પહોંચી. રાજાનું મન જીતવાની દવા લેવા માટે તે પણ પહોંચી ગૌરીશંકરને ત્યાં. રાણીની હકીકત સાંભળીને ગૌરીશંકરે તેને પણ નેપાળાની ગોળી આપી. વાસ્તવમાં નેપાળાની ગોળી તો એક નિમિત્ત હતું, પણ ગૌરીશંકરનું પુણ્ય તપતું હતું, એટલે તે ગોળી બધા રોગની એક રામબાણ દવા બની ગઈ હતી. મતલબ કે પ્રબળ એક પુણ્યશાળીના પુણ્યથી આ રીતે અનેકને લાભ થતો હોય છે.

ગોળી લઇને રાણી મહેલે પાછી ફરી. શ્રદ્ધાપૂર્વક ગોળી ગળી ગઇ અને થોડી વારે રાણીને દસ્ત શરૂ થયા. ચાર પાંચ દસ્ત થતાં રાણીનું સુકોમળ શરીર લેવાઈ ગયું. છતાં દસ્ત ચાલુ રહ્યા મહેલમાં દોડધામ મચી ગઈ. અને વાત ચાવફ રાજાના કાને પહોંચી. દાસીએ રાજાને કહ્યું કે મહારાજા, રાણીબા બચે તેમ નથી. વધુ દસ્ત થવાથી શરીર લેવાઇ ગયું છે. આંખો ઊંડી ઉતરી ગઈ છે, શ્વાસ લેતા તકલીફ પડે છે. આ સમાચાર સાંભળીને રાજાને વિચાર આવ્યો કે, આજ સુધી ભલે મેં એને તરછોડી, પણ હવે જ્યારે એ છેલ્લા શ્વાસ લઈ રહી છે, ત્યારે મારે માનવતાની ખાતર પણ

તેની પાસે જવુ જોઇએ એમ વિચારીને રાજા તરત જ રાણી પાસે ગયા નંખાઈ ગયેલા ચહેરે પલગ પર તરફડતી રાણી રાજાને જોતાં જ ઉત્સાહમાં આવીને બેઠી થઈ ગઈ તેની આંખનાં આંસુ રાજાએ જાતે લુછયાં રાણીનો નિસ્તેજ છતાં નિર્દોષ ચહેરો જોઈને આજ સુધી તેને તરછોડી હતી તે પોતાની ભૂલ માટે રાજાને ખૂબ પસ્તાવો થયો પછી તો રાજા દરરોજ રાણીની ખબર લેવા આવવા લાગ્યો. રાણીએ પણ ભૂતકાળની કડવાશ દૂર કરીને રાજાનું મન જીની લીધુ આ રીતે રાજા રાણીનો સુમેળ થવાથી રાજા-રાણીએ ગૌરીશ કરને મોટું ઈનામ આપ્યું.

એકવાર શત્રુરાજા પોતાની મોટી સેના સાથે નગર પર ચઢી આવ્યો નગર બહાર છાવણીઓ નાખીને વળતા દિવસે આગતુક રાજાએ આક્રમણ કરવાનો વ્યૂહ ગોઠવ્યો આ નગરનો રાજા શત્રુના મોટા સૈન્યને જોઇને મુઝાયો. તરત ગૌરીશ કરને બોલાવ્યો અને દુશ્મનને પાછો હટાવવાનો ઈલાજ પૂછયો. ગૌરીશંકરે રાજાના સૈનિકોને નેપાળાની ગોળીઓ આપી. બધા સૈનિકો એક પછી એક લોટે જવા માંડ્યા. એક એક સૈનિક અનેકવાર જ ગલ જવા લાગ્યા. નગર બહારના વગડામાં જ્યા જુઓ ત્યાં સૈનિકોને સૈનિકો ચઢી આવેલા રાજાના ગુપ્તચરોએ રાજાને વાત કરી કે, આ રાજા સાથે લડવાનું માંડી વાળો; કારણ કે એના સૈનિકોની સખ્યા આપણી ધારણા કરતા ઘણી મોટી છે છેલ્લા પાચ કલાકમા મેં હજારો સૈનિકોને વગડે જતા-આવતા જોયા છે તો કુલ સૈનિકો તો હજી કેટલી મોટી સખ્યામાં બાકી હશે એ વિચાર આપણે કરવો જ રહ્યો.

અને એ વિચાર કરતાં રાજાના સલાહકારોએ નિર્ણય લીધો કે આ તબક્કે યુદ્ધ ન કરવું તે જ સલામતી ભર્યું છે." ગુપ્તચરો અને સલાહકારોની બાતમી ઉપર વિચાર કરીને દુશ્મન રાજા છાવણીઓ ઉઠાવીને પાછો ફરી ગયો. યુદ્ધ ન થયું.

આ પ્રભાવ પણ ગૌરીશંકર અને તેની ગોળીનો છે; એમ માનીને રાજાએ ગૌરીશંકરને ચાર ગામ ઈનામમાં આપ્યાં. સાધારણ સ્થિતિનો ગૌરીશંકર પુણ્યના પ્રભાવે એક જાગીરદાર બની ગયો, એના માનપાન વધી ગયાં.

આ દૃષ્ટાન્તનો સાર એ છે કે, માનવીનું પુણ્ય જ્યારે પાંસરૂં હોય છે, ત્યારે એના વૈરી આંધળા બની જાય છે, એના અવળા દાવ પણ સવળા પડે છે. બુદ્ધિ વગરની એની વાત પણ સાચી ઠરે છે. નહિતર સૈનિકોને તે વળી નેપાળાની ગોળીઓ અપાય? પણ ગૌરીશંકરનું પુણ્ય તપતું હતું એટલે નેપાળાની ગોળીઓ પણ બંદુકની ગોળીઓ કરતાં પણ અધિક કામ કરી ગઈ અને દુશ્મનને ચૂપચાપ પાછા હટી જવું પડ્યું.

પુણ્યના હાથ એટલા લાંબા હોય છે કે જ્યાં-જ્યાં તે ફેલાય છે, ત્યાં-ત્યાં સફળ થાય છે. પુણ્ય જંગલમાં મંગલ સર્જે છે, ભીષણ આગને ચણોઠીના ઢગલામાં બદલી શકે છે. જેલને મહેલ બનાવી દે છે. મરણના મુખમાં હોમાયેલાં માનવીને નિરોગી કાયાવાળો બનાવી દે છે.

પણ પુણ્ય એ બજારમાંથી ખરીદી લેવાની વસ્તુ નથી. પુણ્ય બાંધવા માટે સંસારના રાગ છોડવા પડે, પાપને લાત મારવી પડે. પ્રેમથી પ્રભુની ભક્તિ કરવી પડે. સ્વાર્થ

છોડીને પરમાર્થનો પંથ પકડવો પડે, જીવદયાના પાલનમાં જોસ લગાવવો પડે, સત-મહાત્માઓની ભક્તિ સાધર્મિકોની સેવા અને દીનહીનનાં દુઃખ દૂર કરવા શક્તિ અનુસાર પ્રયત્નશીલ રહીને, દાનના વ્યસની બનીને, નિરાશંસ-નમ્ર બનવુ પડે.

માત્ર ભૌતિક સુખની પ્રાપ્તિ માટે પુણ્ય કાર્યો કરવાથી જે પુણ્ય બંધાય છે, તે પરિણામે વિરસ હોય છે એ પુણ્યને પાપના અનુબંધવાળુ પુણ્ય કહેવાય છે જ્યારે પુણ્યાનુબંધિ પુણ્યની એ તાસીર છે કે એ પુણ્યના ઉદયે માનવી સુખી પણ થાય છે, અને 'સારો' પણ બને છે. એ પુણ્યથી આવતી લક્ષ્મી માનવીને પાપકાર્યોમાં નથી પ્રેરતી. દયા દાનાદિ સત્કાર્યોમાંજ પ્રેરે છે જ્યારે પાપાનુબંધિ પુણ્યના ઉદયે આવતી લક્ષ્મી માનવીને મુખ્યત્વે પાપ કરવા તરફજ દોડાવે છે એટલે બહારથી સુખી દેખાતો માણુસ અંદરથી ખરાબ બને છે.

ગરીબ ગૌરીશંકર નેપાળાની ગોળીથી સુખી નહોતો થયો! એ ગોળી તો એક નિમિત્ત હતું એના સુખનું કારણ તો પુણ્ય હતુ માટે પુણ્ય ઉપાર્જિત કરવા આપણે પ્રભુ-ભક્તિ આદિ સત્કર્મોમા મસ્ત બનવુ જોઈએ અને પુણ્ય પણ એ આશયપૂર્વક ઉપાર્જન કરવું જોઈએ કે જેથી આપણુ જીવન સત્કાર્યોમા પસાર થાય જે પ્રભુજીએ ત્યાગનો માર્ગ ઉપદેશ્યો છે, તેમજ અપનાવ્યો છે તે પ્રભુની ભક્તિથી આપણામાં પણ ત્યાગ ભાવના અવશ્ય પ્રગટે છે અને ત્યાગ ભાવના પ્રગટતા પુણ્યાનુબંધી પુણ્યના કાર્યમાં ઉલ્લાસ પ્રગટે છે.

સાચી ભક્તિથી બંધાતું શુભ પુણ્ય જીવને ઉત્તરોત્તર સત્ માર્ગગામી બનાવી અંતે મોક્ષધામી બનાવે છે.

# ૪૬ શાન્તિનો શ્રેષ્ઠ ઉપાય

શ્રી કલ્પસૂત્ર સુબોધિકામાં ગણધરવાદના પ્રસંગમાં ભગવાન શ્રી મહાવીરસ્વામી શ્રી ગૌતમને કહે છે કે " હે ઇન્દ્રભુતિ ગૌતમ! આગમથી પણ આત્માની સિદ્ધિ થઈ શકે છે, જેમકે દ દ દ અર્થાત્ દમ, દાન અને દયા આ ત્રણ દકારને જે જાણે છે તે જીવ છે" અર્થાત્ વેદ વાકયથી પણ આત્મા સિદ્ધ થાય છે. આ રીતે આ હકીકત સુબોધિકામાં સંક્ષેપમાં કહેવામાં આવી છે. તે જ વાત અહીં અન્યદર્શનમાં આવેલા દૃષ્ટાંત ઉપરથી સરળ ભાષામાં આલેખવામાં આવી છે.

---

અતિ પ્રાચીન કાળમાં એક વખત દેવ, માનવ અને દાનવ સર્વને એક જ સમયે એક જ પ્રકારનો વિચાર આવ્યો, કે આપણા જીવનમાં શાન્તિ જણાતી નથી, એટલે આપણે જીવન જીવવાનો રાહ ચૂકયા હોઇએ એમ લાગે છે. તો આપણે જીવનમાં શાન્તિની સ્થાપના માટે સાચું જ્ઞાન મેળવવું જોઇએ.

પણ જ્ઞાન મેળવવા માટે આપણે જવું કોની પાસે? માનવના આ પ્રશ્નના જવાબમાં દેવે કહ્યું કે આપણે પરબ્રહ્મ પરમાત્મા પાસે જઇએ. કારણ કે એ જે જ્ઞાન આપશે તેનાથી આપણને જીવન જીવવાનો સાચો રસ્તો જરૂર મળશે.

જીવનનો અજંપો દૂર કરવાની સહુથી વધુ ઉતાવળ અને આતુરતાવાળા દેવો બ્રહ્મદેવ પાસે સહુથી પહેલાં પહોંચી ગયા અભિમાન છોડી, નમ્રતા ધારણ કરી આદર્શ શિષ્યોની જેમ બ્રહ્મદેવની ભક્તિ કરવા લાગ્યા કેટલોક કાળ ભક્તિ કર્યો પછી તેમણે બ્રહ્મદેવને પ્રાર્થના કરી કે પ્રભો! પ્રસન્ન થઈને આપ અમને જીવનમાં શાન્તિ સ્થાપવાનો શ્રેષ્ઠ માર્ગ બતાવો.

ઊંચા આસને બેઠેલા બ્રહ્મદેવે તેમને કહ્યું કે "દ" ની ઉપાસના કરો ઉપદેશ દાતાના જ્ઞાનમાં વિશ્વાસવાળા દેવોએ "દ" ને એકાક્ષરી મત્ર રૂપે પુર્ણ શ્રદ્ધાપૂર્વક સ્વીકારી લીધો. પણ તેના અર્થ કે ભાવાર્થ સંબંધી કોઈ શંકા કે કોઇ પ્રશ્ન ન કર્યો વિદાયની વેળાએ બ્રહ્મદેવે તેમને પૂછ્યુ કે મેં તમને આપેલા મત્રનો અર્થ અને ભાવાર્થ તો બરાબર સમજ્યા છો ને? જો નહિ સમજ્યા હો તો તમારો ફેરો અફળ જશે

દેવોએ હાથ જોડીને કહ્યું કે પ્રભો! આપ મત્ર આપો અને અમે તેનો અર્થ તેમજ ભાવાર્થને ન સમજીએ તે બને જ શી રીતે? અમારી બુદ્ધિ મદ હોય તે બનવા જોગ છે, પણ આપ જેવા સમર્થ ઉપદેશકનો મંત્ર આપ મેળે પોતાનું સ્વરૂપ શ્રોતાના હૃદયમાં ખુલ્લુ કરી દે છે. એ નિયમ મુજબ અમે 'દ' નો અર્થ બરાબર સમજી શકયા છીએ, અર્થાત્ આપે અમને 'દ' મત્રાક્ષર દ્વારા ઇન્દ્રિય દમનનો ઉપદેશ કર્યો છે અને તેજ અમારા જીવનની

શાન્તિનો સાચો માર્ગ છે. એમ અમે સ્વીકારીએ છીએ. તેમ છતાં અર્થ કરવામાં અમારી કોઈ ભૂલ હોય તો તે સુધારવાની કૃપા કરો.

બ્રહ્મદેવે કહ્યું, કે તમે જે સમજયા છો તે બરાબર છે. જીવનમાં શાન્તિ અનુભવવા માટે તમે ઇન્દ્રિયોને કાબુમાં રાખો. ભોગ-લાલસા તરફથી વાળીને તેને આત્મામાં જોડો. આ સુજબના આચારણ દ્વારા તમે જીવનમાં અપૂર્વ શાંતિ અનુભવતા થશો.

બ્રહ્મદેવને પ્રણામ કરીને દેવો વિદાય થયા એટલે માનવો ત્યાં આવ્યા. તેમણે પણ વિનમ્ર ભાવે બ્રહ્મદેવની ભક્તિ શરૂ કરી. ભક્તિમાં ઠીકઠીક સમય સાર્થક કર્યા પછી તેમણે પણ દેવોની જેમ જીવનની શાન્તિનો ઉપાય પૂછયો. બ્રહ્મદેવે તેમને પણ એ જ એકાક્ષરી મંત્ર "દ" ની ઉપાસના કરવાનો આદેશ આપ્યો.

મંત્રના અર્થ સંબંધી કોઇ પ્રશ્ન કર્યા સિવાય તેઓ પણ માનવ લોકમાં જવા માટે બ્રહ્મદેવની રજા લેવા ગયા. બ્રહ્મદેવે કહ્યું, કે જવા તૈયાર તો થયા છો, પણ મેં આપેલા મંત્રનો અર્થ બરાબર સમજયા છો ને?"

માનવોએ નમ્રતાથી કહ્યું, કે પ્રભો! એવું તે વળી બનતું હશે, કે આપ ઉપદેશ આપો અને એનો અર્થ અમે ન સમજીએ? અમને અર્થ બરાબર બેસી ગયા છે. "દ" દ્વારા આપે અમને દાનરૂચિ કેળવવાનો ઉપદેશ આપ્યો છે. છતાં અમારી સમજમાં ભૂલ હોય તો ફરમાવો.

બ્રહ્મદેવે કહ્યું, કે તમે યથાર્થ સમજ્યા છો. દાનમાં શૂરા બનવાની રૂચિ-કેળવવાથી તમારામાંથી અસંતોષ આદિ દૂર થઈ જશે અને જીવનમાં શાન્તિ અનુભવતા થઈ જશો.

માનવો વિદાય થયા એટલે દાનવો આવ્યા તેઓ પણ ઘમંડને છોડી. નમ્રતા ધારણ કરી અને બ્રહ્મદેવની ભક્તિમાં સારી રીતે જોડાઇ ગયા કેટલોક સમય ભક્તિ કર્યા બાદ તેમણે પણ બ્રહ્મદેવને જીવનની શાન્તિનો ઉપાય પૂછયો. બ્રહ્મદેવે તેમને પણ એ જ એકાક્ષરી મંત્ર "દ" ની ઉપાસનાનો ઉપદેશ આપ્યો મત્ર મળી જતાં તેમણે વિદાયની રજા માંગી એટલે બ્રહ્મદેવે કહ્યું કે ભલે તમે જાઓ પણ મેં આપેલા મંત્રનો અર્થ સમજીને જતા હો તો બસ.

દાનવો બોલ્યા કે બાપજી ! શાસ્ત્રના મંત્રોમાં અમારી બુદ્ધિ તો બહુ ન ચાલે પણ આપની કૃપાથી અમે આપના મંત્રનો જે અર્થ સમજ્યા છીએ તે એ છે કે દયા પાળો, દયા પાળશો તો જીવનમાં શાન્તિ અનુભવી શકશો."

બ્રહ્મદેવે કહ્યુ કે તમે પણ બરાબર સમજ્યા તો છો પણ તમો બળવાન છો એટલે બીજાને દબાવતા રહેશો કે હણશો ત્યાં સુધી તમને-શાન્તિ અનુભવવા નહિ મળે બળનો ઉપયોગ દયાના પાલનમાં કરતા રહેશો એટલે તમને શાન્તિ અનુભવવા મળશે.

એટલે દાનવો પણ વીદાય થયા

વૈદિક સમાજમાં પ્રચલિત આ ઉદાહરણ. એમ કહે છે કે, જીવનમાં શાન્તિ અનુભવવી હોય તો ઇન્દ્રિયોના અશ્વોને કાબુમાં રાખો, જીવદયાનું ત્રિવિધે પાલન કરો અને શક્તિ ગોપવ્યા સિવાય દાનધર્મનું પાલન કરો.

દેવો એટલે સઘળા પુણ્યવાન આત્માઓ સમજવા કે જેમને ઇચ્છા કરવા માત્રથી ભોગવિલાસની વિપુલ સામગ્રી મળી જતી હોય છે. એ સામગ્રી વડે વિષય સુખમાં ગળાબૂડ રહેતો હોવાથી તેવા આત્માઓ વધુ ને વધુ ભોગ તરફ તણાય છે. અને તેનાથી તેમના જીવનની શાન્તિ હણાઈ જાય છે. પુણ્યયોગે જેમને પોતાના જીવનની આ શાન્તિની ખેવના જાગે છે. તેઓ દેવોની જેમ સાચા ગુરૂનાં શરણમાં જઇને ઇન્દ્રિયદમનનો બોધ ગ્રહણ કરી તેના પાલન દ્વારા શાન્તિના ભાગી બને છે.

માનવોને દાનનો ઉપદેશ એટલા માટે જરૂરી છે કે તેમની પાસે સુખનાં સાધનો પ્રમાણમાં ઓછાં હોય છે. એટલે તેમને એવા સાધનો તરફ મમત્વ હોય છે. એ મમત્વના કારણે તેમના મનની શાન્તિ પાંગળી બની જાય છે. એટલે જો તેઓ દાનધર્મ બરાબર પાળતા થાય તો એ સાધનો તરફનું મમત્વ ઘટી જાય, બીજા જરૂરીયાતવાળાઓ તરફ સદ્ભાવ જાગે અને તેના ફળ સ્વરૂપ તેમનું જીવન શાન્તિમય બની રહે.

દાન નહિ આપવાની વૃત્તિ ગાઢ મમત્વની સુચક છે. અને જેને પોતાની જાત તરફ ગાઢ મમત્વ હોય છે, તે બીજાની ઉપેક્ષા કરતાં સહેજ પણ ખચકાતો નથી. આવા વર્તનથી જીવન અશાન્તિનું ઘર બની જાય છે.

દાનવો એટલે જે કોઈ રાક્ષસી સ્વભાવના હોય તે બધા. રાક્ષસી સ્વભાવવાળાને હિંસા, અનાચાર, ક્રૂરતા, નિર્દયતા ખૂબ જ ગમતાં હોય છે એટલે આવા સ્વભાવના માણસો માટે દયાના દિવ્ય ગુણનું સક્રિય પાલન અખૂટ શાન્તિનું કારણ બની રહે છે

નિર્બળને કચડવા એમા સાચી શૂરવીરતા નથી પણ તેમની ઢાલ બનવામા સાચી શૂરવીરતા છે આ શૂરવીરતા એ દયાનો જ એક પ્રકાર ગણાય છે.

વળી આ ઉદાહરણ એ મુદ્દાની પણ સ્પષ્ટતા કરે છે કે શિષ્યે ગુરુ પાસે નમ્રતાપૂર્વક જવું જોઈએ ત્યાં ગયા પછી તરત ઉપદેશની માંગણી ન કરતાં ભક્તિ વડે ગુરૂની પ્રસન્નતાને પાત્ર બનવુ જોઈએ.

દેવ–માનવ અને દાનવ એટલે ત્રણ ભિન્ન-ભિન્ન પ્રકૃતિના માણસો એમ પણ અપેક્ષાથી કહી શકાય જેમ કે સાત્ત્વિક પ્રકૃતિવાળા તે દેવ, રાજસ પ્રકૃતિવાળા તે માનવ અને તામસિક પ્રકૃતિવાળા તે દાનવ

આ ઉદાહરણમા મહત્ત્વનો મુદ્દો એ છે કે આ ત્રણે પ્રકૃતિવાળા આત્માઓને એક જ સમયે પોતાના જીવનમા શાન્તિની સ્થાપના કરવા માટેનો ઈલાજ મેળવવાની ઇચ્છા થાય છે અને તેઓ પોતપોતાની પ્રકૃતિ અનુસાર સમર્થ ગુરૂદેવ રૂપી બ્રહ્મદેવ પાસે પહોંચી જાય છે એક અપેક્ષાથી એમ પણ કહી શકાય કે [illegible] ...રવટ પ્રવૃ... [illegible] ...ને

પહેલા ગયા. માનવો રાજસિક પ્રકૃતિના હોઇને બીજા ગયા. અને દાનવો તામસિક પ્રકૃતિના હોવાથી છેલ્લે ગયા.

સમર્થ ગુરૂએ ત્રણેયને એકાક્ષરી મંત્ર "દ" ની ઉપાસનાનો આદેશ કર્યો. તે પણ નાની સૂની વાત નથી. અને ત્રણેયને તેના જુદા જુદા અર્થ સ્ફુર્યા. તેની પાછળ જેટલો તેમની બુદ્ધિનો પ્રભાવ છે તેના કરતાં અનેક ગણો પ્રભાવ ગુરૂની કૃપાનો છે. એટલે ગુરુની કૃપાને પાત્ર બનવું એ શિષ્યના જીવનનું ધ્યેય બની જવું જોઇએ. જો આ બધાઓ ગુરુ પાસે જઇને જીવનની શાન્તિનો ઇલાજ પૂછવામાં પડ્યા હોત તો ગુરુના ઉપદેશને સમજવાની યોગ્યતાથી જરૂર વંચિત રહ્યા હોત.

જો આપણા જીવનમાં ડોકિયું કરીએ તો ઉપરોક્ત ત્રણેય પ્રકૃતિઓ આપણામાં છે. એમ આપણે કબુલ કરવું પડે. કારણ કે નિમિત્તના જોગે આપણી ઇન્દ્રિઓ કાબુ બહાર જતી પણ રહે છે, છતી શક્તિ એ દાન ધર્મનું પાલન કરવામાં આપણે કાયરતા પણ બતાવીએ છીએ અને અવસરે ક્રોધ-હિંસા આદિના ગુલામ પણ બની જઇએ છીએ.

એટલે જીવનની મૂળભૂત શાન્તિ માટે આપણે ઇન્દ્રિય દમન—દાન અને દયા ત્રણેયના પાલનમાં અપૂર્વ ઉત્સાહ સાથે શક્તિ ફોરવવી જોઇએ.

દિલના દ્વાર પર "દ" કોતરીને આપણે આ દુનિયામાં દયાનો ડંકો વગાડીએ, દાનનાં દુંદુભિ ગગડાવીએ, દેહ-દમનની દાંડી પીટીએ.

# ૪૭ મોટા દિલનો માનવી

ઘરનો ઓરડો નાનો હોય તો તેમા એક સાથે ઘણા માણસો બેસી ન શકે, તેમ જેનુ દિલ સાંકડુ હોય તે માનવી બીજાને પોતાના દિલમાં સ્થાન આપી શકતો નથી એટલે સંકુચિત દિલવાળા માનવો નથી તો ઉપકાર કરી શકતા કે નથી અપકારીને અપનાવી શકતા.

અપકાર ઉપર પણ ઉપકાર કરવા માટે તો ઉદાર દિલ જોઇએ, કરુણા બુદ્ધિ જોઈએ, મૈત્રીની ભાવના જોઇએ. મારવા આવનારને પણ તારનારા પરોપકારી પુરુષનુ આ દૃષ્ટાંત શાન્ત ચિત્તે વાંચવા-વિચારવા જેવું છે

પરોપકારી સ્વભાવના એક શ્રીમંત શેઠ હતા. ગામમાં તેમની પ્રામાણિકતા અને ઉદારતા ખુબ વખણાતી હતી. શેઠને ત્રણ દીકરા હતા આ દીકરાઓ શેઠની સાથે પેઢીનો ધંધો સંભાળતા હતા. નીતિથી ધંધો કરતાં, પુણ્ય પ્રભાવે શેઠ સારૂ કમાયા આજ સુધીનો સંપૂર્ણ હિસાબ મેળવતાં ૧૫ લાખનો ચોકખો કસ જણાયો, એટલે શેઠે ધંધામાંથી નિવૃત્ત થવાનો વિચાર કરીને પોતાના ત્રણે પુત્રોને બોલાવીને કહ્યું કે હવે હુ ધંધામાં નિવૃત્ત થવા માંગું છું તમે ત્રણે ભાઇઓ સ્વતંત્ર્ય રીતે ધંધો કરીને પવિત્ર અને પરોપકારી જીવનમાં આગળ વધજો એમ હું ઈચ્છું છું. ધંધા માટે તમને દરેક ને ત્રણ-ત્રણ લાખ રૂપિયા આપું છું. બાકીના ૭ લાખ મારી પાસે રહેશે. તેમાંથી એક લાખ

ખર્ચો માટે રાખીશ. બે લાખ ધર્મ કાર્યોમાં સદ્વ્યય કરવા માટે રાખીશ અને બાકીના ત્રણુ લાખનો એક સુંદર હીરો ખરીદીને મારી પાસે રાખીશ. આ હીરો કોને આપવો તેનો નિર્ણય ભવિષ્યમાં કરીશ.

છોકરાઓ પોતપોતાનાં ભાગની મુડી લઈને સ્વતન્ત્ર ધંધામાં જોડાયા. ત્રણે ભાઈઓ આમ તો ગુણુવાન અને સંસ્કારી હતા. છતાં નાનોભાઈ નિર્લોભી હતો. પરોપકારમાં તેને ખાસ રૂચિ હતી. જ્યારે બીજા બે ભાઈઓ ધનને વધારે મહત્ત્વ આપતા હતા. એટલે તેમને પોતાના પિતા ત્રણુ લાખનો હીરો ખરીદીને પોતાની પાસે રાખે તે ગમતું નહોતું.

શેઠના સ્વભાવથી પુત્રો પરિચિત હતા શેઠના જીવનમાં પરોપકારનું સ્થાન ઊંચું હતું. સ્વાર્થ, લોભ વગેરે દુર્ગુણોને તેઓ આત્માના દુશ્મનો સમજતા હતા, થોડાક મહિના પછી મોટો પુત્ર પિતાની પાસે ગયો. પોતાના ધંધાની વાતો કરી કંઈ કામ સેવા હોય તો ફરમાવો એમ કહ્યું. પિતાએ કહ્યું કે માત્ર ધંધાની સફળતા એજ મુખ્ય સફળતા નથી. પરંતુ પરોપકાર આદિ સત્કાર્યો કરી જીવનને સફળ કરવા તરફ પણુ લક્ષ્ય આપતો રહેજે. પિતાની સલાહ ઉપરથી મોટાને લાગ્યું કે હીરો મેળવવા માટે પિતાને પ્રસન્ન કરવા હશે તો મારે પરોપકારી બનવું પડશે. એટલે તે એવી તકની રાહ જોવા લાગ્યો. તકનો દુનિયામાં તોટો નથી, તેને ઝડપી લેનારાજ ઓછા છે. એકવાર તે ગામના તળાવ બાજુ ફરવા ગયો. ઠંડા પવનમાં તે ટહેલતો હતો, એવામાં તળાવમાં

ડૂબતા એક છોકરા એ 'બચાવો-બચાવો' ની બૂમ પાડી. પહેર્યા કપડે તેણે તળાવમા ઝંપલાવ્યુ અને ડૂબતા છોકરાનો હાથ પકડીને તેને બચાવી લીધો તળાવની આજુબાજુ ફરતા માણસો તેના આ પરાક્રમથી ખુશ-ખુશ થઈ ગયા છોકરાના મા બાપે તેનો આભાર માન્યો તેમજ ગામમા પણ તેના પરોપકારની પ્રશસા થવા લાગી

પોતાનો આ પરોપકાર પિતાના કાને પહોંચ્યો છે કે નહિ તેની ખાત્રી કરવા તે ત્રણ દિવસ પછી તે પિતા પાસે ગયો આડી અવળી કેટલીક વાતો કર્યા પછી થાકીને તેણેજ પૂછ્યુ, કે પિતાશ્રી આપે વાત સાંભળી તો હશે? જવા બમા પિતાએ કહ્યુ કે હા, સાંભળી છે પણ તેમાં મને કોઈ વિશેષતા નથી જણાતી, કારણકે તને તરતા આવડતું હતું, તારા શરીરમા તરવાની શક્તિ હતી અને તું આર્ય માનવ હતો એટલે ડૂબતા ને તે બચાવ્યો તેમા પરોપકાર ન ગણાય તેવે વખતે તું સામાને ન બચાવે તો ઉલટાની તારી કઠોરતા ગણાય અને વળી કોઇ પરોપકારી કદી એમ પૂછવા ઉત્સુક નથી જ થતો કે, મારા પરોપકારની વાત સાંભળી? એવા માણસો જ આવો પ્રશ્ન પૂછે છે જેમના હૈયામા પરોપકાર સમયે પણ સ્વાર્થ બેઠેલો હોય છે માટે ભાઇ ભલાઇના બદલામાં પ્રશંસા મેળવવાની વાત ભૂલીને તુ ભલો બન.

પિતાની વાત સાંભળીને મોટાને તો આઘાત લાગ્યો. હીરાની આશાએ કરેલો પરોપકાર એળે જતાં એ નિરાશ થઇને પાછો ફર્યો

વચેટ પુત્રને પણ હીરાનું આકર્ષણ હતુંજ. તે પણ પિતાને ખુશ કરવાની તક શોધી રહ્યો હતો. એવામાં એની પેઢી ઉપર બહાર ગામનો મોટો એક વેપારી હિસાબ કરવા આવ્યો. ત્રણ-ચાર દિવસ રોકાઈ, આખા વર્ષની લેવડ-દેવડનો હિસાબ મેળવી સરવાળા-બાદબાકી કરતાં નીકળતી પોતાની રકમ લઇ તે પોતાને ગામ ગયો તેના ગયા પછી મુનીમે સરવાળા મેળવ્યા. તો તેમાં ૨૫ હજારની ભૂલ નીકળી. વેપારી ૨૫ હજાર ઓછા લઇ ગયો હતો. આ વાત મુનિમે શેઠના વચેટ પુત્રને કરી. પિતાને પ્રસન્ન કરીને હીરો મેળવવાની આ સુંદર તક છે એમ વિચારીને તેણે મુનિમને કહ્યું, કે માણસ મોકલીને એ વેપારીને તરત અહીં બોલવો, એની રકમ આપણાથી ન જ રખાય. માણસ તેની પાછળ ગયો અને વેપારીને તેડીને પાછો આવ્યો. શેઠના વચેટ પુત્રે તેને ૨૫ હજાર પાછા આપ્યા. વચેટ પુત્રની આ પ્રામાણિકતાની વાત ગામ – દુકાને અને ઘેર – ઘેર ફેલાઇ ગઇ અને તેની વાહ-વાહ થઈ ગઇ. લોકોનો તેના તરફનો આદરભાવ વધી ગયો.

આ પ્રામાણિકતા વડે તે પિતાને પ્રસન્ન કરીને હીરો મેળવવા માંગતો હતો. એટલે ગામવાળાની પ્રસન્નતા યા નારાજી તરફ તેનું કોઈ લક્ષ્ય નહોતું. ધારણા હતી કે આવા મહાન કાર્યથી પિતાજી જરૂર ખુશ થશે. અને હીરો મને આપશે. ત્રણ દિવસ પછી તે પિતા પાસે ગયો પણ પિતાના મુખ ઉપર વિષેષ ઉમળકો ન દેખાયો. એજ સ્વાભાવિક ગંભીરતા અત્યારે પણ તેમના મુખ પર હતી. આથી વચેટ પુત્રને

લાગી આવ્યું. છતાં લાગણી દબાવીને તે બોલ્યો કે પિતાજી આપ ગંભીર કેમ છો? મને લાગે છે કે મેં પતાવેલા હિસાબની વાત આપને કોઈએ કહી નથી. પિતાએ કહ્યું કે એ વાત તો મેં સાંભળી છે, પણ એમાં વિશેષતા જેવું શું છે? વેપારીને તે એની રકમ પાછી આપી તે શું કોઈ મહાન કાર્ય છે? કે જેથી આવી વાત લઈને તું મારી પાસે આવ્યો. તારા આવા વિચારથી તો ઉલ્ટું મને તો દુઃખ થાય છે. અને વિચાર આવે છે કે, શું મારા પુત્રે પ્રામાણિકતાને પણ પરોપકારનાં ખાતામાં ખતવવા જેટલા નાદાન છે? આવા પ્રસંગે તું તારા ઘરાકને તેની જ રકમ પાછી આપે તેમાં તેં કઈ બહાદુરી કરી નાખી છે? પ્રામાણિક માણસ માત્રની જે ફરજ છે તે તારી ફરજ તે બજાવ્યાથી કાંઈ વિશેષ કર્યું નથી. અને તું તારી ફરજ ન બજાવે તો તારી ગણત્રી સાહુકારમાં નહિ, પણ ચોરમાં જ થાત

" એક વેપારી પોતાની ફરજ બજાવવાનું ઇનામ માંગે એ તો બાલિશતા જ ગણાય" હીરો મેળવવાની લાલચમાં વચેટ પુત્ર પણ આવી બાલિશતા કરી બેઠો, પણ સમજદાર પિતા પાસે તે ભોઠો પડ્યો અને ઉભો થઈને ઘરભેગો થઈ ગયો.

જ્યારે સૌથી નાનો પુત્ર કે જે પિતા પાસે નિયમિત પ્રણામ કરવા જતો હતો તેમની તબીયતની કાળજી રાખતો હતો, પણ બીજી કોઈ સ્વાર્થની વાતો નહોતો કરતો. પોતાના ત્રણે પુત્રોના જીવન પ્રવાહ ઉપર બારિક નજર રાખતા શેઠ નાના પુત્રના નિર્લોભી જીવનથી સંતોષ અનુભવતા હતા છતાં

હજી તેનામાં હીરો મેળવવા જેટલી યોગ્યતા પ્રગટી છે કે નહિ, તેનો પાકો નિર્ણય તેઓ નહોતા કરી શક્યા. પણ નાના પુત્રને હીરાની લેશ માત્ર તમા નહોતી. પરોપકાર એના રોજીંદા જીવનમાં વણાયેલો હતો તેના બદલાની કોઈ ઈચ્છા તે રાખતો નહોતો, એવી ઈચ્છાને તે ક્ષુદ્રતા સમજતો.

એક વખત તેના પરોપકારી જીવન ઉપર સંકટ આવી પડ્યું. બન્યું એવું કે એક જુગારીના દુઃખી કુટુંબને મદદ કરવા જતાં જુગારી તેના ઉપર ગુસ્સે થયો. પડકાર સાથે તેણે કહ્યું કે, હવે પછી મારા કુટુંબમાં ડખલ કરશો તો હું તમને નહિ છોડું. પણ જુગારીના કુટુંબનું દુઃખ તે સહન ન કરી શક્યો. અને નિયમિત મદદ આપવાનું ચાલુ રાખ્યું. ઉદ્ધત જુગારીએ તેના ઉપર ચપ્પુનો ઘા કર્યો ચપ્પુ તેના ખભાના ભાગમાં પેસી ગયું કપડા લોહીથી ખરડાઈ ગયા, છતાં એ શાન્ત રહ્યો. પોલીસ જુગારીને પકડી ગઈ. પણ કોઈ માણસ જુગારી માટે જામીન થવા આગળ ન આવ્યો. એટલે તે જુગારીને પોલીસે જેલમાં નાંખ્યો. આ સમાચાર સાંભળીને શેઠનો નાનો પુત્ર પોલીસ સ્ટેશને ગયો. જુગારીએ તેને જોયો. અને તેણે માન્યું કે મારી વિરુદ્ધ ફરિયાદ નોંધાવવા માટે આવ્યો લાગે છે. પણ તેના આશ્ચર્ય વચ્ચે તેણે એ પરોપકારી પુરુષને એમ બોલતાં સાંભળ્યો કે "સાહેબ, જામીનના અભાવે જે યુવાનને આપે પોલીસ કસ્ટડીમાં રાખ્યો છે, તેનો જામીન થવા માટે હું આવ્યો છું." પોતાને ઘાયલ કરનારા જુગારી તરફની આ માનવતા જોઈને પોલીસ અમલદાર પણ અચંબો પામ્યો.

જુગારીને છોડાવીને શેઠનો નાનો પુત્ર ઘર તરફ વળ્યો, જુગારીનું હૃદય પણ પીગળી ગયુ આવા ભલા માણુસ ઉપર હુમલો કરવા માટે તેને પસ્તાવો થયો. ઘેર પહોચતાં જ તે પરોપકારી શેઠના પગમાં પડ્યો અને જીવનમાં કદી જુગાર ન રમવાની પ્રતિજ્ઞા લીધી.

પોતાના નાના પુત્રના આ પરોપકારની વાત સાંભળીને શેઠને આનદ થયો પુત્ર રોજના નિયમ મુજબ પિતાને પ્રણામ કરવા ગયો પણ જુગારીવાળી વાત ન કાઢી. એટલે શેઠને ખાત્રી થઇ કે, આ છોકરો મારા હીરાને પાત્ર છે. કોટના ખીસામાંથી હીરો કાઢીને તે પોતાના પુત્રને આપ્યો. પણ છોકરાએ હીરો ન લીધો તેણે કહ્યુ કે આ હીરાની મારે જરૂર નથી મારા મોટા બે ભાઇઓને આપ તે આપી દો. શેઠે બીજા બે છોકરાઓને બોલાવ્યા અને કહ્યુ કે, જે હીરા માટે તમે ઘણા દિવસથી દુખી થઈ રહ્યા છો એ હીરો મેં નાનાને આપ્યો તો તેણે એમ કહીને ન લીધો કે, "મારા" બે ભાઇઓને આપ તે આપી દો તો કહો, તમારા ત્રણમાં ચઢીઆતો કોણુ ?"

બને ભાઇઓ શરમાઈ ગયા. તેમણે હીરાની લાલસા છોડી દીધી. ત્રણે ભાઇઓ પરોપકારી જીવનમા આગળ વધ્યા.

આ દૃષ્ટાન્તનો સાર એ છે કે પરોપકાર કરીને તેનો બદલો ન ઇચ્છવો જોઇએ. પ્રામાણિકતા એ તો સંસ્કારી માણસનો સ્વાભાવિક ગુણ ગણાવો જોઇએ બદલાની આશાથી થતો પરોપકાર, એ તો વેપાર જ ગણાય. તેનાથી જીવનનું ઉત્તમ પ્રકારે ઘડતર ન થાય.

વડીલોની એ ફરજ છે કે પોતાના સંતાનો પવિત્ર અને પરોપકારી જીવનમાં આગળ વધે એવા સંસ્કાર તેમનામાં સિંચવા જોઇએ. માત્ર ધન કમાવાનું શિક્ષણ એ સાચું શિક્ષણ નથી. શિક્ષણનો મુખ્ય ઉદ્દેશ ધન કમાવવાનો નથી. પણ જીવનને સદ્‌ગુણી બનાવવાનો છે.

હીરા જેવા જીવનનું તેજ પરમાર્થ વડે પ્રકાશમાં આવે છે. અને સ્વાર્થ વડે મલિન બની જાય છે. પરોપકાર કરતી વખતે પણ કોઈને કોઈ સ્વાર્થની અપેક્ષા રાખવાથી જીવનની વિશાળતા કુંઠિત થઈ જાય છે. ટુંકું દિલ ભાગ્યે જ અન્યને આસરો આપવાની ઈચ્છા બતાવે છે. માટે આપણે મન-હૃદયને વિશાળ બનાવીને જગતના જીવોને ઔચિત્ય પૂર્વક અપનાવવા જોઇએ.



॥

# ૪૮ સારગ્રાહી જીવન

સારો માણસ જ્યા જાય છે ત્યાથી સાર ગ્રહણ કરે છે, જે જુએ છે તેમાથી સાર ગ્રહણ કરે છે, જે સાંભળે છે તેમાથી સાર ગ્રહણ કરે છે નઠારો માણસ બધેથી કચરો ઉપાડીને પોતાના મનરૂપી ભવનમા તેનો ઢગલો કરે છે દુનિયામા દુર્ગુણોરૂપી કચરો ઘણો છે. સદ્ગુણોરૂપી સુવર્ણ ઓછુ છે જેને પોતાનુ જીવન સુવર્ણ જેવુ શુદ્ધ બનાવવુ છે, તેને તો સદા સર્વદા સર્વત્ર સારજ ખેચવો જોઇએ. સારગ્રાહી સ્વભાવનો સુદર પરિચય આ દૃષ્ટાન્ત કરાવે છે

તે કાળમાં કૃષ્ણ વાસુદેવના સારગ્રાહી સ્વભાવની ઠેર ઠેર પ્રસશા થતી હતી કેટલાક તો ત્યાં સુધી કહેતા હતા કે એમને ઉકરડા પાસે લઇ જાઓ તો ત્યાંથી પણ એ કઇક સાર ગ્રહણ કરશે જ કરશે.

કૃષ્ણ મહારાજાના આ સારગ્રાહી સ્વભાવની એકવાર દેવેન્દ્રે પણ પ્રશશા કરી એક દેવને દેવેન્દ્રેની વાત અતિશયોક્તિ વાળી લાગી. પરીક્ષા કરવા માટે દેવેન્દ્રની આજ્ઞા લઇને તે દેવ માનવ લોકમાં આવ્યો અને કૃષ્ણ મહારાજાના સારગ્રાહી સ્વભાવની કસોટી કરવા માટે તેમને પસાર થવાના રસ્તા ઉપર અત્યંત ગધ મારતા, મરેલા કૂતરાનું રૂપ વિકુર્વીને મૂકયુ. ગુણ દૃષ્ટિની પરીક્ષા કરવા માટે ઈરાદાપૂર્વક દેવે એવા ગંધાતા કૂતરામાં પણ તેની દાંતની પક્તિ તેણે ચક-

ચકચકાટ કરતી ઘણી સુંદર બનાવી હતી. કૂતરાનું આખું શરીર અત્યંત દુગંછનીય હતું. માત્ર તેમાં સારભૂત વસ્તુ દાંતની પંક્તિ હતી.

થોડી વારે શ્રી કૃષ્ણ પોતાના માણસો સાથે એ રસ્તે આવી પહોંચ્યા. હજી કૂતરાનુ મડદુ નજરે પણ નહોતું પડયું ત્યાં તો તેમની સાથેના માણસો મોં બગાડી ને બોલી ઉઠ્યા કે કહો કે ન કહો પણ આટલામાં કોઇ મરેલું જાનવર પડયું હોવું જોઇએ. જુઓને કેવી ભયંકર દુર્ગંધ આવે છે. પોતાના નાક આગળ વસ્ત્ર રાખીને સહુ આગળ ચાલવા લાગ્યા. તેવામાં કૃષ્ણ મહારાજની નજર રસ્તા પર પડેલા મરેલા કૂતરા પર પડી, દુર્ગંધ બેસુમાર હતી. કૂતરાનું મોં એવું તો કદરૂપું દેખાતું હતું કે ભલભલાને ચીતરી ચડે. તેની સામે જોયા સિવાય અન્ય માણસો ઝડપથી ત્યાંથી પસાર થઈ જતા હતા. જ્યારે કૃષ્ણ મહારાજા હાથ લાંબો કરીને બોલ્યા કે ભાઇઓ! જુઓ તો ખરા આ કૂતરાના મુખમાં રહેલા દાંત કેવા સરસ છે. જાણે કે દાડમના દાણા જોઇલો. ગંધાતા અને મરેલા કૂતરાના મુખમાં રહેલાં દાંતની સુંદરતાની પ્રશંસા કૃષ્ણ મહારાજાના મુખથી સાંભળીને દેવ તો દિગજ થઈ ગયો. કૃષ્ણ મહારાજાના સારગ્રાહી સ્વભાવની જે પ્રશંસા ઈન્દ્ર મહારાજે કરી હતી તે તેને સાચી લાગી. પછી પોતે પ્રગટ થઈ કૃષ્ણ મહારાજાની પ્રશંસા કરી દેવલોકમાં પાછો ફર્યો.

આ દૃષ્ટાંતનો સાર એ છે કે, જીવનને કચરાપેટી ન બનાવો, પણ સાર ભવન બનાવો.

આપણામાં અવગુણ તો અનેક છે. એટલે જો આપણે બીજેથી ગુણ ગ્રહણ કરવાને બદલે દોષ જ ગ્રહણ કરતા રહીશું તો આપણું જીવન દુર્ગંધ મારતા ઉકરડા જેવું બની જશે.

કોઈ માણસ પોતાના ઘરમાં કચરો ભેગો કરતો નથી પણ ખુણે-ખાંચરેથી પણ તેને શોધીને બહાર ફેંકી આવે છે. તેવી જ રીતે આપણને જીવનમાં દોષરૂપી કચરો દૂર કરવાને બદલે તેમાં વધારો થાય એવા વિચાર-વાણી અને વર્તન ખટકે નહિ, ડંખે નહિ ત્યાં સુધી આપણી દૃષ્ટિ સારગ્રાહિ બની શકે નહિ.

આંખ, કાન, જીભ વગેરે ઇન્દ્રિઓ બીજાના દોષ જોવા સાભળવા-ગાવા માટે નથી મળી, પણ બીજાઓમાં રહેલા ગુણ જોવા-સાંભળવા તેમજ ગાવા માટે મળી છે. દોષ નજરથી દિન પ્રતિદિન આપણી પાત્રતા ઓછી થતી આવે છે. અને ગુણ નજરથી પાત્રતા વધતી જાય છે.

ચડીઆતા પણાના ઘમડમાં બીજાને હલકા ચીતરવા, પોતાના દોષોનો બચાવ કરવો એ પતનનો માર્ગ છે શરીર, ઘર, વસ્ત્રવગેરે ચોકખા રાખવા ગમે છે, તેમ મનની ચોકખાઇ પણ આપણને ગમવી જોઇએ ચોકખુ મન, જીવન ને ચોકખું બનાવશે.

કૃષ્ણ મહારાજાએ મરેલા કૂતરામાથી પણ જે સાર હતો તે ખેચ્યો તો તે શિષ્ટ સમાજમા પ્રશંસનીય બન્યા, દેવગણમા તેમના ગુણ ગવાયા તે વસ્તુ એમ બતાવે છે કે

મનુષ્યે દરેકમાંથી ગુણુ ગ્રહણુ કરવા જોઇએ. અને દોષ પોતાના જોવા જોઇએ બીજામાંથી તો ખૂબીજ શોધવી જોઇએ પણુ ખામી નહિ. અરે! આગળ વધીને કહીએ તો પોતાના રાઈ જેવડા દોષને પર્વત તુલ્ય માનવો જોઇએ. અને પરના રાઈ જેવડા ગુણુને પર્વત તુલ્ય માનવો જોઇએ. દૃષ્ટિ જેટલી ગુણાનુરાગિણી બને છે. એટલોજ મનુષ્ય મહાન બને છે.

ગુણાનુરાગી માણુસ આ રીતે જ વર્તતા હોય છે. તે દોષને ઉપાડીને બહાર ફેંકી દે છે અને ગુણુને ચિંતામણિ રત્ન કરતા પણુ અધિક માની તેનો સંગ્રહ કરે છે.

હિંસા, ચોરી, જુઠ, પરનિંદા એ બધા દોષ છે. દયા, દાન, સત્ય, સરળતા, સંતોષ એ બધા ગુણુ છે.

'સારૂં તે મારૂં' સૂત્રને અપનાવીને આપણે સારગ્રાહી જીવનના ઉપાસક બનીએ!



# ૪૯ લોભનો અંજામ

ઉકરડો એટલે ઉકરડો તેમાં હાથ નાંખીને ફેંદો તો તેમાંથી કોઈ પણ પદાર્થ ન જ મળે એટલે ઉકરડા પાસેથી પસાર થતી વખતે ઘણા માણસો પોતાના નાક આડે રૂમાલ રાખતા હોય છે. તે જ રીતે આપણને મળેલા શરીર અને ઈન્દ્રિયો વગેરેનો જો આપણે દુરુપયોગ કરીએ તેના વડે પાપ કૃત્યો જ કરીએ તો આપણું શરીર અને ઇન્દ્રિયો વગેરે દુર્ગંધ મારતા ઉકરડા કરતા પણ અધિક દુર્ગંધમય બની જાય છે એટલે જીવતાં તો આદર ન પામીએ પણ મર્યાં પછી આપણા મૃત દેહ તરફ પણ દુનિયા તિરસ્કાર દાખવે છે લોભ અને સ્વાર્થ એ બે એવા ભયકર દુર્ગુણો છે કે તેનુ સેવન કરનારના જીવની આવી દુર્દશા થાય છે આ વિષય પર પ્રેરક પ્રકાશ પાડતું આ દૃષ્ટાંત આપણા માટે એક રામબાણ ઔષધની ગરજ સારે એવું છે

લોભાંધ એક શેઠ હતા તેની પાસે લક્ષ્મી ઘણી હતી. પણ કોઈને આપવાની વાત તે સમજતા જ નહિ કોઈ માણસને દાન કરતો જોઈને પણ એમનુ કાળજું કપાઈ જતું અને તાવ આવી જતો અને કહેતો કે હાય બાપ! આપણી મુડી બીજાને તે શે અપાય?

કુદરતને કરવું કે અલ્પકાળની માં ^ ં શેઠની ગૂજરી ગયાં. પુત્ર કે પુત્રી શેઠને

એકલા પડ્યા પણ પાસે લક્ષ્મી હોવાના કારણે તેમને આ એકલપણું ખાસ ખટક્યું નહિ.

મુંબઈમાં શેઠની પેઢી ચાલે. પેઢીની વાર્ષિક કમાણી પણ સારી હતી. છતાં જો કોઈ ટીપ લઇને જતું તો શેઠ તેને સ્પષ્ટ ભાષામાં સંભળાવી દેતા કે તમારા માટે પરસેવાન થી પાડતા. પૈસા કોઈ એમને એમ નથી કમાતા. આ શેઠ લોભી નહિ પણ મહાલોભાંધ હતા. એટલે નહોતા પોતે ભોગવતા કે નહોતા કોઇને એક પાઇ આપી શકતા.

પેઢીનો કારોબાર મોટા મુનીમને સોંપીને શેઠ થોડા દિવસ માટે વતનમાં આવ્યા. વતનમાં પણ બધા તેમને 'લોભીયા શેઠ' તરીકે ઓળખતા. વતનમાં આવ્યાને માંડ અઠવાડિયું થયું ત્યાં મુંબઈની પેઢી ઉપરથી તાર આવ્યો, તારમાં લખ્યું હતું કે, રૂપીયા ત્રણ લાખનું નુકશાન ગયું છે.

લોભમાં આંધળા તથા સ્વાર્થમાં શૂરા એવા શેઠ માટે આ તાર, વિજળીના તાર સમાન પુરવાર થયો. હાય રે હાય! ત્રણ લાખ ગયા. હવે શું થશે? એવા બળાપા સાથે શેઠ ઘરનો ઓરડો બંધ કરીને વિચાર કરવા બેઠા. કોઈ સારો વિચાર તો તેમને આવ્યો નહિ પણ 'લક્ષ્મી–લક્ષ્મી ......!' કરતાં ઢળી પડ્યા. લક્ષ્મી તો પડી રહી અને શેઠ જતા રહ્યા. ન તેમને શ્રી નવકાર સંભળાવવા કોઈ મળ્યો કે ન શ્રી અરિહંતની યાદ અપાવનાર કોઈ સાધર્મિકનો જોગ થયો.

એકલપેટા શેઠનું શબ બંધ ઓરડામાં ગંધાઈ ઉઠયું. એ દુર્ગંધ પાડોશમાં ફેલાણી એટલે પાડોશીઓએ પોલીસ

બોલાવીને બારણા તોડાવ્યા અંદર જુએ છે તો બે હાથ પહોળા કરીને શેઠ ચત્તાપાટ પડ્યા છે પણ તેમને કોઈને તેમના આવા પ્રકારના મૃત્યુ માટે ખેદ ન થયો.

કાયદેસરના કાગળ કરીને પોલીસ શબને લઈ ગઈ શબને અગ્નિ સંસ્કારનો જોગ પણ ન થયો શેઠ મરી ગયા. એ સમાચાર સહુએ જાણે કાંઇ જ અજુગતુ બન્યું નથી એવી હળવાશ સાથે સાંભળી લીધા છેવટે પોલીસે શેઠના ગંધાઈ ઉઠેલા શબને જંગલની ઝાડીમાં ફેંકી દીધું.

આ જંગલથી થોડે દૂર આવેલી નદીના કાંઠે એક સાધુનો આશ્રમ હતો સાધુ આશ્રમમાં રહીને તપ જપ કરતા હતા તેમને પણ આ શબની દુર્ગંધ આવી. ઉઠીને તપાસ કરી તો શેઠનુ શબ નીકળ્યું શેઠના લોભાંધ સ્વભાવથી પરિચિત સાધુ વિચાર કરવા લાગ્યા કે ધનનો અતિલોભ જીવની કેવી દુર્દશા કરે છે ?

એવામાં અતિ ભૂખ્યું એક શિયાળ મડદાની ગંધથી ખેંચાઇને ત્યાં દોડી આવ્યું. શિયાળીયું શબને દાઢ બેસાડવા જાય તે પહેલાં સાધુએ તેને રોકીને કહ્યું કે, હે શિયાળ ! આ શબને તુ ખાઈશ નહિ. કારણ કે એ ભારોભાર પાપવડે ખરડાયેલું છે. એટલે શિયાળ બોલ્યો, કે મહારાજ ! હુ ઘણો ભૂખ્યો છું માટે આપ મને ન રોકો છેવટે એનો એક હાથ તો મને કરડી ખાવા દો. સાધુ બોલ્યા કે, જે હાથથી એણે કદી કોઈ સુકૃત કર્યું નથી, કોઈને દાન દીધું નથી એ હાથ જો તુ ખાઈશ તો વધારે દુઃખી થઈશ એટલે શિયાળે કહ્યું કે તો પછી મને કાન ખાવા દો. શિયાળને સમજાવતા

સાધુ બોલ્યા, કે કાન ખાવાની તો તું વાત જ ન કરીશ. એ કાન વડે તો એણે આખી જીંદગી સુધી વિષય-કષાય અને કેવળ સ્વાર્થથી ભરપુર ઝેરી વાતો જ સાંભળી છે. પણ કોઈ દિવસ ક્ષણવાર પણ તેણે સત્પુરુષોની વાણીનું શ્રવણ કર્યું જ નથી.

મડદા તરફ લાલચુ આંખે જોતું શિયાળ બોલ્યું કે હું એની આંખો ખાઈ જાઉં, તેમાં તો વાંધો નથી ને? સાધુ બોલ્યા કે તું આ શું બોલે છે? એ નેત્રો ખાવાનો તું વિચાર કરે છે કે જે દિન રાત પરસ્ત્રીઓનાં રૂપ જોવામાં મશગુલ રહ્યાં છે, જેણે કદી પ્રભુના દર્શન કરવાની ઉત્સુકતા બતાવી જ નથી સંતના દર્શન કર્યા જ નથી. છેવટે કંટાળીને શિયાળ બોલ્યું કે પગ ખાવામાં તો વાંધો નથી ને? સાધુએ કહ્યું કે તેના પગ પણ ખાવા લાયક નથી. કારણ કે એ પગનો પણ એણે તીર્થયાત્રામા કદી સદુપયોગ નથી કર્યો. પણ માત્ર ધન ભેગું કરવાની દોડધામ પાછળ જ એણે પગનો કેવળ દુરૂપયોગ જ કર્યો છે. તો પછી માથાનો ભાગ ખાઈને હું સંતોષ માનું? શિયાળની આ માંગણીને ગેરવ્યાજબી ઠેરવતાં સાધુ બોલ્યા કે જે માથું કદી ભગવાનને નમ્યું નથી તેમ જ સંતોના ચરણોમાં નમ્યું નથી તે ખાઈશ તો તારી પણ ભારે દુર્ગતિ થશે. એટલે શિયાળ બોલ્યું કે તો દયા કરીને મને એનું પેટ ખાવા દો. એની પણ ના પાડતાં સાધુ બોલ્યા કે, પેટની તો સામે પણ ન દેખીશ. કારણ કે એમાં તો અન્યાયથી મેળવેલા ધનવડે ખરીદેલા અન્નની તથા

અભક્ષ્ય ભક્ષણના પાપની નકરી દુર્ગંધ જ ઉભરાય છે મારી તને સલાહ છે કે તારે ભૂખે મરી જવુ પડે તો મરી જજે પણ આ મડદાના શરીરના કોઇ ભાગ વડે તારી ભૂખ ભાંગવાની કોશિષ ન કરીશ, નહિતર તારી વધુ દુર્દશા થશે.

એટલે ભૂખ્યું શિયાળ ચૂપચાપ ત્યાંથી ચાલતુ થયુ. જંગલના માણસોને બોલાવીને સાધુએ શબને અગ્નિ સંસ્કાર કરાવ્યો. જેથી કોઈ અન્ય પશુ તેનુ ભક્ષણ કરીને વધુ પાપમાં ન પડે.

દિલદ્રાવક આ દૃષ્ટાન્તનો સાર એ છે કે, કદી એકલપેટા ન બનશો થોડામાંથી થોડું પણ દીન-દુખિયાંને આપજો આંગણે આવેલા અભ્યાગતને કદી ન ધૂતકારજો. સાધુ-મહાત્મા પધારે તો તેમની ભક્તિમાં શક્તિ ન છૂપાવશો.

ધન તો આજ છે ને કાલ નથી માટે એનું વાવેતર કરવાનુ ન ચૂકશો. વાવેલું જ ઉગે છે એ ન ભૂલશો. એક દાણો વાવવાથી બદલામાં અનેક દાણા મળે છે એ જગ પ્રસિદ્ધ ન્યાય છે.

આપણા અંગત મોજ-શોખ માટે આપણે લાખો રૂપિયા ઉડાડી દઇએ એટલે ઉદાર ન કહેવાઇએ

દેવ-ગુરુ-ધર્મ-જ્ઞાન-સાધર્મિક તથા દીનદુખિયાં અને પશુ-પંખીઓ વગેરેને ભૂલીને સ્વાર્થમાં ચકચૂર બનીશું તો આપણે પણ આ લોભાંધશેઠ જેવી દુર્દશામાં ધકેલાઈ જઈશુ.

હાથની શોભા દાન છે. કાનની શોભા સત્શાસ્ત્રોનું શ્રવણ છે આંખોની સાર્થકતા શ્રી જિનપ્રતિમાના દર્શનમાં છે. પગની સફળતા તીર્થયાત્રામાં છે. પણ સીનેમાની લાઇનમાં કલાકો સુધી ઊભા રહેવામાં નહિ. માથું મળ્યાની સાર્થકતા નમસ્કારને પાત્ર પંચ પરમેષ્ઠિ મહાત્માઓને ભાવથી નમસ્કાર વંદન કરવામાં છે. તાડની જેમ અક્કડ થઇને ફરવામાં નહિ. પેટતો પવિત્ર રહે તોજ જીવન પવિત્ર રહી શકે. જેના પેટમાં અનીતિની કમાણીનું અન્ન અને અભક્ષ્ય પદાર્થો જાય છે તેનું મન પણ અપવિત્ર બને છે. અને જીવન પણ દુર્ગંધ મારતા ઉકરડા જેવું બનવા માંડે છે. એ કદી ભુલવા જેવું નથી.

સાધુએ શિયાળને ઉપદેશ આપવા દ્વારાજ કાંઈ કહ્યું છે, તેના ઉપર ગંભીર વિચાર કરીને આપણે આપણા શરીરને સત્કર્મોનું શ્રેષ્ઠ માધ્યમ બનાવવું જોઇએ. પાપી વિચાર-વાણી ને વર્તન પાછળ આપણા શરીરના કોઈ અંગને જોડવું ન જ જોઇએ.

સત્કર્મની ઈજ્જત કરીને આપણે મહામૂલ્ય માનવ દેહને સાર્થક કરીએ.......!



## ૫૦ વીર વણિક

નિયમ સિવાય જીવન ઘડાતુ નથી. નિયમને બંધન સમજીને તેની ઉપેક્ષા કરનાગ માણસો કેટલા બધા બધનો વચ્ચે જીવે છે, એનો વિચાર કરે તો એમનુ માથુ ફરી જાય નિયમના અંકુશ દ્વારાજ પાપ ઉપર અંકુશ સ્થાપીને માનવી સદાચારમય ઉન્નત જીવનનું ઘડતર કરી શકે છે. આ કથાના નાયકનુ જીવન આ બાબતમા ઘણુ-ઘણુ કહી જાય છે

આ સુહીલ પુર પાટણના પ્રદેશમાં ચાંપા નામે વીર પુરુષ રહેતો હતો દર બે-ત્રણ દિવસે તે શહેરમાં ઘી વેચવા જતો હતો.

નીતિથી માલ લેવો, નીતિથી માલ વેચવો પ્રામાણિકતા છોડવી નહિ, બીજાને છેતરવા નહિ જે મળે તેમા સંતોષ માનવો. નીતિ શૂરો આ ચાપો શસ્ત્રવિદ્યામા પણ પારગત હતો પણ કોઈ નિરપરાધીને ન રંજાડવાનો તેને નિયમ હતો અપરાધીને પણ તે નિરૂપાયે ઓછામાં ઓછી શિક્ષા કરતો, આ રીતે અનેક નિયમો વડે શોભતું આદર્શ જીવન તે જીવતો હતો.

એક વખતે તે શહેરમાંથી ગામડે જતો હતો નિર્જન જંગલમાં તેને ત્રણ લૂટારા સામા મળ્યા લુટારાને જોઈને ઊંટ ઉપરથી છલાંગ મારીને તે નીચે કૂદ્યો ધાર્યું હોતતો તે ઊંટ ઉપરથી નાસી શકયો હોત. પણ આવી પલાયન વૃત્તિ

અને કાયરતા તેના સ્વભાવમાં હતી નહિ. વળી તેની પાસે ઊંટ હતો અને લૂંટારા પગે ચાલતા હતા, એટલે તેણે ઊંટ ઉપરથી બેસીને પડકાર-ધડકાર કરવાને બદલે ઊંટ ઉપરથી નીચે ઉતરીને તેમને પડકારતાં કહ્યું કે રસ્તો રોકીને કેમ ઊભા છો? લૂંટારાના સરદારે કહ્યું કે વાણીયા જો તને તારો જીવ વહાલો હોય તો ધન માલ આપી દે. ચાંપાએ કહ્યું કે હું વાણીઓ છું તે ખરૂં છે. પણ ડરપોક નથી. માટે ખૂબ વિચારીને બોલજો. આ શબ્દો સાથે તેણે પોતાની પાસેના પાંચ બાણોમાંથી બે બાણ તોડીને ફેંકી દીધાં.

ચાંપાના આવા વર્તનથી લૂંટારા નવાઈ પામ્યા. તેમણે પૂછ્યું કે, તેં બે બાણ તોડી કેમ નાંખ્યા? ચાંપાએ કહ્યું કે મારી પાસે બાણ પાંચ હતાં. જ્યારે તમે ત્રણ જણા છો. એટલે તમને ત્રણને પહોંચી વળવા માટે ત્રણ બાણ પૂરતાં ગણાય. તેમ છતાં જો વધારે બાણ રાખું તો મારા નિયમનો ભંગ થાય. અને વધારાનાં એ બાણ તમારી સામે વાપરવાની લાલસા પણ થઈ જાય. એટલે મેં નિયમના પાલન માટે વધારાનાં બે બાણ તોડી નાખ્યા છે.

દેહ પર જાડું ધોતિયું, અંગરખું અને માથે મોટા ફાળીઆવાળો આ વણિક તે લૂંટારાઓને સિદ્ધાંત અને શૂરાતનના અવતાર સમો લાગ્યો. જેટલું ઊંચું તેનું ખમીર હતું. એટલો જ તે નિયમોના પાલનમાં દૃઢ હતો. એટલે લૂંટારાઓએ તેને લૂટવાનો વિચાર પડતો મૂકયો. અને મૈત્રીનો હાથ લંબાવતાં કહ્યું કે, તમારી બાણ વિદ્યા જોવાની અમારી ઈચ્છા છે.

વીર ચાંપાએ કહ્યું કે, શૂરાતનના મિથ્યા પ્રદર્શનમાં હું માનતો નથી વળી એ રીતે મારૂં બાણુ બગડે તે પણ ઠીક ન ગણાય

લુંટારાના સરદારે કહ્યું, કે તમારૂં બાણુ બગડતું હોય તો મારૂં બાણુ લો, પણ એકવાર તમારી બાણુવિદ્યા અમને જરૂર બતાવો, અમને તે જોવાની ખૂબ તાલાવેલી થઈ છે. તેમના આગ્રહને વશ થઇને ચાંપો બોલ્યો કે, મારા શૂરાતનના પ્રદર્શન માટે નહિ, પણ વાણીઆને હસી કાઢવાની તમારી મગરૂરીને યોગ્ય જવાબ આપવા માટે હું તમને મારી બાણુ વિદ્યા બતાવું છું.

આમ કહીને તેણે પોતાના થેલામાંથી લાકડાનો એક દડો કાઢ્યો દડો હાથમાં રમાડતાં તે બોલ્યો, તમારા ત્રણમાંથી કોઈ પણ એકજણ, અહીંથી ૧૦૦ ગજ દૂર જઇને આ દડો પોતાના માથા પર મૂકે અહીં ઉભો-ઉભો હું એક જ બાણુ વડે એ દડાને વીંધી નાખીશ, છતાં દડો ધારણુ કરનારના માથાને ઉની આંચ પણ નહિ આવે

લૂટારા બોલ્યા કે એતો જોખમી અખતરો ગણાય એના કરતાં, ઉડતાં કોઇ પંખી ઉપર બાણુ ચલાવીને તમે તમારી કુશળતા બતાવો તો શું વાંધો છે ?

ન્યાય, નીતિ અને દયાને વરેલો વીર ચાંપો બોલ્યો. કે નિરપરાધીને ન સતાવવાનો મારે નિયમ છે, એટલે હું નિરપરાધી પંખી પર તો કોઈ સંજોગોમાં બાણુ ચલાવી જ ન શકું.

છેવટે એક લૂંટારો માથે દડો મૂકવા તૈયાર થયો. જો કે તેના હૈયામાં પણ ગભરાટ તો હતો જ. છતાં જેમતેમ કરીને તે દડો માથે મૂકીને ટટ્ટાર ઉભો રહ્યો. સણુસણુતું બાણ દડો વીંધીને દૂરના ઝાડના થડમાં પેસી ગયું છતાં લુંટારાના એક વાળને પણ ઘસરકો ન પહોંચ્યો. ત્રણે લુંટારા ચાંપાને ભેટી પડ્યા. ચાંપાએ તેમને પુછયુ કે તમે આ અધમ ધંધો કેમ પકડ્યો છે ?

જવાબમાં લુંટારાના સરદારે પોતાની આખી કથા સંભળાવતાં કહ્યું કે, હું વનરાજ છું. મારે મારા પિતાનું રાજ્ય પાછું મેળવવું છે, તે માટે મને દ્રવ્યની જરૂર છે. તે દ્રવ્ય અમે લુંટફાટથી ભેગું કરીએ છીએ. વનરાજના આ ખુલાસાથી ચાંપાએ જાણ્યું કે આતો વીર વનરાજ છે. એટલે તરતજ તેણે પોતાની બધી સંપત્તિ વનરાજના ચરણોમાં તેણે ધરી દીધી. વનરાજે તેને પોતાનો મિત્ર, મંત્રી અને સેનાપતિ બનાવ્યો.

પહેલદાર હીરા જેવા આ દૃષ્ટાન્તનું તાત્પર્ય એ છે કે,—

(૧) જીવનના ઘડતર માટે નિયમોનું પાલન કરવું જોઇએ.

(૨) ગૃહસ્થીએ પણ નીતિ, પ્રામાણિકતાપૂર્વક વેપાર કરવાનો નિયમ પાળવો જોઇએ.

(૩) કાયરતા ન સેવવી જોઇએ.

(૪) પરને પીડા ન પહોંચાડવી જોઇએ.

(૫) ધનનો સદુપયોગ કરવો જોઈએ.

આ અને આવા બીજા નિયમો પાળવાથી 'વણીક'માં વીરતા અને પરગજુપણું પ્રગટ થાય છે

વણિક વૃત્તિનું યથાર્થપણે પાલન થાય છે, તો પ્રામાણિકતા અને પરોપકાર પાંગરે જ છે.

બીજાપાસેથી વસ્તુ લે, નીતિથી બીજાને આપે નીતિથી એવા વણિકને કાયરતા કદી આભડતી નથી. પણ ખરી ખુમારી તેના જીવનમાં પ્રગટે છે, અને નીતિનું દ્રવ્ય પોતાના સ્વભાવ મુજબ તે પરમાર્થમાજ વાપરે છે

ચાંપો એકલો હતો સામે ત્રણ લૂટારા હતા. છતાં તે ડર્યો નહિ, દયાની ભીખ માંગી નહિ કારણ કે એના મન અને તન નીતિના નિયમ વડે કસાયેલા હતા.

લુટારા પગપાળા હતા. એટલે ચાંપો પોતાનાં ઊંટ ઉપરથી નીચે ઉતરી ગયો, તે પણ માર્ગાનુસારિને છાજતો નિયમ છે.

છેવટે તેણે પોતાનું ધન વનરાજને આપી દીધુ. ધન કયારે સ્વેચ્છાએ આપી શકાય? જ્યારે ધનમુર્છા સાવ પાતળી પડી ગઇ હોય અને જીવનમા દયા-દાન-ન્યાય-નિતિને પ્રધાનતા આપવામા આવી હોય, તો જ આ રીતે ધન અર્પણ કરી શકાય છે.

ચાંપો શૂરાતનના મિથ્યા પ્રદર્શનમાં પણ માનતો ન હતો. એ એમ બતાવે છે કે તે સાચો શૂરવીર હતો. પ્રદર્શન તો અંદરની પોકળતાનુ સૂચક છે.

જીવનને ઘડનારા નિયમોના પાલન માટે આપણે આગળ વધવું જોઇએ. નિયમથી દૂર ભાગીશુ તો સરસ સુંદર પવિત્ર અને મંગલમય જીવન આપણા માટે એક સ્વપ્ન સમાન બની જશે. પ્રભુ વીરના આપણે વારસદારો છીએ તેથી વીરનો ધર્મ આપણે પણ બજાવતા થઇએ!



## બૂરા અને ભલાનો સ્વભાવ.

દુર્જન સોયની અણિ જેવો છે, સજ્જન દોરા યુક્ત સોયના નાકા જેવો છે.

દુર્જનને સોયની અણિની ઉપમા એટલા માટે અપાણી છે કે તે પણ સોયની અણિની જેમ જ્યાં છિદ્ર ન હોય ત્યાં પણ છિદ્ર પાડે છે, અર્થાત્ દોષ રહિત માણસો ઉપર પણ દોષનો આરોપ કરે છે. સોયની અણિને વસ્ત્રમાં છિદ્ર પાડવામાં મજા આવે છે. તેમ દુર્જનને દોષારોપણમાં મજા આવે છે.

જ્યારે દોરાયુક્ત સોયના નાકા જેવો સજ્જન પુરુષ છે તે બીજાના છિદ્રોને ઢાંકે છે અને આવા સજ્જન પુરુષો વડે માણસાઇ મઘમઘે છે.

## ૫૧ ધન્ય ક્ષમા શ્રમણ

અનંત શક્તિશાળી આત્માને પણ ચાર ગતિમાં રઝળાવનારા ચાર કષાયોને આત્માના પ્રદેશે પ્રદેશમાથી ઉખેડી નાખવા માટે હાર્દિક પ્રયત્ન કરનાર એક મુનિ ભગવંતનો આ જીવન પ્રસંગ ખૂબ ગંભીરતાપૂર્વક વાંચવા અને વિચારંવા લાયક છે તેના વાંચનથી આપણા જીવનમાં ઘર કરીને રહેલા દોષોની ભય કરતા આપણને સમજાશે. એ ભયંકરતા સમજાતા એવા તમામ દોષો તરફ આપણી આંખ લાલ થશે. તથા દોષોને પોષણ મળે એવા વિચાર, વાણી તેમજ વર્તનથી દૂર રહેવાની જાગૃતિ આપણા જીવનમા આવશે અને એ જાગૃતિ જ આપણા જીવનનો દીવો બનશે માટે આ પ્રસંગ કથામાં ગંભીરતાપૂર્વક મન પરોવવાની ભલામણ છે

રમુજી સ્વભાવના એક પ્રોફેસર હતા ગમે તેની મજાક કરવી એ તેમને મન રમતવાત હતી શહેરની કૉલેજમાથી રજા લઈને પ્રોફેસર કૌટુમ્બિક કાર્ય માટે વતનમાં આવ્યા હતા. બજારમાથી શાક લઈને ઘેર જતા હતા, ત્યારે રસ્તામા તેમણે એક મુનિરાજને જોયા મુનિરાજનુ માથું, દાઢી, મૂછ અને વાળ વગરના હતા. તે જોઈને ટીખળી સ્વભાવના પ્રોફેસરે મુનિરાજને પૂછ્યું, કે કહો મુનિરાજ તમારે વલી કોણ સંબધી મરી ગયું છે, કે જેથી તમારે પણ દાઢી, મૂછ અને મસ્તકના વાળ આદિનું મુંડન કરાવવું પડ્યું છે? સમતાનો પરિચય

કરાવતા મુનિરાજે જવાબ આપતાં કહ્યું, કે ભાઇ! મારા અનાદિ કાળના સગાં સંબંધીઓ એવા ક્રોધ, માન, માયા, લોભ આદિ કષાયો મરી ગયાં છે, તેથી મેં મસ્તક, દાઢી અને મૂછ મુંડાવી નાંખ્યા છે.

પ્રોફેસર અર્થ-શાસ્ત્રના વિદ્વાન હતા. એટલે તેમણે વિચાર્યું કે મુનિરાજ જે કાંઇ બોલ્યા તે સાચું હશે કે પછી એક મુનિના શિષ્ટાચાર અનુસારજ બોલ્યા હશે! એનો મારે ચોક્કસ નિર્ણય કરવો જોઇએ, અને તે નિર્ણય કરવા માટે બીજે દિવસે તે ઉપાશ્રયે ગયો અને મુનિરાજને વિનંતિ કરી કે હે મહાત્મન! આજ તો આપ મેરે ઘર પર ભિક્ષા કે લીએ પધારીએ ઔર મેરા ઘર પાવન કીજીએ!!!

મુનિરાજ તો સાચા ક્ષમા શ્રમણ હતા. પ્રોફેસરના આગલા દિવસની ટીખળની કોઈ અસર તેમના પર થઈ નહોતી. એટલે ઓઘો બગલમાં રાખી, હાથમાં પાતરાની ઝોળી લઇ પ્રોફેસર સાથે ગોચરી લેવા ચાલ્યા. પ્રોફેસરનો ઈરાદો મુનિ-રાજની ક્ષમાની પરીક્ષા કરવાનો હતો, જ્યારે મુનિરાજ સમ-તામાં મગ્ન હતા. બરાબર પોતાના ઘરના દ્વાર સુધી તો પ્રોફેસર મુનિરાજની સાથે આવ્યા પણ પછી પ્રોફેસર એકા-એક ત્યાંથી ખસી ગયા. મુનિરાજ તો ધર્મલાભ બોલીને ઘરમાં દાખલ થયા.

અગાઉથી પ્રોફેસરે પોતાની પત્નીને કહી રાખ્યું હતું, તે મુજબ પ્રોફેસરની પત્નીએ મુનિરાજને પધારો કહેવાને બદલે ઉલટું મુનિરાજનું અપમાન કર્યું. અને કહ્યું કે ઘર—

ઘર ભીખ માગતાં તમને શરમ નથી આવતી? એમ કરીને મુનિરાજને ઘરની બહાર કાઢ્યા પોતાના પતિની શીખામણથી તેણે મુનિરાજને આ રીતે હડધૂત કર્યા હતા

અપમાનથી અકળાયા સિવાય ક્ષમાવત મુનિરાજ પ્રોફેસરને ત્યાંથી પાછા ફર્યા. સાંજે પ્રોફેસરની પત્નીએ આ બધા સમાચાર પ્રોફેસરને આપી દીધા

બીજે દિવસે પ્રોફેસર ફરીથી ઉપાશ્રયે ગયા અને ઠાવકુ મોઢું રાખીને બોલ્યા કે, મેરે આનેસે પહલેહી કલ આપ મેરે ઘરસે કુછ લીએ બિના હી વાપસ લૌટ ગયે થે, ઇસી લીએ મૈં આજ ફીર પધારનેકી વિનંતી કરને કો આયા હૂં!

મુનિરાજનું હૃદય આકાશ જેવું વિશાળ હતું અને સ્ફટિક જેવુ નિર્મળ હતું, તેમાં ક્ષમાનો પવન વાતો હતો, એટલે ક્રોધરૂપી વાદળને મુદ્દલ પ્રવેશ નહોતો મળતો એટલે ગઈકાલે થયેલા વ્યક્તિગત અપમાનને ભૂલી જઈ સાધુતાના શ્વાસ સમાન સમતાને સાચવતા મુનિરાજ તો પ્રોફેસરને ત્યાં જવા નીકળ્યા. પ્રોફેસર હજી આ ક્ષમાધરને વધુ કસવા માગતો હતો. એટલે તે પોતાના ઘરના ઓરડા સુધી મુનિરાજની સાથે રહ્યો અને નીચી નજરે ચાલતા મુનિરાજ 'ધર્મલાભ' કરીને રસોડા તરફ વળ્યા કે તરત તે સ્નાનઘરમાં છૂપાઈ ગયા.

પ્રોફેસરની પત્ની આ વખતે વધુ કઠોર બની ગઈ કાલે અપમાન કરીને કાઢ્યા તોય આજે શરમ મૂકીને પાછા આવ્યા. એટલે મને એમ લાગે છે કે તમે 'માર માગો છો' એમ

બોલીને તેણે ગુસ્સાનો દેખાવ કરીને મુનિરાજ ઉપર ચીપીયો ઉગાર્યો. આ મુનિરાજ તો સામા અર્થમાં ક્ષમાશ્રમણ હતા. તેથી આ પ્રસંગે ગુસ્સે થવાને બદલે તેમણે આવા પ્રસંગને પણ સીધા, સરળ અર્થમાં લઇને વિચાર્યું કે સારૂં થયું કે એણે મને ચીપીયો માર્યો નહિ પણ માત્ર ઉગામીને જ અટકી ગયો હતો. એટલે બાઇ એટલી દયાળુ ગણાય. એમ ચિંતવતાં ચિંતવતાં સમતાપૂર્વક મુનિરાજ ઉપાશ્રયે પાછા ફર્યા.

મુનિરાજ ઘરમાંથી પાછા ફર્યા એટલે સ્નાન ઘરમાંથી નીકળીને પ્રોફેસરે પત્નીને પૂછયું કે, મુનિરાજ કેવા લાગ્યા? તેણે કહ્યું કે મારા અનુભવે તો એ સો ટચના સોના જેવા છે. મેં ચીપિયો ઉગાર્યો છતાં ક્રોધનું નામ નહિ. જેવા સમતાપૂર્વક આવ્યા હતા તેવા જ સમતાપૂર્વક પાછા ફર્યા. તેમના મુખ ઉપર પ્રસન્નતાજ દેખવામાં આવી. માટે હવે તેમની ક્ષમાને ચકાસવાનું આપણે બંધ કરવું જોઇએ. આવા મહાન આત્માને રંજાડવા તે સારૂં નહિ. આવા મહાત્માની અજાણતા પણ આસાતના કરવાથી મનુષ્ય પાપનો જ ભાગીદાર થાય છે, તો પછી જાણી જોઇને તો વિના કારણ આવા મહાત્માની આપણાથી આશાતના કરાય જ કેમ?

પ્રોફેસર બોલ્યા કે તારી વાત સાથે હું લગભગ સહમત છું, પણ છેલ્લી વારની એક કસોટી કરવાની મારી ઇચ્છા છે. તું એકાદ છૂટું વેલણ મારી દે અને છતાં જો તેમની ક્ષમા અખંડ રહે તો આપણે સહર્ષ તેમના ચરણોમાં પડીને માફી માંગી લઇશું. પોતાના પતિના આગ્રહથી કચવાતાં મને પત્ની,

પતિની વાતમા સહમત થઇ પ્રોફેસર ત્રીજા દિવસે મુનિરાજને બોલાવી લાવ્યો. અને છેલ્લી ક્ષણે ખસી ગયો તેની પત્નીએ પૂરી ઉગ્રતાના દેખાવ સાથે મુનિરાજ પર વેલણનો ઘા કર્યો વેલણ ઢીંચણ ઉપર વાગ્યુ પણ ખરૂ પણ આતો ક્ષમામૂર્તિ મહાત્મા હતા, એટલે સમતાપૂર્વક પાછા ફર્યો

કોઈ પણ જાતના અપરાધ સિવાય ચૂપચાપ વેલણનો ઘા સહન કરનાર મુનિરાજ ખરેખર ક્રોધ મુક્ત છે, એ વાત પ્રોફેસરે સ્વીકારી લીધી ક્રોધની સાથો સાથ તેમનામાંથી માન અને માયા પણ લગભગ મરી પરવાર્યા છે, એ હકીકત પણ તેને સમજાઈ ગઇ. પણ લોભ કે જે પાપનો બાપ ગણાય છે તે મર્યો છે કે નહિ, તેનુ પારખું કરવાની તેને ચટપટી લાગી. ચોથા દિવસે સવારે પોતાની પત્નીને ઉત્તમ પ્રકારના મિષ્ટાન્ન બનાવવાનું કહીને તે મુનિરાજ પાસે ગયો. અને દયાર્દ્ર ચહેરે બોલ્યો, કે મહારાજશ્રી આપતો ક્ષમામૂર્તિ હૈ, બીતી બાતે ભૂલકર મેરે ઘર પધારે ઔર મુઝે કુછ લાભ દેને કી કૃપા કરે!!!

દયાળુ દિલના મુનિરાજ તરત ઉઠ્યા અને પ્રોફેસરની સાથે એને ઘેર ગયા. મુનિરાજ, 'ધર્મલાભ' કહીને ઘરમાં દાખલ થયા કે તરત પ્રોફેસરની પત્ની હાથ જોડતી સામે આવી. અને મુનિરાજના પગમાં પડી. સંભાળજો બહેન! લાગણીના જોસમા મને અડી ન જતા, એમ બોલીને મુનિરાજ બે ડગલાં પાછળ હટ્યા. એટલે પ્રોફેસર અશ્રુભીની આંખે મુનિરાજની ચરણ રજ માથે ચઢાવીને બોલ્યો, હે દયા મૂર્તિ!

મુઝે માફ કરે ! મૈંને ભારી પાપ કિયા હૈ, મેરે ઘર બુલાકર મૈંને હી આપકો મેરી પત્ની કે હાથોં સે કષ્ટ પહુંચાયા હૈં !

પ્રોફેસરના મસ્તક પર સ્નેહાળ દૃષ્ટિપૂર્વક હાથ મૂકતાં મુનિરાજ બોલ્યા કે, મને તમારા બંને તરફ સદ્‌ભાવ જ છે. મારા આત્માના તમે પણ હિતસ્વી છે. તમે તો મારી સમતાને પરિપક્વ કરી છે. સમતાને સુદૃઢ બનાવી છે. તમારે ત્યાં થયેલા અનુભવ તો અમારા પૂર્વજોની જે કસોટીઓ થયેલી હતી, તેની તુલનામાં સાવ સામાન્ય ગણાય. અમારા પૂર્વ મહર્ષિઓમાંના કોઇ તો ઘાણીમાં પીલાઈ ગયા, છતાં તેમણે સમતા ન છોડી, કોઈની ચામડી ઉતરડી નાંખવામાં આવી. છતાં જાણે શરીર ઉપરનું વસ્ત્ર ચીરાઇ રહ્યું છે કે આત્મા ઉપરથી કર્મો ખપી રહ્યાં છે, એવી ઉત્તમ ભાવનાપૂર્વક ક્ષમાની ગંગામાં ઝીલતા રહ્યા. ગજસુકુમાલ મુનિના મસ્તકે સસરાએ ખેરનાં અંગારા ભરેલી ઠીબ મૂકી તો તે મહાત્માએ એમ ચિંતવ્યું કે પોતાના જમાઇને મોક્ષની પાઘડી બંધાવી હોય, એવા સસરા તો કોઈક પુણ્યશાળી ને જ મળે. આવા આવા તો અગણિત મહાત્માઓ થઇ ગયા. હું તો તેમના ચરણની રજ બરાબર છું. ક્રોધ, માન, માયા, લોભ જો સાધુના જીવનમાં પણ ઘર કરી જાય તો સાધુ સાધના માર્ગથી ખસી જાય અને સંસાર સાગરમાં જ ડૂબી જનારો બની જાય.

મુનિરાજની મહાનતાને લાખ લાખ પ્રણામ કરતો પ્રોફે-સર બોલ્યો કે મેં મૂર્ખાએ આપને ખોટી રીતે પજવ્યા. કૃપાનાથ ક્ષમા કરો. હવેથી કદી આવી મૂર્ખાઇ નહિ કરૂં.

એટલામાં પ્રોફેસરના પત્ની જુદી જુદી મિઠાઈઓના થાળ લઈને હાજર થયા. મિઠાઈ જોઈને મુનિરાજ બોલ્યા કે, આજે મારે વિગઈનાં પચ્ચક્ખાણ છે તેથી આવા ભોજનનો આજે મારે ત્યાગ છે પ્રોફેસરે થોડીક મિઠાઈ લેવાનો અતિ આગ્રહ કર્યો, એટલે મુનિરાજે કહ્યું તમારે ખાવા માટે બનાવેલી લુખી રોટલીઓ હોય તો તેમાંથી કંઈક હું લઈ શકુ.

આ મુનિરાજ તો સાચે જ લોભમૂક્ત છે તેમની અનાશક્તિ પણ અદ્ભૂત છે, આમ વિચારતા પ્રોફેસર ગદ્ગદ્ કંઠે બોલી ઉઠ્યા કે ધન્ય ક્ષમા શ્રમણ! ધન્ય મુનિરાજ! ધન્ય હો આપના પવિત્ર ધર્મને! આપના દર્શનથી આજે હું ખરેખર પાવન થયો છુ!!!

બે આત્માઓને ધર્મ પમાડીને મુનિરાજ ઉપાશ્રયે પાછા ફર્યા ક્ષમા શ્રમણનો જય હો! સમતાધારી મહારાજ શ્રીનો સદા જય હો! બોલતાં પ્રોફેસર પણ પોતાની પત્ની સાથે ઉપાશ્રયે પહોંચ્યો અને મુનિરાજને પોતાના ઉપકારી ગુરુ તરીકે સ્વીકારીને નિત્યના સાધુ સમાગમથી પ્રતિદિન ધર્મની આરાધનામાં તે આગળ વધ્યો

પવિત્ર તેમજ પ્રેરક આ પ્રસગમાથી આપણે એ બોધ ગ્રહણ કરવાનો છે કે સાધુ ભગવતની પરીક્ષા કરવાની અનધિકાર ચેષ્ટા કદી ન કરવી.

પ્રોફેસરતો જૈન ધર્મ, જૈન સાધુ જૈન આચાર વગેરેથી લગભગ અજ્ઞાત હતા, એટલે આવી પ્રવૃત્તિ કરી બેઠા. સાધુ ભગવતોના આચાર–પાલન ઉપર તેમના ઉપકારી, ગુરુવર્યો

સદા નજર રાખતા જ હોય છે. આપણે તો તેમની પાસેથી દયા, ક્ષમા, ધીરજ, સહિષ્ણુતા વગેરે ગુણો ગ્રહણ કરવાનું જ લક્ષ્ય રાખવું જોઈએ.

વાત વાતમાં ઉશ્કેરાઈ જવું, સાચું ખોટું જેમ આવે તેમ ભરડી નાખવું; ઓછા સ્વાદવાળી રસોઈ જોઇને ભાણાને તરછોડી દેવું, લક્ષ્મીની લાલસામાં લપટાઇને જીવદયાના પાલનમાં શિથિલ બનવું, આ અને આવા દોષોરૂપી જે અનેક દુર્ગુણો આપણામાં છે, તેને નિર્મૂળ કરવા માટે મુનિરાજ એ સાચા વૈદરાજ છે. માટે દરરોજ તેમની પાસે જઇને આપણા આવા રોગોરૂપી દોષોની રજૂઆત કરવી જોઇએ. અને પછી એ જે દવા આપે તે વિધિપૂર્વક લેવી એ આપણું કર્તવ્ય છે.

જયવંતા જૈન શાસનના ગગનમાં આજે પણ આવા અનેક ક્ષમા શ્રમણો ઝળહળી રહ્યા છે. તેમની ભક્તિ કરવી એ આપણો ધર્મ છે.

ગમે તે નિમિત્તે પણ સાધુ ભગવંતના સંસર્ગમાં આવનારા પ્રોફેસરનું હૃદય પરિવર્તન થયું, તો પૂર્વ પુણ્યના ઉદયે જન્મથી જ સાધુ ભગવંતોના સંસર્ગ પામેલા આપણે "આપણું જીવન ધર્મની આરાધના માટે જ છે." એ સત્યને જીવનનું સત્ય ક્યારે બનાવીશું ?

જાગ્યા ત્યાંથી સવાર ગણીને આપણે ધર્મના સાચા આરાધક બનીએ, તેમ જ ક્ષમા શ્રમણ બનવાની ભાવનાને હૃદયના પટમાં વારંવાર ઘુંટતા રહીએ.

## ૫૨ આંધળાનો ન્યાય

પ્રચલિત આ દૃષ્ટાન્તનો બરાબર અર્થ કરીને બોધ ગ્રહણ કરવામાં આવે તો જીવનમાંથી કદાગ્રહ, કાવાદાવા, કજિયા, તીવ્ર કોટિના રાગ, દ્વેશ વગેરે દોષો નાબૂદ થઈ જાય, અને રાજમાર્ગ પર વેગથી દોડતા રથની જેમ આપણો પણ આરાધનામય રથ નિર્વિઘ્ને મોક્ષપુરીની દિશામા આગળ વધતો રહે

જન્મથી જ આંધળા એવા પાંચ માણસો એક વખત એક નગરમાં હાથી જોવા માટે ગયા પણ હતા આંધળા એટલે આંખો વડે તો હાથીને તેઓ જોઇ શકે તેમ હતા જ નહિ. એટલે હાથી કેવો છે તે જાણવા માટે તેના શરીર ઉપર હાથ ફેરવવા જતાં, એકના હાથમાં તેનો કાન આવ્યો એટલે તેણે માની લીધું કે હાથી સૂપડા જેવો છે બીજાના હાથમાં હાથીનો પગ આવ્યો, એટલે તેણે માની લીધું કે હાથી થાંભલા જેવો છે. ત્રીજાના હાથમાં હાથીની સૂંઢ આવી, એટલે તેણે માની લીધું કે હાથી કેળના સ્તંભ જેવો છે. ચોથાના હાથમાં દંતુશળ આવ્યા, એટલે તેણે માની લીધું, કે હાથી સાંબેલા જેવો છે. પાંચમાના હાથમાં પૂછડું આવ્યુ એટલે તેણે માની લીધુ કે હાથી જાડા દોરડા જેવો છે

આ રીતે હાથીના ભિન્ન-ભિન્ન-અંગોને, ભિન્ન-ભિન્ન ઉપમાઓ આપીને એ પાંચે જણા પોતપોતાનો કક્કો ખરો

કરવા માટે માંહોમાંહે ઝઘડવા લાગ્યા. તેમને ઝઘડતા જોઇને એક દેખતો માણસ તેમની પાસે ગયો. અને તેમના ઝઘડાનું નિવારણ કરતો બોલ્યો કે, ભાઇઓ! તમે નાહક ખોટી રીતે ઝગડી રહ્યા છો. તમારામાંથી કોઈએ-આખા હાથીને તો જોયો જ નથી. માટે તમારે મારી વાત માનીને આ ઝઘડો છોડી દેવો જોઇએ. મેં હાથીનું પૂરૂં દર્શન કર્યું છે. એક એક અંગને પકડીને તમે હાથીનું પૂરૂં દર્શન કદી પણ નહિ કરી શકો. આખા હાથીનું દર્શન કરવા માટે તમારે તેનું દર્શન કરનારના શબ્દોમાં જ વિશ્વાસ મૂકવો જોઈએ.

એટલે એ પાંચેય જણા, દેખતા માણસના વચનમાં વિશ્વાસ મૂકીને સાચી પરિસ્થિતિ સમજીને શાન્ત થયા. આ દૃષ્ટાન્ત માર્મિક છે.

જે પાંચ આંધળા કહ્યા તે-કાળ, સ્વભાવ નિયતિ, પૂર્વકૃત કર્મ અને પુરુષાર્થ. તે પાંચમાંથી એકએકને જ જીવનની સફળતાનું પ્રધાન કારણ માનીને વર્તનારા એકાંતવાદી સમજવા અને છઠ્ઠો જે દેખતો માણસ આવ્યો તે શ્રી જિનમતના મર્મનો જાણકાર અનેકાંતવાદી સમજવો.

પ્રાણી, પદાર્થ કે પરિસ્થિતિના એકજ અંગનું દર્શન કરીને જે અભિપ્રાય બંધાય છે, તેનાથી જીવ અજ્ઞાનરૂપી અંધકારમાં અધિક અટવાઈ પડે છે. આવું દર્શન, તે મિથ્યા દર્શન કહેવાય છે. પાંચેય સમવાય કારણોથી કાર્ય નિષ્પન્ન થાય છે, એવો જે જિનમત છે, તેમાં આસ્થા બંધાવાથી સમ્યગ દર્શન અર્થાત્ સાચા દર્શન માટેની આંતર દૃષ્ટિ ઉઘડે છે.

કેટલાક માણુસો કાળને જ પ્રધાનતા આપે છે તો કેટલાક એકાંત પુરુષાર્થને જ પ્રધાનતા આપે છે જ્યારે કેટલાક પુર્વકૃત કર્મને જ એકાંતપણે પ્રધાનતા આપે છે. વળી કેટલાક એકાંત સ્વભાવને જ પ્રધાનતા આપે છે અને કેટલાક એકલી નિયત-ભવિતવ્યતાને જ પ્રધાનતા આપે છે.

આ પાંચેય મત તે પાંચ સમવાય કારણો છે, અને તે પાંચે ભેગા મળે છે, ત્યારે કાર્ય થાય છે.

આંધળાના અનુભવને આધારભૂત માની ને ચાલવાથી દુ:ખી થવાય છે તેમ ઉક્ત પાંચ કારણોમાંથી કોઇ એકને જ મુખ્ય માની લેવું તે પણ સાચી સમજણ નથી પણ સમજણનો અંધાપો છે. આ અધાપો અનેક અનર્થોનુ કારણ બને છે.

માટે આપણે સર્વજ્ઞ શ્રી તીર્થંકર પરમાત્માના વચનમાં વિશ્વાસ રાખીને પાંચેય સમવાય કારણો પોતપોતાના સ્થાને એક સરખુ મહત્ત્વ ધરાવી રહ્યા છે એમ માનીને ચાલવું જોઇએ પરંતુ આ પાંચમાંથી કોઇ એકના જ આગ્રહી ન બનવુ જોઇએ જ્યાં એકાંત આગ્રહ હોય છે ત્યાં સત્યનું સંપૂર્ણ દર્શન થતું નથી.

એક કારણ વિશેષના આગ્રહી તો એકાન્ત વાદી બની જઇને સ્વપરની વિડંબનાનું જ કારણ બને છે જ્યારે પાંચેય કારણોને સરખો ન્યાય આપનારો અનેકાંતવાદી બનીને સ્વ-પરના હિતમા સક્રિય બની રહે છે.

આ દુનિયામાં ચાલતા મોટા ભાગના કદાગ્રહ, કજિયા કાવા દાવા–વિતંડાવાદ એ બધું જ આ પાંચ કારણો વિષેની યથાર્થ સમજના અભાવે ટકે છે, ટકયા છે અને ટકશે. આ પાંચની યથાર્થ સમજણ આવતાં જીવનમાં શાન્તિ સદ્‌ભાવ, સમતા, સહિષ્ણુતા વગેરે ગુણો અવશ્ય પ્રગટવા માંડે છે.

હાથીને પગ પણ હોય અને સૂંઢ પણ હોય તેમ નિષ્પન્ન થતા એક કાર્યમાં પુરુષાર્થનો હિસ્સો પણ હોય છે, અને કાળ આદિ અન્ય ચાર કારણોનો પણ હિસ્સો હોય છે. ગૌણ મુખ્ય ભાવે પાંચેનો હિસ્સો માનવામાં આવે તો જ યથાર્થ દૃષ્ટિ કહેવાય

મહાસાર્થવાહ એવા શ્રી જિનેશ્વરદેવે પ્રકાશેલા ધર્મના ધોરી માર્ગ પર ચાલતા રહીને જ આપણે આપણું હિત સાધી શકીશું.



# ૫૩ રીઝવીએ જગનાથને

એક માનવી આખા જગતને રીઝવી ન શકે. તેમ છતા જો તે આખા જગતને રીઝવવાનો પ્રયત્ન કરે તો તે અવશ્ય હેરાન પરેશાન થઇ જાય તે ના જીવનની શાન્તિ અને સ્થિરતા ખેદાન–મેદાન થઇ જાય જેટલા માણસો એટલા મત–અભિપ્રાય હોય છે. તમે એકને રીઝવો એટલે બીજો નારાજ થવાનો જ. એ રીતે આખા જગતને રીઝવવાનો કોઇ ઉપાય છે જ નહિ. આ દિશામા આ દૃષ્ટાન્ત સરસ માર્ગદર્શન પૂરુ પાડે છે

ગામડેથી શહેરમા ખરીદી કરવા આવેલા બાપદીકરો ખરીદી કરીને ગામડે પાછા જવા નીકળ્યા. તેમની પાસે ઘોડો એક હતો, જ્યારે બેસનારા બે જણા હતા. પુત્ર તરફના વાત્સલ્યથી પ્રેરાઇને પિતાએ તેને ઘોડા પર બેસાડ્યો અને તે પાછળ–પાછળ ચાલવા લાગ્યો.

થોડે દૂર જતા તેમને એક માણસ મળ્યો ઘોડાપર બેઠેલા છોકરાને, તેણે પૂછ્યુ કે, તારી પાછળ–પાછળ ચાલે છે, એ પુરૂષ તારે શું થાય? "છોકરાએ કહ્યું કે એ મારા બાપા થાય છે." એટલે વટેમાર્ગુ બોલ્યો કે "વડીલ બાપને મૂકીને આમ ઘોડે બેસતા તને શરમ નથી આવતી?" છોકરો શરમાઇને નીચે ઉતરી ગયો અને પોતાના પિતાને ઘોડા પર બેસાડીને પાછળ ચાલવા લાગ્યો.

એવામાં તેમને બીજો એક માણસ મળ્યો. તેણે ઘોડા પર બેઠેલા પુરૂષને પૂછ્યું કે તમારી પાછળ આવતો આ છોકરો તમારો શું સગો થાય છે? તેણે કહ્યું કે એ મારો દીકરો છે. ફુલ જેવા કોમળ છોકરાને ચલાવો છો અને તમે શશક્ત અને પીઢ થઈને ઘોડા પર મોજ કરો છો, એ જરાય શોભતું નથી તમારા માટે તો એ ભારે શરમની વાત ગણાય.

આ સાંભળીને પિતા ઘોડા ઉપરથી ઉતરી ગયો અને તેણે છોકરાને ઘોડા ઉપર બેસવાનું કહ્યું. છોકરાએ કહ્યું કે ના બાપુ હવે હું નહિ બેસું, કારણ કે વળી કોઈ માણસ મળે તો તે મને ટોકયા સિવાય ન રહે. માટે તમે જ ઘોડા પર બેસો. પિતા પણ બીજાની ટકોરથી ડરીને ઘોડા પર ન બેઠો.

એટલે બાપ-દિકરો બંને, દુનિયાના માણસોને રાજી રાખવા ખાતર ઘોડાને દોરતા પગે ચાલવા લાગ્યા. એવામાં તેમને ત્રીજો એક માણસ માર્ગમાં ભેટી ગયો. તેણે કહ્યું કે તમે બંને કેવા મૂર્ખ છો? પાસે ઘોડો હોવા છતાં પગે ચાલો છો તો ઘોડો શા માટે લાવ્યા છો? બાપ-દિકરાને આ વાત ઠીક લાગી. અને બંને જણા ઘોડા ઉપર બેસીને આગળ ચાલ્યા.

એટલામાં તેમને ચોથો માણસ મળ્યો. તે બોલ્યો કે, તમારે આ ઘોડાને મારી નાખવાનો છે કે શું? એક સાથે બે જણા બેસી ગયા છો. તમારા દિલમાં બિચારા

આ અવાચકઘોડા માટે જરાય દયાનો છાંટો પણ જણાતો નથી. આ ઘોડામાં પણ આપણા જેવો જ આત્મા છે અને તેના ઉપર તમારે દયા રાખવી જોઈએ

એટલે બાપ-દીકરો બન્ને ઘોડા પરથી ઉતરી ગયા અને રસ્તા ઉપર ઊભા રહીને વિચારવા લાગ્યા કે, હવે શું કરવું ? બને ઘોડા ઉપર બેઠા તો પણ ટીકાપાત્ર બન્યા. અલગ-અલગ બેઠા તો પણ માણુસો નારાજ થયા. માટે હવે તો લોકોને રીઝવવાનો એક જ રસ્તો છે અને તે એ કે આ ઘોડાને ઉપાડીને આપણે આગળ જઇએ. આમ વિચારીને બાપ દીકરો ઘોડાને ઉપાડવા ગયા, પણ જોરથી હણહણતો ઘોડો દૂર દૂર ભાગ્યો, અને બાપ-દીકરો ભોય પર પટકાણા.

આ દૃષ્ટાન્તનો સાર એ છે કે, લોકોના અભિપ્રાય મુજબ ચાલવા જશો તો દુખી થશો એક સાથે બધા માણુસોને રાજી કરી શકાય એવો કોઈ ઉપાય છે જ નહિ. કારણુ કે માણુસે-માણુસે મત જુદા-જુદા હોય છે એક માણુસને છોકરાની દયા આવી તો બીજાને વૃદ્ધની દયા આવી, જ્યારે ત્રીજાને ઘોડાની દયા આવી. એ બધાને રીઝવવા જતાં બાપ-દીકરો હેરાન થયા

એટલે લોકોને ખુશ કરવાના પ્રયત્નો છોડી દઇને આપણે લોકનાથને ખુશ કરવાના પ્રયત્નો કરવા જોઇએ લોકનાથ એટલે ત્રિજગપતિ શ્રી જિનેશ્વરદેવ. તેમની આજ્ઞાનુ પાલન કરવુ એ જ તેમને ખુશ કરવાનો

અંગભૂત શાસ્ત્રોના અભિપ્રાય અનુસાર જીવન જીવવાથી લોકોનો સ્નેહ પણ સંપાદિત થાય છે અને લોકપતિને રીઝવી પણ શકાય છે.

શાસ્ત્રને આધાર બનાવી તે મુજબ જીવન જીવતા પૂજ્ય પુરુષોના અભિપ્રાયને વજન આપી, જીવન જીવતાં થઈએ તો બધીજ મુંઝવણ દૂર થઈ જાય. કારણ કે શાસ્ત્રની આજ્ઞા મુજબનું જીવન જીવવાથી સ્વ તેમજ પરનું હિત જ થાય છે. એટલે પરને રીઝવવાના મુદ્દાનું પણ તેમાં સમાધાન થઈ જાય છે.

ચંચળ સ્વભાવના અજ્ઞાન માણસોના અભિપ્રાયને પ્રાધાન્ય આપીએ તો આપણું જીવન સ્થિર સિદ્ધાન્તમાં વિશ્વાસ સ્થાપી ન શકે. અને તે કારણે આપણે અસ્થિરતાના ભોગ બનીને જીવન હારી જઈએ.

જીવનને સાર્થક કરવા માટે શ્રી જિનેશ્વર દેવની આજ્ઞા અને તે આજ્ઞાનું ત્રિવિધે પાલન કરી રહેલા મહાત્માઓના ધર્મોપદેશને, આધાર બનાવીશું તો જ આપણે નિરાધાર દશામાંથી જરૂર મુક્ત થઈ શકીશું. અને આપણું વાસ્તવિક આત્મકલ્યાણ પણ અવશ્ય સાધી શકીશું.



# ૫૪ આત્મ જ્ઞાનની ચાવી

## (તેરા હૈ સો તેરી પાસે અવર સબ અનેરા)

લોક પ્રસિદ્ધ આ દૃષ્ટાન્તમા એક અપેક્ષાથી આત્મ દૃષ્ટિ જોવા મળે છે. જે અપેક્ષાથી આત્મદૃષ્ટિ જોવા મળે છે, તે સમજવા યોગ્ય હોવાથી અહીં તેને સ્થાન આપવામા આવ્યુ છે.

જેમના હાથ–પગ, નાક–કાન આદિ આઠે અંગ વાકા હોવાથી અષ્ટાવક્ર નામે ઓળખાતા હતા તે અષ્ટાવક્રે જનક રાજાને આત્મતત્ત્વ અંગે જે બોધ આપ્યો હતો, તેનું નિરૂપણ આ કથામા ગૂથાએલુ છે

મિથિલાપતિ રાજા જનક તત્ત્વ – જિજ્ઞાસુ હતા. એક વખત સભા ભરી તેમણે મોટા મોટા વિદ્વાનોને બોલાવ્યા, અને કહ્યું, કે એવો માર્ગ બતાવો કે બે ઘડીમા ઇશ્વર દર્શન થાય

આ સભામાં દેશોદેશના પંડિતો આવ્યા હતા. તેમાં અષ્ટાવક્રના પિતા પણ હાજર રહ્યા હતા.

શુભ કાર્ય નિમિત્તે બહાર ગએલા અષ્ટાવક્રે ઘેર આવીને પોતાની માતાને પૂછ્યું, કે મારા પિતાજી કેમ દેખાતા નથી? માતાએ કહ્યું, કે તારા પિતાજી જનક રાજાની સભામાં ગયા છે. અષ્ટાવક્રે કહ્યું, કે માતાજી, ભોજન પતાવીને હુ પણ સભામાં જઈશ. ત્યારે માતાજી બોલ્યાં કે, બેટા ત્યાં જવાનો વિચાર તું પડતો મુક કારણ કે તારા વાંકા અંગો જોઈને સભાજનો હસશે અને તેનાથી તને ખેદ થશે.

આષ્ટાવક્રે કહ્યું, કે માતાજી આપ ચિંતા ન કરો. સભાજનોને ચૂપ કરવાની પુરી શક્તિ મારામાં છે. માટે કૃપા કરીને મને રજા આપો.

માતાની રજા લઈને અષ્ટાવક્ર જનક રાજાની સભામાં ગયા. ત્યાં એમને જોતાં જ આખી સભા ખડખડાટ હસવા માંડી. સભાજનોને હસતા જોઈને અષ્ટાવક્ર પણ ખૂબ જોર-જોરથી હસવા લાગ્યા. એટલે એક સભાજને અષ્ટાવક્રને પૂછ્યું, કે ભાઈ અમે તો સકારણ હસીએ છીએ, પણ તમે કેમ હસો છો?

અષ્ટાવક્રે સામો એ જ પ્રશ્ન પૂછયો, કે તમે શા કારણે હસ્યા?

એટલે અનેક સભાજનો એક સાથે બોલી ઉઠ્યા, કે તમારા આઠે અંગો વાંકા જોઈને અમે અમારૂં હસવું રોકી શક્યા નહિ. પણ અમારી સાથે તમે શા કારણે હસ્યા એ તો કહો.

પોતાના હસવાનું કારણ જણાવતાં અષ્ટાવક્ર બોલ્યા, કે હું એમ માનતો હતો કે તત્ત્વજ્ઞોની સભામાં આવીને હું ઊભો છું, પણ મારા શરીરના વાંકા અંગો જોઈને હસતા તમને જોયા પછી મને લાગ્યું કે હું ખોટી જગ્યાએ ફસાઈ પડ્યો છું. આ સભા તત્ત્વજ્ઞોની નથી, પરંતુ હાડ ચામના પારખુ ચમારોની છે. એટલે મને પણ હસવું આવી ગયું.

અષ્ટાવક્રનો સચોટ જવાબ સાંભળીને રાજા જનક દિગ્ મૂઢ થઈ ગયા ભરસભામાં ઉભા થઇને તેમણે અષ્ટાવક્રનો સત્કાર કર્યો.

અષ્ટાવક્રની તાત્વિક પાત્રતા પારખીને જનકે તેમની આગળ બે ઘડીમા ઈશ્વરના દર્શન કરાવવાની વાત રજુ કરી. અષ્ટાવક્રે કહ્યું, કે બે ઘડીમાં તમને ઈશ્વર દર્શન કરાવુ, તો તમે મને શું આપશો ?

જનકે કહ્યુ, કે મારૂ આખું રાજ્ય આપીશ.

અષ્ટાવક્રે પૂછ્યુ, કે તમે જન્મ્યા ત્યારે રાજ્ય સાથે લઇને જન્મ્યા હતા કે ખાલી હાથે ? તમે જે સાથે લાવ્યા હો તે તમારૂ ગણાય બાકીનું તો બધુ જ તમારા પિતાનું છે એમ જ કહેવાય. એટલે રાજ્ય તમારૂ છે જ ક્યા ? કે જેથી તે તમે બીજાને આપી શકો !

જનક રાજા મુંઝાઇ ગયા અને બોલ્યા કે રાજ્ય સિવાય મારી પાસે બીજું કાંઈ નથી તેથી બીજુ તો હુ શું આપુ ?"

અષ્ટાવક્રે કહ્યુ, કે આપ આપની પાસે જે વસ્તુ હોય તે આપી દો એટલે હું આપને ઈશ્વર સાથે ભેટો કરાવી દઉં.

ગહન જ્ઞાનગર્ભિત આ જવાબ સાંભળીને જનકનું મન સૂક્ષ્મ ચિંતવનમા પડી ગયુ અને તેમ કરતા એકદમ શાન્ત થઈ ગયુ તેઓ આત્મસ્વરૂપમા સ્થિર થઇ ગયા કારણ કે પોતાનું હોય તે બધું જ આપી દેવાની અષ્ટાવક્રની વાત પર ઊંડું ચિંતન કરવાથી તેમને તેમની ભૂમિકા મુજબની

(જૈન દૃષ્ટિએ પ્રથમ ગુણ સ્થાનકને યોગ્ય સ્વરૂપ નિમગ્નતા પ્રાપ્ત થઈ ગઇ. "તેરા હૈ સો તેરી પાસે, અવર સબ અનેરા" એ વચન અનુસાર જ્ઞાનાદિ જ આત્માની વસ્તુ છે. પણ બીજું કાંઈ આપણું છે જ નહિ.

પરપદાર્થોમાંથી પોતાના મનને સર્વથા ખેંચી લેવાથી મન આત્માના જ્ઞાનાદિ ગુણો સાથેના અભેદ જોડાણ દ્વારા સ્વરૂપમાં નિમગ્ન બની જતું હોવાની વાત જૈન શાસ્ત્રોએ પણ ફરમાવી છે, અને એ જ સમત્વરૂપ પરમ સામાયિક છે. આવું સામાયિક બે ઘડીમાં જ કેવળજ્ઞાન અપાવે છે.

જે આપણું નથી તેની સાથેની મિથ્યા મમતા આપણે છોડીશું તો જરૂર સાચી સમતા પામીને અક્ષય સુખના સ્વામી બની શકીશું.



## ૫૫ સદ્‌વિદ્યાનો પ્રભાવ

વિદ્યા એ પ્રકાશ છે એ પ્રકાશની મદદથી આપણે ખોવાઈ ગએલી વસ્તુને પાછી મેળવી શકીએ છીએ. તેમજ વસ્તુના ટૂકડા થઇ જાય તો નવી પણ પ્રાપ્ત કરી શકીએ

એટલે સદ્‌વિદ્યા એ મૂળ છે. તેને જ પામવાનો પુરુષાર્થ કરનારનુ જીવન સદા ભર્યું-ભર્યું રહે છે. બાહ્ય વસ્તુઓ ગમે તેટલી મળે પણ તેનાથી જીવનમા સાચો આનદ પેદા થતો નથી.

સદ્‌વિદ્યાના મહિમાને સૂચવતું દૃષ્ટાન્ત અહીં રજુ કરવામા આવે છે.

---

**ગાઢ જંગલમાં એક યક્ષની દેરી હતી. યક્ષના મહિમાથી આકર્ષાઇને એક વિદ્યાવંત પુરુષ ત્યાં જઈ ચઢ્યો. બે હાથ જોડી, માથું નમાવી તેણે ભાવથી યક્ષની સ્તુતિ કરી. યક્ષે પ્રસન્ન થઇને તેને કામકુંભની ભેટ આપી.**

કામકુંભ હાથમાં લઇ હરખાતો-હરખાતો તે વિદ્યાવત પુરુષ એક વૃક્ષ નીચે આરામ કરવા બેઠો ત્યાં એક કઠીયારો પણ બેઠેલો હતો. કામકુંભની કરામત જોવા માટે અધીરા બનેલા તે વિદ્યાધર પુરુષે કામકુભને આજ્ઞા કરી કે હમણાં જ અહીં મારા માટે ઉત્તમ મિષ્ટાન્ન હાજર કર. આજ્ઞા કરતાંની સાથે જ તુરત ત્યા મિષ્ટાન્નનો આખો થાળ હાજર થઇ ગયો. કઠિયારાના દેખતાં જ તે વિદ્યાવત પુરૂષ મિષ્ટાન્ન આરોગીને મોજથી ત્યાં ફરવા લાગ્યો.

આ જોઇને દુઃખી કઠિયારાને વિચાર આવ્યો કે આ પુરુષની સેવા કરૂં તો મને પણ એના જેવું સુખ મળે. એમ વિચારીને તે કશી પણ શરત સિવાય કામકુંભવાળા પુરુષની સેવા કરવા લાગ્યો. "સેવા ફળ્યા સિવાય રહેતી નથી." એ નિયમ મુજબ તે વિદ્યાવંત પુરૂષ પ્રસન્ન થઇને બોલ્યો, કે ભાઈ તારે જોઇતો હોય તો તને આ કામકુંભ આપું અથવા તું કહે તો કામકુંભ મેળવવા માટેની વિદ્યા આપું.

ઓછી બુદ્ધિના કઠિયારાએ વિદ્યા માગવાને બદલે કામકુંભ માગી લીધો અને તે પુરૂષે તેને તરત આપી દીધો. કામકુંભને લઇને રાજી થતો થતો તે કઠિયારો અટવીમાં આવેલી પોતાની ઝૂંપડીએ પહોંચ્યો. પછી રોજે રોજ તે કામકુંભ પાસેથી મનગમતા પદાર્થો મેળવીને તે સુખમાં દિવસો ગાળવા લાગ્યો.

સુખ પણ પાત્રતા સિવાય પચતું નથી. અપાત્ર માણસને તેનો પણ અપચો થાય છે, એ મુજબ કઠિયારો પણ સુખમાં છકી જઇને એક દિવસ ખુબ દારૂ ઢીંચી ગયો. દારૂના નશામાં ભાન ભૂલીને તે કામકુંભ માથે મૂકીને નાચવા લાગ્યો. નાચતાં-નાચતાં તે પડી ગયો તે પડી જતાં તેના માથે રહેલો કામકુંભ પણ ભોંય પર પટકાયો અને તેના ટૂકડે-ટૂકડા થઈ ગયા. કઠિયારાના પસ્તાવાનો પાર ન રહ્યો. લમણે હાથ દઇને તે વિચારવા લાગ્યો કે જો મેં વિદ્યા માગી લીધી હોત તો આજે હું તેની મદદથી બીજો કામકુંભ મેળવી શકત પણ અફસોસ કે મેં પોતે વિદ્યા ન લીધી.

આ દૃષ્ટાન્તનો સાર એ છે કે, વિદ્યા સિવાય કઠિયારો દુઃખી થયો અને પસ્તાયો, તેમ સમ્યગ્ જ્ઞાન અર્થાત્ સદ્‌વિદ્યા સિવાય મેળવવા જેવું શું છે તેનો નિર્ણય અજ્ઞાન મનુષ્ય કરી શકતો નથી અને પરિણામે ઝાંઝવાનાં જળ જેવા ભ્રામક સુખની પાછળ દોડીને મહામૂલો માનવભવને તે હારી જાય છે.

સાચા જ્ઞાનના પ્રકાશ વડે જ આપણે આપણા મુળ સ્વરૂપને આપણે ઓળખી શકીએ છીએ તેમજ તેની સાધનામાં ઓતપ્રોત બની શકીએ છીએ.

કામકુંભ ફૂટી જવાથી કઠિયારો હાથ ઘસતો રહ્યા કારણ કે તેની પાસે તેવો બીજો કામકુભ મેળવવાની વિદ્યા હતી નહિ. તેમ આપણે પણ માનવ દેહરૂપી દુર્લભ કુંભ મેળવ્યા પછી જો તેના વડે ધર્મરૂપી અણમોલ રત્નની પ્રાપ્તિ માટે પ્રયત્નશીલ નહિ રહીએ તો કાળક્રમે તે કાયારૂપી કુંભ ફૂટી જતાં આપણે ભવરણમા ભટકતા થઇ જઈશું.

આ દેહ દ્વારા જેઓ ધર્મનું આરાધન કરે છે તેઓ એવા પ્રકારનું સુકૃત ઉપાર્જન કરે છે કે જેના પરિણામે એક ક્ષણમા તો અસંખ્ય કામકુભ ઉત્પન્ન કરી શકે એટલું જ નહિ પણ આ માનવભવ વડે પરમપદની જે આરાધના થઈ શકે છે તે નથી દેવના ભવમાં થઇ શકતી કે નથી તિર્યંચ યા નારકના ભવમાં થઈ શકતી. પણ જો આવા અનુપમ દેહને મોહને લીધે માથે ચઢાવીશું તો કઠિયારાની જેમ દુખી થઇશું. ધર્મની સાધના માટે તેનો સદુપયોગ

જ કરવો જોઈએ કે જેથી કાળક્રમે તે ફૂટી જાય તો પણ પસ્તાવાનો વારો ન આવે કારણ કે ધર્મ કરતાં કરતાં દેહ-રૂપી કુંભ ફૂટી જાય તો પણ તેના કરતાં વધુ ચઢીઆતી લાયકાતવાળા દેહની પ્રાપ્તિ થાય છે અને પરિણામે અજર-અમર પદે પહોંચી જવાય છે.

મિથ્યા સુખની સામગ્રી પાછળ કાયાને ઘસી નાખવાથી મનુષ્ય સાચું સુખ મેળવવાને બદલે વધુને વધુ દુઃખ વડે ઘેરાઈ જતો હોય છે.

દેહનો સદુપયોગ કરવાનું જ્ઞાન નહિ મેળવીને આપણે આજ સુધીમાં અનંતા દેહ કરી ચૂકયા છીએ અને તે પ્રત્યેક ભવમાં અનેક યાતનાઓ સહન કરી છે. તે વાત ઉપર ગંભીર પણે વિચાર કરીને આ ભવમાં આપણે ગુરૂગમ દ્વારા સમ્યક્ પ્રકારનું જ્ઞાન મેળવીને આત્માના નિર્મળ સ્વરૂપની સાધ-નામાં અધિકાધિક જોર લગાડવાનો દૃઢ નિર્ધાર કરવો જોઈએ એમાં જ ખરેખરૂં ડહાપણ છૂપાયેલું છે, એમ કરીએ તો જ આપણે કઠિયારા જેવા ગમાર નથી એ હકીકત સાબિત થાય.



## ૫૬ મોક્ષ પ્રાપ્તિનો સાચો ઉપાય

(જ્ઞાન-ક્રિયાના સુમેળનો પ્રભાવ)

"અંધ-પંગુ-ન્યાય" લોકમા પ્રસિદ્ધ છે, તેમ લોકોત્તર માર્ગમા સમ્યક્ પ્રકારના જ્ઞાન-ક્રિયાના સુમેળથી જ જીવ ઈષ્ટ સ્થળે પહોચી શકે છે, તે હકીકત પણ સમજવા યોગ્ય છે.

"જ્ઞાન ક્રિયાભ્યા મોક્ષ." એ ટંકશાળી સૂત્રની સરળ સમજણ આ દષ્ટાન્તમાં છે.

---

એક નગરમાં એકાએક મોટી આગ ફાટી નીકળી. પોત પોતાના જાન બચાવવા માટે નગરજનો પણ જ્યાં રસ્તો મળે ત્યાંથી ઝડપથી નગર ખાલી કરવા લાગ્યા.

તેજ નગરના એક મહોલ્લામાં એક આંધળો અને એક પાંગળો પણ પાસે પાસે રહેતા હતા. તેમને બંનેને આ આગ ફાટી નિકળવાથી ભારે ચિંતા થઈ. આંધળો વિચારે છે, કે મને આંખે દેખાતું નથી તો હવે નગર બહાર શી રીતે નીકળવું ? આંધળા જેવી જ લાચાર સ્થિતિમાં મૂકાએલો પાંગળો પણ વિચારે છે કે આતો ભારે થઈ હું અપંગ હવે કઈ રીતે નગર બહાર જઈ શકીશ ?

આગ તો ફૂદકે ને ભૂસકે આગળ વધવા લાગી. અને તે આગ આંધળા અને પાંગળાની છેક નજીક આવી પહોંચી આગની ભીષણુતા જોઇને પાંગળો તો બેબાકળો બની ગયો.

હવે કેમ બચવું તે પ્રશ્ન તેને સતાવવા લાગ્યો. તેવામાં તેની નજર સુરદાસ ( આંધળા ) ના સાજા પગો તરફ ગઈ, અને નવા ઉત્સાહની સાથે તેણે સુરદાસને કહ્યું, કે ભાઈ સુરદાસ! તારે આંખો નથી તેથી શું થયું? શરીર અને પગ તો ખડતલ છે ને? એટલે જો તુ મને તારા ખભા પર બેસાડી દે તો હું તને નગર બહાર નીકળવાનો રસ્તો ચીંધી શકું અને એ રીતે આપણે બંને આ આગમાંથી સલામત રીતે બહાર જઈ શકીશું.

આંધળાને પાંગળાની વાત વ્યાજબી લાગી એટલે તેણે પાંગળાને પોતાના ખભા ઉપર બેસાડી દીધો, અને આમ આંધળાના પગ અને પાંગળાની આંખો એ બેના સુમેળથી આંધળો અને પાંગળો બળતા નગરમાંથી સલામત રીતે બહાર નીકળી ગયા. અને બન્ને જણાએ પોતાના પ્રાણ બચાવી લીધા અને સુખી થાય.

"અંધ-પંગુ ન્યાય" નું આ દૃષ્ટાન્ત આમ તો પ્રચલિત છે, પણ તેનું આધ્યાત્મિક રહસ્ય ખાસ સમજવા જેવું છે.

તેનું રહસ્ય એ છે કે-આંધળો તે જ્ઞાનવગરનો માણસ સમજવો, અને પાંગળો તે ક્રિયા વગરનો માણસ સમજવો.

ભોજન કરવાથી ભૂખ શમે, એ ભૂખ શમાવવાનું જ્ઞાન થયું પણ જો તે જ્ઞાન મુજબ ક્રિયા ન થાય તો ભૂખ સમી શકે નહિ.

તેજ રીતે જીવનમાં યથાર્થ ક્રિયા જેટલું જ યથાર્થ જ્ઞાનનું પણ મહત્ત્વ છે. કારણ કે જ્ઞાનના પ્રકાશ વડે જ

માનવી ભૂખ શમાવવા માટે પણ શું ખાવું જોઈએ અને શુ ન ખાવું જોઇએ તે નક્કી કરી શકે છે

પરમ તારક શ્રીતીર્થંકર પરમાત્માના ઉપકારોનુ જ્ઞાન થયા પછી તેમણે દર્શાવેલ સ્મરણ-પૂજનવ્રત, પચ્ચક્ખાણ, સામાયિક, પ્રતિક્રમણ, સ્વાધ્યાય, ધ્યાન આદિ ક્રિયાઓ કરવામા જો આપણે પ્રમાદ સેવીએ તો એ જ્ઞાન પાંગળું યાને વાંઝિયું કહેવાય.

નહિ પચેલો ખોરાક આફરા આદિની વિક્રિયાઓ સર્જે છે, તેમ પરિણત નહિ થતું જ્ઞાન અહંકાર આદિ વિક્રિયાઓ સર્જે છે.

સમ્યગ્જ્ઞાનની એ તાસીર છે, કે સમ્યક્ ક્રિયામાં અવશ્ય ઉત્સાહ જગાડે જ.

"સર્વજ્ઞ, સર્વદર્શી શ્રી જિનેશ્વર દેવે જે કાંઇ પ્રરૂપ્યુ છે તે નિઃસદેહપણે સાચું છે." એવી સમ્યગ્ શ્રદ્ધામાંથી સમ્યગ્ જ્ઞાન આવિર્ભાવ પામીને જીવને સમ્યક્ક્રિયા તરફ દોરી જાય છે, અને એ રીતે જીવ, બળતા નગર જેવા આ સસારમાંથી હેમખેમ પાર ઉતરીને મોક્ષના અવિચળ ધામમાં શાશ્વત સ્થાન પામે છે

માટે "જ્ઞાનક્રિયાભ્યાં મોક્ષઃ" ના ટંકશાળી સુત્રને આપણે વફાદારીપૂર્વક આપણા જીવનનું ઉદ્ધારક સુત્ર બનાવવું જોઇએ અને એકાંત જ્ઞાન અને એકાંત ક્રિયાની મિથ્યા ખેંચ-તાણમાંથી આપણે સવંથા મુક્ત થઈ જવું જોઇએ. એજ સુખી થવાનો ધોરી માર્ગ છે.

# ૫૭ અવળચંડો સ્વભાવ

વક્રજાતિના અજ્ઞાનીજનોનો સ્વભાવ આ દૃષ્ટાંતમાં જાણવા મળે છે.

ઉપર-ઉપરથી સામાન્ય જણાતા આ દૃષ્ટાન્તની ભીતરમાં-અજ્ઞાનજન્ય અવળ ચંડાઈ કેટલી ભયંકર છે તેની તાત્ત્વિક છણાવટ સમાએલી છે.

ચોક્ખા દર્પણ જેવા આ દૃષ્ટાન્તમાં આપણે આપણા દિલ અને દિમાગનું નિરીક્ષણ કરીએ.

---

મલુકચંદ શેઠનાં પત્ની અમથીબેન સ્વભાવે એવાં અવળ ચંડા હતાં કે એમને ઉગમણા જવાનું કહીએ તો આથમણા જાય. ઉભા થવાનું કહીએ તો સૂઈ જાય જે કહીએ તેનાથી ઉલટું જ કામ કરે. શેઠ બિચારા ખુબ અકળાય પણ શું કરે ? પડ્યું પાનું નિભાવી લેવું પડે.

એક વાર બહારગામથી કોઈ મોટા મહેમાન શેઠને ઘેર આવ્યા. શેઠે શેઠાણીને બોલાવીને કહ્યું, મોટા પુણ્યશાળી મહેમાન છે. માટે રસોઈમાં જુદી જુદી પંદર વાનગીઓ બનાવજે.

શેઠાણીએ છણકો કરીને ચોકખી ના સંભળાવી દીધી, શેઠાણીના અવળચંડા સ્વભાવથી માહિતગાર શેઠે નરમાશથી કહ્યું, જો તું પંદર વાનગીઓ બનાવીશ, તો તને એક દાગીનો બનાવી આપીશ. શેઠાણીએ રાજી થઇને હા પાડી. જમવા ટાણે શેઠ મહેમાનને તેડી લાવ્યા. પછી શેઠાણીએ શાક, પાપડ, ભજીયાં, રાયતું, પુરી અને ભાત વગેરે કુલ વાન-ગીઓ એક સાથે મહેમાનને પીરસી. પણ કઢી ન આવી.

એટલે મેં કટાણુ કરીને શેઠે કઢી મંગાવી. અવળા સ્વભાવના અમથીબાઇ બોલી ઉઠયાં, પંદર વાનગીઓ બનાવવાનુ કહીને હવે સોળમી મગાવતા શરમ નથી આવતી ?

શેઠે આંખ લાલ કરી શેઠાણીએ ગુસ્સે થઈને કઢીની તપેલી લાવીને પટકી, તેનાથી મહેમાનના કપડાં બગડયાં.

લાચાર શેઠે મહેમાનને કહ્યું, માઠું ન લગાડશો, એને વળગાડ છે એટલે ઘણી વાર આવું કરી બેસે છે

મહેમાનને વિદાય કરીને શેઠ પોતાની પત્નીને એના પિયર મોકલી દેવાનો વિચાર કરવા લાગ્યા. દુકાને જઇને ખોટો કાગળ લખીને માણસ મારફત શેઠાણીને મોકલ્યો, અને પાછળ-પાછળ પોતે પણ ઘેર ગયા શેઠાણીના હાથમાં રહેલો કાગળ વાંચીને શેઠ બોલ્યા, કે તારી બા વધુ બિમાર છે, એટલે તને તાબડતોબ આવવાનુ લખ્યુ છે, પછી શેઠે પોતાનો વિચાર શેઠાણીને દર્શાવતા ધીમેથી ઉમેર્યું કે એ તો તેડાવે, પણ નદી બે કાંઠે વહી રહે છે, એટલે હું તને નહિ જવા દઉં.

શેઠે કહ્યુ ને કે હું નહિ જવા દઉં, એટલે વાંકા સ્વભાવાના અમથીબેન તાડૂકયાં, છણકો કરીને બોલ્યાં કે હુ તો જવાની

શેઠે કહ્યુ, ભલે એમ કરો પણ દાગીના પહેરીને જશો અડવાં જશો તો આપણુ ખાટુ દેખાશે

શેઠાણી બોલ્યા કે મારી બા માંદા છે અને તેથી હું તો મારી બાની ખબર લેવા જાઉં છું, મારા ભાઈના લગનમાં નથી જતી કે દાગીના પહેરીને જવું પડે માટે હું દાગીના

પહેરીને નહિ જાઉં એમ સ્પષ્ટ શેઠને સંભળાવી દીધું. શેઠ જાણુતા હતા કે અવળચંડા સ્વભાવની મારી પત્ની દાગીના મૂકીને જજો એમ કહીશ તો દાગીના પહેરીને જવાની જીદ કરશે જ, એટલે તેમણે ધાર્યું પરિણામ લાવવા દાગીના પહેરીને જવાની વાત કરી.

શેઠાણી ઘેરથી નીકળીને નદી તટે પહોંચ્યાં. નદીમાં એ માથોડાં જેવું પાણી વહી રહ્યું હતું આસપાસમાં હોડી હતી નહિ. છેવટે નદીમાં તરતી એક ભેસનું પૂછડું પકડીને નદી પાર-કરવા લાગ્યાં. કાંઠા પર ઉભેલા શેઠે બૂમ પાડીને કહ્યું પુછડું બરાબર પકડજો.

પુછડું છોડી દઈશ તો ડૂબીને મરી જઈશ એ હકીકતની ઉપેક્ષા કરીને શેઠાણીએ પોતાના અવળા સ્વભાવને વશ થઈને ભેંસનું પુંછડું છોડી દીધું અને પાણીમાં ડૂબી મર્યાં.

અવળચંડી સ્ત્રીનું આ દૃષ્ટાન્ત ખૂબજ માર્મિક છે.

અવળચંડી સ્ત્રી એટલે જગતના અજ્ઞાની જીવો સમજવા કે જેઓ તત્ત્વની બાબતમાં હંમેશા ઉલટી માન્યતાવાળાં છે. ઉપકારી ભગવંતો ફરમાવે છે, આત્મા છે, પુણ્ય છે, પાપ છે, પરલોક છે, મોક્ષ છે, મોક્ષને સાધવાના ઉપાયરૂપ ધર્મ પણ છે, પણ અજ્ઞાની આત્માઓ જ્ઞાની ભગવંતની આ વાત સ્વીકારવાની ના પાડે છે. અને તેમાં તેમનો અવળચંડો સ્વભાવ જ કારણ હોયછે. જો આપણે પણ આ વાત ન સ્વીકારતા હોઈએ તો આપણામાં અને આ દૃષ્ટાન્તની અવળચંડી સ્ત્રીમાં કાંઈ જ ફેર પડતો નથી.

એ સ્ત્રી ઉઠવાનું કહીએ તો બેસી જતી અને બેસવાનું કહીએ તો ઉઠીને ચાલવા માંડતી તેમ મિથ્યા મતિને વશ થએલા જેવો પણ સર્વથા ત્યાજ્ય પાપકર્મોને પકડી રાખે છે, અને અવશ્ય ગ્રહણ કરવાનાં સત્કર્મોને છોડી દે છે. પરિણામે સંસાર-સાગરમાં ડૂબી જાય છે.

પાપનો રાગ અને ધર્મનો દ્વેષ એ બેમાં મુસ્તાક રહેવું તે વક્ર સ્વભાવના અજ્ઞાની જીવનું લક્ષણ છે.

તો આપણા જીવનમાં પણ આ બે મહાન દોષ તો નથી ને? એ તપાસ આપણે કરવી જ રહી

જો આપણને શ્રીતીર્થંકર પરમાત્માનુ પ્રત્યેક વચન ખરેખર ગમતું હોય, સ્વીકારીને સેવવા જેવુ લાગતુ હોય, કોઇ કારણ વશાત્ તેનું સેવન ન થતું હોય તો તેનુ બારોબાર દુઃખ આપણા દિલમાં હોય અને જે આત્માઓ તે વચન મુજબનુ નિષ્પાપ જીવન જીવતા હોય તેમના તરફ આપણને હાર્દિક આદરભાવ તથા પૂજ્યભાવ હોય તો આપણે ઉક્ત બે મહા દોષ વડે ખરડાએલા નથી એમ કહી શકીએ

નદી પાર ઉતારવાની શક્તિવાળી બેસનુ પૂંછડું છોડવાથી સ્ત્રી તણાઇ ગઇ તેમ તારક ધર્મને છોડીને મારક અધર્મને પકડીશું તો આપણે પણ સંસાર-સાગરમાં તણાઇ જઈશુ એ નક્કી છે.

માટે ધર્મને વફાદાર રહીને આપણે સૌ સીધા-નિષ્કપટી જીવનમાં સ્થિર બનીએ!



---

# ૫૮ લોક સ્વભાવ

સુખ વેળા સાજન ઘણા હોય છે પરંતુ દુઃખ વેળા કોઇ વિરલાજ સાથ આપે છે. અર્થાત્ સારા સંયોગમાં સાથ આપનારા અનેક હોય છે, જ્યારે દુઃખમાં સહુ અળગા થઈ જાય છે.

લોક-સ્વભાવની આ તાસીરને સમજવા માટે આ દૃષ્ટાન્ત ઉપયોગી છે.

---

ધનદત્ત નામે એક શેઠ હતા. શેઠના બારણે એક ભિખારી માગવા આવ્યો.

આંગણે આવેલો યાચક ખાલી હાથે પાછો જાય તે સારૂં નહિ, એમ સમજીને શેઠે તેને એક ખોબો અનાજ આપવા હાથ લંબાવ્યો, પણ તેણે અનાજ ન લીધું. એટલે શેઠ ગુસ્સે થઇને બોલ્યા કે અનાજ નથી લેતો તો શું માણસ લઈશ?

હઠીલા સ્વભાવના ભિખારીએ શેઠની વાત પકડી લીધી અને બોલ્યો કે હવે તો માણસ આપો ત્યારેજ અહીંથી ઉઠીશ. આમ બોલી તેણે શેઠના બારણે અડંગો જમાવી દીધો.

ગુસ્સામાં બોલાઇ ગએલા શબ્દો માટે પસ્તાતા શેઠે ભિખારીને ખુશ કરવા માટે કપડાં તથા પૈસા આપવા પ્રયત્ન કર્યો, પણ તે તો માણસ લઇને જ ખસવાની વાતને વળગી રહ્યો.

શેઠ મુંઝાણા, કંઈક રસ્તો કાઢવા માટે નગરના દિવાન પાસે ગયા. શેઠની વાત સાંભળીને દિવાન બોલ્યા, કે ભિખારીની આ માંગણી ખોટી છે, માટે પૂરી ન કરાય. ખોટી જીદે ચડીને તમારા બારણે એ મરતો હોય તો તેને મરવા દો

દિવાનની સલાહ લઈને શેઠ ઘેર પાછા ફર્યા અને વિચાર કરવા લાગ્યા કે, જો ભિખારી ખરેખર મારા બારણે મરી જાય તો સલાહ આપનાર દિવાન મારા બચાવમાં ઉભા રહે કે નહિ? માટે પહેલાં આ બાબતની ખાત્રી કરી લેવી સારી

આમ વિચારીને શેઠ દિવાન પાસે ગયા અને બોલ્યા કે પેલો ભિખારી મારા બારણે મરી ગયો, તો હવે શું થશે?

દિવાન બોલ્યા, આ તો ખોટું થયુ, આમાં તો રાજનું લફરૂં થશે આ તો ખૂનની બાબત ગણાય, એટલે મારાથી કાઈ સલાહ પણ ન જ આપી શકાય. માટે તમે અહીંથી હમણાને હમણા તમારા ઘેર ચાલ્યા જાઓ.

શાણા શેઠ વિચારે છે કે મેં દિવાનની વાત માની લઈને ભિખારીને ખરેખર મરવા દીધો હોત તો મારી બૂરી દશા થાત. ઠીક થયુ કે મને સદ્‌બુદ્ધિ સુઝિ અને મે પાણી પહેલાં 'પીને દિવા ન વાચી

લોકસ્વભાવની આ વિચિત્રતા શેઠના ખ્યાલમાં આવી. શેઠ ઘેર આવીને વિચાર કરવા લાગ્યા કે આતો સામાન્ય બાબતમાંથી અણધારી એક મહાન આફ્ત ઉભી થઇ. હવે શું કરવું ? આ ભિખારી હવે હઠ છોડે તેમ નથી. છતાં હું જરા પારખું તો જોઉં કે તેને માણસ આપવાની વાત કરતાં તે કેવું વલણ લે છે. માત્ર પોતાની વાત રાખવા માટે જ જો હઠે ચડ્યો હશે તો કદાચ હું એને માણસ આપવાની વાત કરીશ એટલા માત્રથીજ તે પોતાની હઠને છોડી દે એમ પણ બને. શેઠ પણ જીવનમાં ઘણા અનુભવથી ઘડાયેલા હતા. પાકી બુદ્ધિનાં ધણી હતા. તેથી બરાબર વિચાર કરીને ભીખારીનું પારખું જોવા માટે પોતાની પત્નીને આગળ કરીને ભીખારીને કહ્યું કે લે આ માણસ તને આપું છું તેને લઈ જા અને મારો કેડો છોડ.

પણ ભિખારી ભારતની માટીનું સંતાન હતો. એટલે તે એક આંચકા સાથે ઉભો થઇ ગયો અને બોલ્યો, કે શેઠ તમે આ શું બોલ્યા ? તમે જેને આગળ કરી રહ્યા છો તે બાઇ તો મારે મન માતા યા બહેન સમાન છે. મારી હઠ તો માત્ર અહંકાર ભરેલા તમારા આક્રોશભર્યા શબ્દો સામે જ હતી હવે તે પૂરી થઇ ગઈ છે. એટલે હું જાઉં છું.

ભિખારી ગયો એટલે શેઠ વિચારે છે કે ક્રોધમાં આવીને ગમે તેમ બોલી દેવું તે તો ખોટું છે જ, પરંતુ આજે મને

લોકસ્વભાવ પર મદાર રાખવો તે પણ કેટલુ બધુ ખોટુ તેમજ ખતરનાક છે તે સારી રીતે સમજાઈ ગયુ

ભિખારીના મોતની મે ઊભી કરેલી વાત સાંભળતા વે'ત દિવાન જેવા દિવાન પણ મારા પડખેથી ખસી ગયા. તે સ્પષ્ટ સૂચવે છે કે, સારા વખતના સહુ સગા છે, ખોટા વખતમાં કોઈક વિરલ આત્માજ ઢાલ બનીને રક્ષણ કરવા દોડી આવે છે

માટે માણસે દેવ, ગુરૂ અને ધર્મમા પૂરો વિશ્વાસ સ્થાપીને જીવનનો પથ કાપવો જોઈએ

જીવનનુ પરમ હિત કરવાની જે શક્તિ આ તત્ત્વત્રયીમાં છે, તેવી બીજા કોઈમાં નથી એ પરમસત્ય હકીકતને આપણા મગજમાજ બરાબર બેસાડી લેવામાંજ આપણું સાચુ હિત છે



## ૫૯ ક્રોધનું મારણ

નિમિત્ત મળતાંની સાથે પ્રગટ થનારા ક્રોધના કટુ પરિણામ વિચારીને તેને ક્ષમારૂપી શિતળ જળ વડે શાન્ત કરવામાં મનુષ્યનું સાચું ગૌરવ છે.

ક્રોધ આત્માનો કટ્ટર શત્રુ છે. તેને નિષ્ફળ બનાવવાની રજુઆત આ દૃષ્ટાન્તમાં છે.

---

નાનાકડા એક ગામમાં બે રાજપુત યુવાનો પોતાની માતા સાથે રહેતા હતા. મોટા ભાઇને કામ પ્રસંગે બહારગામ જવાનું થયું. રસ્તામાં કોઇ ચોરે તેને મારી નાખ્યો. આ વાત તેની માતાના જાણવામાં આવતાં તેણે પોતાના નાના પુત્રને કહ્યું કે દીકરા! તારા ભાઇની હત્યા કરનારને તું હણે નહિ ત્યાં સુધી તું સાચા ક્ષત્રિયનો પુત્ર કહેવાય નહિ.

માતાના આ શબ્દો સાંભળીને નાનો પુત્ર ઉકળી ઉઠ્યો. તેની આંખોમાં ક્રોધની જ્વાળાઓ ઉતરી આવી. હાથમાં તલવાર લઈ તે પોતાના ભાઈના હત્યારાને હણવા રવાના થયો.

કેટલાક દિવસની શોધખોળ પછી હત્યારો તેના હાથમાં આવી ગયો. તેને પકડીને તે પોતાની માતા પાસે ખેંચી લાવ્યો.

હત્યારો નીચા મોઢે ઉભો છે તેની સામે રાજપુત યુવાન ઉઘાડી તલવાર ચમકાવી રહ્યો છે. પોતાનો અપરાધ યાદ કરીને ગુનેગારે ભોંય પર પડેલુ તરણુ મોમાં પકડીને દયાની યાચના કરી.

ગુનેગાર તરફ કૂણી લાગણી બતાવતાં રાજપૂતાણીએ પોતાના પુત્રને કહ્યુ, કે હે બેટા ! ઉત્તમ પુરુષો (૧) શરણે આવેલાને, (૨) વિશ્વાસે રહેલાને, (૩) નમીને ચાલનારાને, (૪) દુઃખીઆરાને, (૫) રોગથી ઘેરાએલાને અને (૬) અપગને હણતા નથી, માટે તું પણ શરણે આવેલા આ હત્યારાને માફ કરી દે.

આ સાંભળીને પુત્ર કહેવા લાગ્યો, કે હે માતા ! જે ક્રોધ મારી રગેરગમાં ફેલાઈ ગયો છે તેને શુ મારે નિષ્ફળ બનાવવો ?

માતાએ કહ્યું, કે હે પુત્ર ! સર્વ ઠેકાણે ક્રોધને સફળ બનાવવાનો આગ્રહ ન રાખવો જોઇએ પણ ક્ષમા તરફ વાળીને શાન્ત કરવાનો સ્વભાવ કેળવવો જોઇએ

પોતાની માતાની સલાહથી યુવાને પોતાના ભાઇના હત્યારાને જતો કર્યો પણ ક્રોધને વશ ન થયો

આ દૃષ્ટાન્તનો સાર એ છે કે ક્રોધને કાબુમાં રાખવાની કળા પણ માણસે શિખી લેવી જોઇએ એમ કરવાથી ઘણી મુશ્કેલીઓને જીતી શકાય છે.

કોઈ આપણને નુકશાન પહોંચાડે એટલે ક્રોધમાં આવીને આપણે તેને મારાવા દોડીએ અથવા મોટું નુકશાન પહોંચાડવા અધીરા બની જઇએ, તે સાચો જીવન રાહ નથી. આવા વર્તનથી તો વેરઝેરની પરંપરા વધે છે, અને જીવનમાં અશાન્તિની આગ ફેલાય છે.

ક્રોધ આપણા મન ઉપર સવાર થઈ જાય તે તો કમજોરી ગણાય. એવો સેવક પણ શા કામનો કે જે સ્વામી પર સવાર થઇ જાય ?

ક્રોધનું મારણ ક્ષમા છે. ક્રોધ ઉછાળો મારે ત્યારે તેને આધીન થવાને બદલે જો આપણે થોડી વાર ક્ષમાનું ચિંતન કરીએ તો મોટી આફતમાંથી બચી જઈએ છીએ.

આગ કરતાં અધિક ભયંકર ક્રોધને વિવેકપૂર્ણ વિચારણા દ્વારા વશ કરવામાં સાધુ તેમજ ગૃહસ્થ ઉભયના જીવનનું ગૌરવ છે.

લોહીને કાળું પાડી, લેશ્યાને શ્યામવર્ણી બનાવનારા આત્માને દુર્ગતિમાં ભટકાવનાર, વૈરની પરંપરા વધારનારા, ક્રોધને નવ ગજના નમસ્કાર હો !



## ૧૦ ક્રોધ અને ક્ષમા

કોઇ એક સંન્યાસી શૌચથી પરવારીને, સરિતા તટે આવેલી એક ધોબીની વસ્ત્રો ધોવાની શિલા પર ધ્યાન ધરીને ઉભા રહ્યા.

થોડીવાર પછી રાજાનો ધોબી તે શિલા ઉપર કપડાં ધોવા આવ્યો, પણ સાધુને ધ્યાનમાં ઉભેલા જોઇને તે આગળ ન વધ્યો. એમ કે આ મહાત્મા, પરમાત્માનું ધ્યાન પુરૂં કરીને જાય એટલે હુ કપડાં ધોવાનુ રાખું તે ઉચિત છે.

એટલે એક ઝાડની છાયામાં બેસીને તે સાધુનું ધ્યાન પુરૂ થવાની રાહ જોવા લાગ્યો. એમ કરતાં એક કલાક નીકળી ગયો પણ સાધુનું ધ્યાન પુરૂં ન થયું, એટલે તેણે સાધુને વિનતી કરી, કે બાપજી! આપ અહીંથી થોડે દૂર જઇને ધ્યાન ધરો તો સારૂ; કારણ કે મારે રાજાના કપડાં ધોવાની ઉતાવળ છે પણ મુનિ તો કશો જવાબ આપ્યા વિના ધ્યાનમાં જ ઉભા રહ્યા

થોડી વધુ વાર રાહ જોઇ, થાકી, કંટાળીને ધોબીએ સાધુનો હાથ ઝાલીને શિલા પરથી નીચે ઉતાર્યો

ધોબીના આ વર્તનથી ગુસ્સે થઇને સાધુએ
માર્યો સાચો સાધુ [illegible] ગુસ્સે થાય નહિ, અને

થાય તો તે સાચો સાધુ નહિ, એમ વિચારતા ધોબીને આ સાધુ ઠગારા લાગ્યા અને તેમનામાંથી તેની શ્રદ્ધા ઉઠી ગઈ. એટલે તેણે વળતો ધક્કો માર્યો, ધક્કાના આઘાતથી સાધુ વધુ ક્રોધે ભરાયા અને ધોબી ઉપર હાથ ઉપાડ્યો. પછી સાધુ અને ધોબી બંને એક સરખા ક્રોધને વશ થઇને બાથંબાથ આવ્યા. શરીરનો બળીઓ ધોબી સાધુને ભોંય પર પટકીને તેની છાતી ઉપર ચઢી ગયો.

હતાશ સાધુ પોતાના ઇષ્ટ દેવને કહેવા લાગ્યો, કે હે દેવ! આપની ભક્તિ કરવા છતાં આપ દુષ્ટમાન થઇને મને આ ધોબીના પંજામાંથી કેમ છોડાવતા નથી? આપ અત્યારે ક્યાં છૂપાઇ ગયા છો?

તે સાંભળીને દેવે આકાશમાંથી જવાબ આપ્યો કે બાપજી! અત્યારે મારે કોને મદદ કરવી તે ગંભીર પ્રશ્ન છે. તમે અને ધોબી બંને અત્યારે મને એક સરખા લાગો છો. ધોબી પણ ક્રોધમાં આંધળો બન્યો છે, અને મને ભજવાનો દાવો કરનાર તમે પણ ક્રોધના ભક્ત બન્યા છો માટે મદદની યાચના વ્યર્થ છે. કારણ કે અત્યારે તમે બન્ને સરખા લાગો છો. તેથી હું તમને ઓળખી શકતો નથી. તેથી કેવી રીતે મદદ કરૂં?

દેવનાં આ હિતકારી વચનોથી સાધુનો ક્રોધ સમી ગયો. તેના મનમાં નમ્રતા જાગી તેણે એઠા થઇને ધોબીની ક્ષમા માગી અને જીવનમાં ફરી વાર ક્રોધરૂપી ચંડાળને

તાએ ન થવાની પ્રતિજ્ઞા લીધી ધોબીને પણ સાધુની સામે અયોગ્ય વર્તન બદલ પસ્તાવો થતાં તેણે પણ માફી માંગી.

નાનકડું પણ ચોંટદાર આ દૃષ્ટાન્ત આપણા જીવનપથને ઉજાળવામાં અડોલ દીપક સમાન છે

પરમાત્માના ધ્યાનમાં ઊભેલા સાધુને કોઈ પણ પ્રકારે સતાવવા ન જોઈએ એ વાત સાચી છે. તેમ છતાં જો કોઈ અજ્ઞાની માણસ સ્વકાર્યવશાત્ તેમના ધ્યાનમાં ડખલ કરે યા તેમને થોડાક આઘા પાછા થવાની વિનતી કરે તો તે સાધુએ ગુસ્સે થવાને બદલે આત્મનિરીક્ષણ કરીને ધ્યાનના માટે એવું સ્થળ પસંદ કરવું જોઇએ કે તેમને અંતરાય ન પડે.

ગુસ્સે થવું એમાં સાધુતાની ઝાંખપ તો છે જ, પરતુ માનવતાની હીણપત પણ છે. એટલે ગૃહસ્થે પણ ગુસ્સાનું નિમિત્ત ઊભું થાય ત્યારે ક્ષમાનો આશ્રય લેવો જોઇએ. ગુસ્સે થનાર વ્યક્તિની દયા ચિંતવવી જોઇએ

ક્રોધએ એક એવી વિકૃતિ છે કે તેની અસરથી આત્માની નિર્મળ છબિ તત્કાલ શ્યામ પડી જાય છે–જાણે કે પૂર્ણચન્દ્રને લાગેલુ ગ્રહણ.

શબ્દના ધોબી જેવો કોઇ માણુસ આપણને મળી જાય તો આપણે તેની સાથે કેવો વ્યવહાર કરીએ તે આ દષ્ટાન્ત-માથી આપણે શિખવાનું છે.

આ દૃષ્ટાન્ત સાધુ-મહાત્માઓને જ લાગુ પડે છે, અને ગૃહસ્થીઓને નહિ, એવું રખે માનતા ! આ દૃષ્ટાંત સાધુ અને ગૃહસ્થ બન્નેને એક સરખું લાગું પડે છે.

ક્રોધનું નિમિત્ત સામે ઊભું થવા છતાં જેઓ તેને ક્ષમા વડે જીતી શકે છે, તેઓ જ સાચા શૂરવીર છે.

શત્રુ ઉપર શસ્ત્રપ્રહાર કરવા માટે જરૂરી શૂરાતન કરતાં ઊંચી કોટિના શૂરાતનથી જ ક્રોધરૂપી આત્મશત્રુને જીતી શકાય છે. એ સત્યને હૃદયમાં સ્થિર કરીને આપણે મૈત્રી-ક્ષમા-સમતાના પક્ષકાર બનવું જોઇએ. અને એ બધા ગુણો જેમણે આત્મસાત્ કર્યા છે, તેમનું સ્મરણ કરી તેમના પ્રત્યે બહુમાનવાળા બનીને વારંવાર ભાવપૂર્વક તેમને નમસ્કાર કરવો જોઇએ. ક્રોધની ચુંગાલમાંથી છૂટવાની તે એક સૌથી શ્રેષ્ઠ કળા છે.



## ૬૧ બોકડાનું સુખ

આ દૃષ્ટાન્તમા ખાઈ-પી, બેફીકરા બનીને ફરતા જીવની આખરે કેવી દુર્દશા થાય છે, તેનો સચોટ બોધ, બોકડાનો દાખલો પૂરો પાડે છે, અને સૂકુ ઘાસ ખાઇને પણ મીઠુ દૂધ આપતી ગાયનો દાખલો તપ-જપ દ્વારા સાપડતી સદ્ગતિની પ્રબળ પ્રેરણા પૂરી પાડે છે

આત્માની જાહોજલાલી ગેમા છે, તે સમજવા માટે આ દૃષ્ટાન્ત ઉપયોગી છે.

---

કોઈ એક ઘાતકી માણુસને ઘેર એક બોકડો, એક ગાય, અને એક વાછરડો હતા માણસ ઘાતકી હોવા ઉપરાત સ્વાર્થી પણ હતો. એટલે ગાયને દોહીને છૂટી મૂકી દેતો. પૂરૂ ઘાસ પણ આપતો નહિ. ગાય વગડામાં ફરીને; ઘાસ ચરીને પેટ ભરી લેતી અને વાછરડું બિચારૂં આમતેમ આથડીને પેટ ભરી લેતું ઘાતકી માણુસ તેની જરા પણ સભાળ ન લેતો

પણ તેને ત્યાં જે બોકડો હતો, તેની પૂરી સભાળ રાખે હંમેશા બે વખત નવરાવે, સારૂં-સારૂ ખવરાવે, ગળામા ફૂલનો હાર પણ પહેરાવે.

બોકડાનું આ સુખ જોઈ, વાછરડાએ ગાયને પૂછયુ હે માતા ! તું દૂધ આપે છે તો પણ આપણો માલિક તને પૂરૂં

ખાવા પણ નથી આપતો અને નાનું હોવા છતાં મારી તો દરકાર પણ નથી રાખતો અને બોકડાને તો જીવની જેમ રાખે છે. તેનું શું કારણ ?

ગાય બોલી કે વત્સ, આપણા માટે સૂકું ઘાસ સારૂં છે. બોકડાનું સુખ ઇચ્છવા જેવું નથી. તે તને આગળ ઉપર સમજાશે.

હવે બોકડો સારૂં-સારૂં ખાઇને હૃષ્ટ-પુષ્ટ થયો. તે જોઇને ઘાતકી પાલકને વિચાર આવ્યો કે હવે કોઈ મહેમાન આવી જાય તો મજા આવે. જોગાનુજોગ થોડા દિવસ પછી તેની જ્ઞાતિના મહેમાન આવી ચડ્યા, ઘાતકી પાલકે રાતામાતા બોકડાને મારીને મહેફીલ ઉડાડી.

પોતાની નજર સામે થએલી બોકડાની હત્યા જોઇને વાછરડું ભયથી ધ્રૂજવા માંડ્યું. સાંજે ગાય ઘેર આવી ત્યારે ડરતા-ડરતા તેણે ગાયને કહ્યું કે માતાજી ! આપણા નિર્દય પાલકે બિચારા બોકડાને મારી નાખ્યો, તો શું હવે આપણને પણ મારી નાખશે ?

ગાયે કહ્યું કે વત્સ ફીકર ન કર, આપણને તે નહિ મારે, આપણે સૂકું ખડ ખાઇને દૂધ આપીએ છીએ, જ્યારે બોકડાને તો તે હૃષ્ટ-પુષ્ટ બનાવવાની ગણત્રીએ જ સારૂં સારૂં ખવડાવતો હતો કે જેથી તેના માંસની તે મિજબાની ઉડાવી શકે પણ આપણને તે ભય નથી.

આ દૃષ્ટાન્તમાં જે બોકડો છે, તે અજ્ઞાની જીવ સમજવો ગાય છે તે ધર્મીજીવ સમજવો, વાછરડું તે ધર્મીજીવોને અનુસરનારો જીવ સમજવો

પાચ ઇન્દ્રિઓના વિષયોમાં ગળાબૂડ રહેનાર જીવોની દશા અતે બોકડા જેવી થાય છે. આવા વિષયઘેલા જીવોને અહીં અશાન્તિ ભોગવવી પડે છે, અને મરીને દુર્ગતિમાં જવું પડે છે

જ્યારે ગાય જેવા ધર્મીજીવો, શરીરને તપજપ વડે અંકુશમાં રાખી, ધર્મની આરાધનાનું સાધન બનાવીને અહીં શાન્તિ ભોગવે છે અને મરીને સદ્‌ગતિ મેળવે છે.

કેવળ દેહની પુષ્ટિ પાછળ જ રાચવાથી, આત્માની મ ગળમય સૃષ્ટિમાં અ ધકાર છવાઈ જાય છે અને જીવન આખું ભારરૂપ બની જાય છે.

દેહની પુષ્ટિએ બોકડાને માર્યો તેમ પાપની પુષ્ટિથી આત્મતેજ હણાય છે. અને દુર્ગતિમાં ભટકવું પડે છે

આત્મા અને તેના ગુણની પુષ્ટિ માટે મળેલા માનવજીવનનો તેજ અર્થમાં ઉપયોગ કરીને આપણે દૂધ દેતી ગાયની જેમ સ્વ તેમજ પરના હિતમાં સદાય સક્રિય રહીએ, તેમાં જ આપણુ સાચું કલ્યાણ છે.



# ૬૨ સાચા ગુરૂ–શિષ્ય

તત્ત્વનિષ્ઠ સદ્ગુરૂ તો શિષ્યની માતા છે, પિતા છે, બંધુ છે, સખા છે, વૈદ્ય છે અને સર્વસ્વ છે.

આવા ગુરૂમાં દોષનો આરોપ કરનારા શિષ્યો, ગુરૂની કૃપાથી વંચિત રહીને અનંત સંસારમાં રખડતા થઈ જાય છે.

સુશિષ્ય તે છે કે જે ગુરૂના વચનને સહર્ષ વધાવી લે અને તેનું યથાર્થપણે પાલન કરે.

ગુરૂ–શિષ્યની ગૌરવગાથા સમું આ દૃષ્ટાન્ત આત્માર્થીજનોએ એકાગ્ર ચિત્તે વાંચવા–વિચારવા જેવું છે.

---

તત્ત્વનિષ્ઠ એક ગુરૂને ૫૦૦ શિષ્યો હતા. એક વખત આ શિષ્યો ભેગા થઈને એક બીજાને કહેવા લાગ્યા કે આપણે પણ ગુરૂની સેવા તો કરીએ છીએ, તેમ છતાં ગુરુને જે ભાવ પેલા સુમતિધર તરફ છે તેવો આપણા તરફ નથી. માટે આપણે ગુરૂજી પાસે આ બાબતનો ખુલાસો માંગવો જોઈએ

એટલે બધા શિષ્યો ગુરૂ પાસે જઇને બોલ્યા કે ગુરૂજી અમારામાં એવો તે કયો દોષ છે કે આપ જેટલી કૃપા સુમતિધર તરફ બતાવો છો તેટલી અમારા તરફ નથી બતાવતા ?

સુમતિધર સુપાત્ર હતો. સુશિષ્યની બધી યોગ્યતાવાળો હતો. ગુરૂના વચનનું જીવ સાટે જતન કરવાના અદમ્ય ઉત્સાહવાળો હતો, એ હકીકત ગુરૂ સારી રીતે જાણતા હતા. પણ આ શિષ્યો તે બાબતાં અજ્ઞાન હતા

એટલે તેમની આંખો ખોલવા માટે તેમને સાચી સમજના ઘરમાં લાવવા માટે ગુરૂએ યોગ બળથી પોતાના પગમાં એવુ એક ગૂમડું ઉત્પન્ન કર્યું કે જેમાંથી કાયમ રસી ઝર્યા કરે, ગંધાય અને મટે જ નહિ

શિષ્યો વૈદને તેડી લાવ્યા વૈદને એકાંતમાં બોલાવીને ગુરૂએ મૂળ વાત કરી દીધી, એટલે વૈદે કહ્યુ કે કોઈ મોં વડે આ ગૂમડાની રસી ચૂસી લે તો એ મટે ખરૂ, પણ પછી રસી ચૂસનારને રોગ થાય

ગુરૂએ બધા શિષ્યોને બોલાવીને આ વાત કરી, પણ એક માત્ર સુમતિધર સિવાય બીજો કોઇ શિષ્ય ગૂમડાની રસી-ચૂસી લેવા માટે તૈયાર ન થયો, અને તેણે જરા પણ બીજો વિચાર કર્યો સિવાય ગુરૂજીના ગૂમડાની રસી ઉલ્લાસપૂર્વક ચૂસી લીધી રસી ચૂસવાથી તે રોગનો ભોગ બન્યો તે જોઇને બીજા શિષ્યો દુખી થવાને બદલે રાજી થઇને બોલવા લાગ્યા કે, એની મૂર્ખાઈનાં ફળ એ ભોગવે એમાં આપણે શું કરીએ ?

આ સાંભળીને ગુરૂએ તેમને કહ્યુ હવે તો તમે એમ નહિ કહોને કે સુમતિ તરફ મારો ભાવ વધારે છે ને તમારા

તરફ ઓછો છે ? અને પછી તેમને સમજાવતાં ગુરૂ બોલ્યા કે હે મહાનુભાવો ! જે શિષ્ય જેટલા પ્રમાણમાં ગુરૂની હિતકારી આજ્ઞાને સમર્પિત થાય છે, તે તેટલા પ્રમાણમાં તે ગુરૂકૃપાનો અધિકારી બને છે.

શિષ્યો પણ પોતાની ભૂલ કબુલ કરીને ગુરૂના ચરણોમાં ઝૂકી પડ્યા, પછી ગુરૂએ પણ સુમતિધરના રોગને સમ્યગ્ ઉપાયો વડે મટાડી દીધો.

આ દૃષ્ટાન્તનો સાર એ છે કે તત્ત્વનિષ્ઠ ગુરૂ કદી પોતાના કોઇ પણ શિષ્ય તરફ ભેદભાવ ભર્યું યા પક્ષપાત ભર્યું વલણ રાખતા જ નથી. તેમની તો એક જ ભાવના હોય છે કે મારા બધા શિષ્યો સમ્યક્ પ્રકારે ધર્મની આરાધના કરીને પરમપદના અધિકારી બને.

પોતાના ગુરૂની હિતકારી આજ્ઞાને માથે ચઢાવવાને બદલે તેમાં શંકા કુશંકા વાળો બની, વગર વિચારે અર્થહીન સવાલ-જવાબમાં ઉતરનાર શિષ્ય, આત્મવિકાસ સાધવામાં નિષ્ફળ નીવડે છે, એ ન ભુલવું જોઇએ. ઉપકારી ગુરૂ પાસે તો નમ્રભાવ રાખવો જોઈએ. તેમની આજ્ઞામાં આનંદ થવો જોઇએ.

અજ્ઞાન રૂપી અંધકારને દૂર કરીને સન્માર્ગે ચલાવનારા ગુરૂની તો ત્રિવિધે ભક્તિ જ કરવાની હોય. એ ભક્તિની શક્તિ દોષોને દૂર કરે છે, અને જીવનમાં આત્મપ્રકાશ ફેલાવે છે.

આપણા ઉપકારી, વડીલ, ગુરૂ આદિના આદર બહુમાનમાં આપણું હિત છે એ વાત ગાંઠે બાંધીશું તો અહંકારની ગાંઠ તૂટી જશે, નમ્રભાવ પ્રગટ થશે અને સાચો આરાધક ભાવ આપણા જીવનમાં સાકાર બનશે.

## ૬૩ આ તે કેવો અન્યાય ?

સ્વાર્થી દુનિયાના સ્વાર્થને છતું કરતું આ દૃષ્ટાન્ત ખરેખર મનનીય છે

પારકાનું માસ સોંઘું અને પોતાનું માંસ અતિ મોંઘું આ તે કેવો અન્યાય ?

મનનીય આ દૃષ્ટાન્ત વાંચવાથી સાચો ન્યાય કયાં રહેલો છે તે સાબિત કરી આપનારા અભયકુમારની તત્ત્વનિપુણ બુદ્ધિને અનેકશઃ ધન્યવાદ આપવાનું મન થશે.

---

મગધના મહારાજા શ્રેણિક સભા ભરીને બેઠા હતા. સભામાં વાતો-વિનોદ ચાલતો હતો તે વખતે રાજાએ પોતાના ઉમરાવોને પૂછ્યું, કે અત્યારે સોંઘી વસ્તુ કઈ છે ? બધા ઉમરાવો એક સાથે બોલી ઉઠયા, ' મહારાજા ' અત્યારે તો માંસ સોંઘુ છે.

પણ બુદ્ધિનિધાન અભયકુમાર ઉમરાવોની આ વાતમાં સહમત ન થયા તેમણે મક્કમ અવાજે રાજાને કહ્યું કે માંસ ઘણુ મોંઘુ છે પોતાના પુત્રને સમજાવતા રાજા બોલ્યા, કે ભાઈ ધીરો પડ અનુભવી ઉમરાવોની વાતને તું સમજ અને પછી ખંડન કર, નહિતર ખોટો પડીશ. મને પણ ઉમરાવોની વાત સાચી લાગે છે.

અભયકુમાર બોલ્યા કે હે પૂજ્ય વડીલ હું જે કાંઈ બોલ્યો છું તે સમજીને બોલ્યો છું. આપ પાંચ-સાત દિવસ માટે દરબારમાં આવવાનું મોકુફ રાખો તો હું મારી વાત સાચી પુરવાર કરી શકું.

અભયકુમારની વિનંતીથી રાજા શ્રેણિકે દરબારમાં જવાનું મોકુફ રાખ્યું. એટલે માંસ મોંઘું હોવાની પોતાની વાત સાચી પુરવાર કરવા અભયકુમારે કાર્યવાહી શરૂ કરી. રાતના સમયે એક ઉમરાવને ઘેર જઇ એમણે કહ્યું કે મહારાજા સખત બિમાર છે અને વૈદે કહ્યું છે કે કોઈના હૃદયનું માંસ મળે તો મહારાજા જરૂર સાજા થઈ જાય માટે જો ચાર તોલા જેટલું માંસ આપો તો રાજાનો પ્રાણ બચી જશે. આપે તો અનેક વખત કહેલું જ છે કે રાજાની ખાતર અમે પ્રાણ આપવા સદા તૈયાર છીએ. તો અત્યારે આપની એ વફાદારી સાબીત કરવાની આપને એક સોનેરી તક પ્રાપ્ત થઈ છે.

આ સાંભળી ઉમરાવ ગભરાઈ ગયો. માંસ સોંઘુ હોવાની પોતાની વાત તેણે ફેરવી તોળી અને અભયકુમારને સોના-મોહરની એક થેલી આપી બીજા ઉમરાવને ત્યાં જવા કહ્યું.

રાજસભામાં જેટલા ઉમરાવોએ માંસ સોંઘુ હોવાની વાત કરી હતી, તે દરેકને ત્યાં જઇને અભયકુમારે માંસ માંગ્યું, પણ તે દરેક એમ કહીને છૂટી પડ્યા કે, ભાઇ સા'બ

અમે તો બીજાનું માંસ સોંઘું હોવાની વાત કરી હતી માટે અમને બચાવી લો અને તેના બદલામા જોઈએ તેટલી સોના મહોર લો

આઠમા દિવસે દરબાર ફરી ભરાયો મુખ્ય સિંહાસન પર મહારાજા શ્રેણિક બેઠા છે બધા ઉમરાવો પણ હાજર છે એટલામા અભયકુમાર પણ આવી પહોંચ્યા સેવક પાસે ઉપડાવેલી સોના મહોરોની થેલીઓ રાજા પાસે ધરતાં તેમણે કહ્યું, કે મહારાજ માંસ તો અતિશય મોંઘુ છે. જુઓ આ સોના મોહોરોની થેલીઓ ! માંસ સોંઘુ હોવાની વાત કરનારા દરેકને ત્યા જઈને મેં ફક્ત ચાર તોલા માસ માંગ્યું પણ તે દરેકે અને આ સોના મહોરો આપીને વિદાય કર્યો પણ પોતાનું માંસ આપવાની તત્પરતા કોઈએ ન બતાવી

અભયકુમારની વાત સાંભળીને રાજાએ પોતાના ઉમરાવો તરફ નજર ફેરવી પણ બધા નીચા મોંએ ચૂપ બેઠા હતા. કોઈમાં અભયકુમારની વાતનું ખંડન કરવાની હામ નહોતી

એટલે રાજાને પણ અભયકુમારની વાતનુ રહસ્ય સમજાઈ ગયું બીજાના માંસને સોઘુ સમજનારા ઉમરાવોને ઠપકો આપી તેમણે અભયકુમારને શાબાશી આપી

મનનીય આ દૃષ્ટાન્તનો સાર એ છે કે આ દુનિયાના મોટા ભાગના માણસો રાજસભાના ઉમરાઓની જેમ પોતાની જાતને ખૂબજ મોંઘી સમજે છે. અને બીજાને ખૂબ જ સોંઘા સમજે છે.

પણ આ સમજ ખોટી છે. અવળી છે. દયા ધર્મને દેશવટો દેનારી છે, એ સત્ય હકીકત તો અભયકુમાર જેવા ધર્મપ્રેમી અને કુશાગ્ર બુદ્ધિવાળા પુણ્યશાળીઓ જ સમજે છે.

પારકું માંસ સોંઘુ ગણવું અને પંડનું મોંઘુ ગણવું એ શું ન્યાયોચિત માન્યતા છે ? ના, ધરાર ખોટી માન્યતા છે.

આવી અવળી સમજ મનમાં ઘર ન કરી જાય એ માટે આપણે જગતના બધા જીવોને આપણા આત્મતુલ્ય માનવાની શાસ્ત્રતાના પાલન માટે શક્તિ ખીલવવી જોઇએ. સમદર્શી મહાત્માઓની સેવા કરવાની તેમજ આત્મસ્વરૂપ ઉપર ચિંતન કરવાથી આ પ્રકારની શક્તિ પ્રગટ થવા માંડે છે જ્ઞાની પુરૂષો એકી અવાજે ફરમાવે છે કે પોતાના જીવનની કિંમત જેટલી જ પરના જીવનની છે. આ રીતે પરનું યથાર્થ મૂલ્ય આંકવાની સન્મતિ સહુને સાંપડો. !

"આપની સો લાપસી, પરાચી સો કુસકી."

એ જાતની મિથ્યા સમજને મૂળમાંથી ઉખેડી નાખીશું. તો જ પાપના સમૂળ નાશની શક્તિ પ્રગટાવીને, નિર્મળ આત્મસ્વરૂપનો પરમ આનંદ આપણે મેળવી શકીશું.



## ૬૪ કેરીનો સ્વાદ

વૈદની આજ્ઞાનો ભંગ કરનાર દર્દી મૃત્યુના મુખમા ધકેલાઈ જાય છે, તેમ શ્રીજિનેશ્વરદેવની આજ્ઞાની વિરાધના કરનાર જીવને આ લોકમા વિવિધ યાતનાઓ સહન કરવી પડે છે અને પરલોકમા પણ દુ ખ જ સહન કરવા પડે છે

આ સત્ય હકીકતનું નિરૂપણ આ દ્રષ્ટાન્તમા છે:

શક્તિશાળી એક રાજાને દુઃસાધ્ય રોગ લાગુ પડયો. જાણીતા અનેક વૈદોની દવા લેવા છતા રોગ કાબુમા ન આવ્યો એટલે રાજા તથા રાજકુંટુબમાં ભારે ચિંતા ફેલાઇ ગઈ

આ અરસામાં કુશળ એક વૈદ નગરમાં આવી ચઢ્યો રાજાની નાડી તપાસી, રોગ પારખીને વૈદે ઉપચાર શરૂ કર્યો. થોડા દિવસમા રાજા રોગ મુક્ત થઈ ગયો, એટલે વૈદે પોતાના વતનમા જવાની તૈયારી સાથે રાજાને ચેતવણી આપી કે, અત્યારે તો આપ રોગ મુક્ત થઇ ગયા છો પણ એમ ન માની લેશો કે હવે ફરીયે રોગ લાગુ નહિ પડે: આપે એક વાત ખાસ ખ્યાલમા રાખવાની છે કે આપ ક્યારે પણ કેરી સુંઘશો કે ખાશો તો દર્દના ભોગ બનીને મરણ પામશો માટે કેરીથી આપ સર્વથા દૂર રહેજો

જ્યારે કેરી રાજાનું પ્રિય ફળ હતું. એટલે રાજાને ભય લાગ્યો કે, હું ભૂલથી પણ ક્યારેક કેરી ખાઇ જઇશ તો માર્યો જઇશ. આ ભયને નિર્મૂળ કરવા માટે તેણે નગરમાંથી બધા આંબા ઉખડાવી નાખ્યા.

આમ કેટલાંક વર્ષ વીત્યા પછી, એક મિત્ર રાજા કે જે આ રાજાના કેરીના શોખથી માહિતગાર હતો. તેણે શુભ પ્રસંગે ઉત્તમ જાતની કેરીના અનેક કરંડીયા રાજાને ભેંટ તરીકે મોકલ્યા.

રાજા પોતાના હાથે દરેક દરબારીને કેરી આપવા માંડયા. તે જોઇને પ્રધાને રાજાને ચેતવ્યો કે આપ કેરીને અડો તેમાં પણ મોટું જોખમ છે.

રાજાએ કહ્યું હું તો કેરીઓ વહેંચી રહ્યો છું, પણ ખાતો નથી. બધી કેરીઓ વહેંચતાં છેલ્લી જે એક કેરી બચી હતી તે જોઇને કેરી ઘેલો રાજા પોતાના મનને કાબુમાં રાખી શક્યા નહિ અને બધાની 'ના–ના' વચ્ચે પણ તે કેરીને ચૂસી ગયો, અને તત્કાળ મરણ પામ્યો.

આ દષ્ટાન્તનો સાર એ છે કે કેરીના સ્વાદને વશ થઇને રાજાએ જેમ રાજ્ય સુખ ગૂમાવ્યું અને મૃત્યુને આધીન થયો, તેમ અજ્ઞાની જીવો કેરી જેટલાં સંસારના વિષયસુખ માટે સ્વર્ગ અને મોક્ષનાં સુખ ગુમાવીને દુર્ગતિમાં જઇને અનેક પ્રકારનાં દુઃખો સહન કરે છે.

વદની આજ્ઞા પાળીને કેરી ન ખાધી ત્યાં સુધી રાજા રાજ્યસુખ ભોગવીને જીવતો રહ્યો, તેમ જે વિવેકી માણસો શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાનુ ત્રિવિધે પાલન કરીને વિષ જેવા વિષયના સુખથી દૂર રહે છે, તેઓ જીવે છે ત્યાં સુધી શાન્તિ અનુભવે છે, અને મરીને ઉચ્ચગતિમાં જાય છે

એક નાનું પણ છિદ્ર જેમ જહાજને ડૂબાડી દે છે, તેમ વિષય સુખની થોડી પણ લાલસા જીવને પતનના માર્ગે ઘસડી જાય છે

વિષયનો વૈરાગ્ય અને કષાયનો ત્યાગ એ બે મહાન ગુણો વડે દીપતા પૂજ્ય મહાત્માઓની સાચા દિલથી સેવા કરીને આપણે પણ શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા મુજબના પવિત્ર, નિર્વિકારી જીવનમા સ્થિર બની શકશું, પણ જો ઈન્દ્રિઓને છૂટો દોર આપીશું તો કેરી ઘેલા રાજાની જેમ માર્યા જઈશું.

શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાના અજવાળે જીવનમા આગળ વધવાની સદ્‌બુદ્ધિ આપણા જીવનમા જાગૃત થાઓ!!!



# ૬૫ હિતકારી વચન

આ દુનિયામાં જીવને હિતકારી વચન કહેનારા સદ્‌ગુરૂનો જોગ મહાપુણ્યે સાંપડે છે અને છતાં કોઈક પુણ્યશાળી આત્માજ આવા ગુરૂના એકાંત હિતકારી વચનને અંગીકાર કરીને તેનું મન-વચન-કાયાથી પાલન કરે છે. બાકીના તો સ્વાર્થ, કપટ અને રંગરાગમાં જીવનને બદસુરત બનાવીને બરબાદ કરી દે છે.

હિતકારી વચનનો પ્રભાવ સમજવા માટે આ દૃષ્ટાન્ત ઉપયોગી છે.

પૃથ્વીભૂષણ નગરમાં ઉદાયન નામે એક શાણો રાજા રાજ્ય કરતો હતો. પ્રજા પ્રામાણિક અને સુખી હતી.

એવામાં નગરમાં એકાએક મરકી ફાટી નીકળી. વૃક્ષ પરથી ખરી પડતાં પાકાં ફળની જેમ માણસો મરવા માંડ્યા. આ ભયાનક રોગને આગળ વધતો અટકાવવા માટે રાજાએ ઘણા પ્રયત્નો કર્યા પણ તે તમામ નિષ્ફળ ગયા.

રોગને અટકાવવાની ચિંતામાં પ્રજા પ્રેમી તે રાજા ઉદાસ બનીને બેઠો છે. નથી તેને ખોરાક ભાવતો, નથી ઉંઘ આવતી.

એવામાં તે નગરમાં ત્રણ મંત્રવાદીઓ આવ્યા. મંત્રવાદીઓને આવેલા જોઈ તેના સમાચાર લઈને એક સેવક રાજા પાસે આવ્યો. રાજાએ તેમને પોતાની પાસે બોલાવીને રોગને દૂર કરવાનો ઉપાય જણાવવાની વિનંતી કરી.

તેમાંથી પહેલો મંત્રવાદી બોલ્યો કે મેં એક દેવને સાધેલો છે તે મારી આજ્ઞા પાળે છે અને તે એવો રૂપાળો છે કે ઇન્દ્ર પણ તેની આગળ ઝાંખો પડી જાય મારી આજ્ઞા થતાં જ હાજર થઇને તે નગરમાં ઘેર-ઘેર ફરે તો મરકી દૂર થઇ જાય, તેમા એક જોખમ છે અને તે એ કે જે માણસ તેના તરફ નજર કરશે તે તરત મરી જશે

રાજાને મંત્રવાદીનુ વચન એકાંત હિતકારી ન લાગ્યુ. એટલે તેને વિદાય કરીને બીજા મંત્રવાદીને બોલાવીને મરકી દૂર કરવાનો ઉપાય પૂછ્યો. તેણે કહ્યુ કે મેં પણ એક દેવને સાધેલો છે પણ તેનાં અંગ વાંકા છે, અને દેખાવ તદ્દન બેડોળ છે મારા બોલાવાથી આવીને તે નગરમાં ફરે અને નગરજનો તેની સ્તુતિ કરે તો રોગ જરૂર દૂર થઇ જાય, પણ જે નગરજન તેને જોઇને હસશે તે તરત મરણ પામશે.

રાજાને આ મંત્રવાદીનું વચન પણ એકાંત હિતકારી ન લાગ્યુ એટલે ત્રીજા મંત્રવાદીને બોલાવીને મરકી દૂર કરવાનો ઉપાય પૂછ્યો તેણે કહ્યુ કે મારો સાધેલો દેવ નથી તો બહુ રૂપમાન કે અધિક કદરૂપો, તેમજ નિંદા અને સ્તુતિને તે સમ ગણે છે કોઈ તેના સામે જોઇને હસે કે રુઠે તેની પણ તેને અસર થતી નથી એટલે જો આપ કહેતા હો તો તેને બોલાવીને મરકીનો રોગ દૂર કરાવું.

આ મંત્રવાદીનું વચન એકાંત હિતકારી લાગવાથી રાજાએ તે સ્વિકારી લીધું અને તેની આજ્ઞાથી હાજર થઇને તે દેવે નગરમાંથી મરકીના રોગને દૂર કરી દીધો.

આ દૃષ્ટાન્તનો સાર એ છે કે ક્ષણિક લાભની લાલચમાં ફસાઇને આપણે તકવાદીઓની વાતમાં આવ્યા સિવાય, આપણું આત્મહિત શેમાં છે તેનો વિચાર કરવો જોઇએ અને એ વિચારનું સમર્થન કરનારા મહાપુરૂષોના વચનને વળગી રહેવું જોઇએ.

રાજાએ પહેલા અને બીજા મંત્રવાદીનું વચન ન ગણકારીને એ સાબિત કરી આપ્યું કે જેના વચનમાં અહિત સમાએલું હોય તેને કોઈ પણ સંયોગમાં ન સ્વીકારવું જોઇએ.

જયારે ત્રીજા મંત્રવાદીનું વચન એવું હતું કે જેમાં નગરજનોનું હિત સંપુર્ણ સલામત જણાયું એટલે રાજાએ તત્કાલ તેનો સ્વીકાર કરી લીધો.

આ દૃષ્ટાન્તનું તાત્ત્વિક રહસ્ય એ છે કે આપણે પણ પરમ ઉપકારી શ્રી જિનેશ્વરદેવના વચન ( આજ્ઞા ) મુજબ નિષ્પાપ જીવન જીવતા સાધુ ભગવંતોનું વચન સ્વીકારીને આત્માનું હિત સાધી લેવામાં જરા પણ આળસ ન કરવી જોઇએ. તેમજ ટૂંકી બુધ્ધિના સ્વાર્થી માણસોની વાતોમાં ન ફસાવું જોઇએ. કારણ કે આપણે પણ ભવરોગથી મુક્ત થવાનું છે.

કર્મ રોગથી સર્વથા મુક્ત કરનારા શ્રી જિનવચનમાં આપણી નિષ્ઠા દિન પ્રતિદિન વધતી રહો.



# ૬૬ પાત્રતાની પરીક્ષા

શિક્ષક વિદ્યાર્થીની પરીક્ષા લે, પિતા પુત્રની યોગ્યતા ચકાસે એ તેમના જીવનવિકાસના હિતમા છે, તેમ ગુરૂ પોતાના શિષ્યની પાત્રતાની પરીક્ષા કરે તે શિષ્યના આત્મહિત માટે ખૂબ જરૂરી છે.

જઠરાગ્નિ મદ હોય તો સાદો આહાર પણ નથી પચતો, તેમ આતરિક યોગ્યતાના અભાવે આત્માનું હિત કરનારૂ જ્ઞાન પણ અપચાનુ કામ કરે છે.

શિષ્યની પાત્રતાની પરીક્ષાનુ આ દૃષ્ટાન્ત, આપણી પાત્રતા સમજવા માટે, ઘણુ-ઘણુ કહી જાય છે.

---

કોઈ એક વિદ્યા ગુરૂને ત્રણ શિષ્યો હતા. તેમની પાત્રતાની પરીક્ષા કરવાના આશયથી ગુરૂએ મુખ્ય શિષ્યને બોલાવીને મધુર રસવાળી કેરીઓ લાવવાનુ કહ્યુ, પછી એ જ પ્રમાણે બાકીના બે શિષ્યોને પણ કહ્યુ

તેના જવાબમા મુખ્ય શિષ્ય બોલી ઉઠ્યો, ગુરૂજી આજે વગર મોસમે આપને કેરી ખાવાની ઈચ્છા શાથી થઈ?

બીજો શિષ્ય કશી પૂછગાછ કર્યા સિવાય કેરી લેવા રવાના થતો હતો, તેને ગુરૂએ પાછો બોલાવ્યો.

જ્યારે ત્રીજો શિષ્ય ગુરૂની આજ્ઞા માથે ચઢાવી, પ્રણામ કરીને, પૂછવા લાગ્યો, ગુરૂદેવ કેરીના તો કાચી અને પાકી, ગોટલાદાર અને ગોટલા વગરની તથા દેશી-પરદેશી આદિ, અનેક પ્રકારો છે, તેમાંથી કયા પ્રકારની કેરી લાવવી તે ફરમાવો.

આ શિષ્યના જવાબથી ગુરૂને સતોષ થયો અને પોતાની પદવી તેને આપી

પ્રથમ શિષ્યે ગુરૂની આજ્ઞા માથે ચઢાવવાને બદલે સામો પ્રશ્ન કર્યો. તેના ઉપરથી ગુરૂને ખ્યાલ આવી ગયો કે આ શિષ્યમાં સાચી નમ્રતા હજી પ્રગટી નથી, માટે મારૂં પદ તે દીપાવી નહિ શકે માટે તેને પોતાના પદે ન સ્થાપ્યો.

બીજો શિષ્ય આજ્ઞાપાલક હોવા છતાં તત્ત્વજ્ઞતામાં પછાત હતો કારણ કે તે ગુરૂની આજ્ઞા મુજબ કેરી લેવા રવાના થવા તૈયાર તો થઇ ગયો પણ કેવા પ્રકારની કેરી લાવવી તે પૂછવા જેટલી સૂક્ષ્મતા ન દાખવી શક્યો. એટલે ગુરૂએ તેને પણ પોતાનું પદ ન આપ્યું.

જ્યારે ત્રીજો શિષ્ય તો વિનમ્ર હોવા ઉપરાંત તત્ત્વજ્ઞ પણ હતો એટલે તે, ગુરૂની આજ્ઞા માથે ચઢાવીને કેવા પ્રકારની કેરી લાવવી તે પ્રશ્ન પૂછવા માટે રોકાઇ ગયો. માટે ગુરૂએ તેને પોતાની પદવી આપી

આ દૃષ્ટાંતનો સાર એ છે કે સમ્યગ્દર્શન અને જ્ઞાનમાં [illegible] શિષ્યો જ સચ્ચારિત્રનું સમ્યક્ પ્રકારે પાલન કરીને [illegible] ગુરૂપદને લાયક ઠરે છે.

આમાં ગુરૂને પોતાના કોઈ શિષ્ય તરફ એકાંત મિથ્યા [illegible] જ [illegible]તો. પણ જે શિષ્ય ગુરૂ આજ્ઞા માથે ચઢાવીને, [illegible] પાંચ મહાવ્રતોનું પાલન કરે છે, [illegible], જ્ઞાન ધ્યાન સંયમ—સ્વાધ્યાય-વિનય-વૈયાવચ્ચ [illegible] સુપાલન દાખવે છે, તે સ્વાભાવિકપણે [illegible] અધિકારી બને છે.

ગુરૂની મહાનતા અને ગંભીરતા તથા જવાબદારી અને જોખમદારી કેવી છે, તે તો ગુરૂ જ સમજતા હોય છે. એટલે તે પદ પર યોગ્ય શિષ્યને નિયુક્ત કરવાની બાબતમાં શિષ્યની પાત્રતાની પરીક્ષા ગુરૂ પોતે લે તે તે પદના ગૌરવ તેમજ શિષ્યના આત્મહિત માટે પણ જરૂરી છે

આપણે પોતે પણ વિષય-કષાયના ઘેરામાં કેટલા પ્રમાણમાં ઘેરાએલા છીએ તેની ચકાસણી જો આપણા વડીલ કરે તો તે આપણા હિતનું કાર્ય છે, એમ સમજીને આપણા વડીલને આદરપૂર્વક તે પરીક્ષામાં સહયોગ આપવો જોઈએ

હું એટલે સર્વગુણ સંપન્ન એવા ઘમંડમાં જ રાચીશું તો આપણા જીવનમાં ઘર કરીને રહેલા અહંકાર આદિ દોષો વધુ મજબૂત થશે અને આપણા જીવનની શુદ્ધિ કુંઠિત થઈ જશે. આપણો સદાચાર લકવાગ્રસ્ત બની જશે આપણા દિલમાં દયાને બદલે માયા ઘર બાંધશે, આપણું મન માલિકને ભજવાને બદલે શયતાનનું ભજન કરતું થઈ જશે

કોઇ સુયોગ્ય ચારિત્ર સંપન્ન પુરુષ આવીને કહે કે મારે તમારી પરીક્ષા લેવી છે તો અકળાયા સિવાય આપણે તેમને આવકાર આપીને કયા વિષયની પરીક્ષા લેવી છે તે પ્રશ્ન વિનમ્રતાપૂર્વક પૂછવો જોઇએ

પરીક્ષા એ તો પાત્રતાની માટેનો ઉત્તમ માપદંડ છે

પરીક્ષા ટાણે પાછા ડગ ભરવાની કાયરતા દૂર કરવા માટે આપણે આજથી જ જીવનને સદ્‌ગુણ-ધામ બનાવવાના પુરુષાર્થના શ્રીગણેશ માંડીએ

# ૬૭ પાપનું ફળ

ઉગ્ર પ્રકારનું પાપ કેટલી ઝડપથી ઉદયમાં આવીને જીવને દુર્ગતિમાં ધકેલી દે છે, તે વાતને આ દૃષ્ટાન્ત સચોટ રીતે સમજાવે છે.

પોતાનું ભલું ચાહનારા પ્રત્યેક માણસની એ ફરજ છે કે, બધાનું એ ભલું ચાહે, કોઇ એક જીવનું પણ અશુભ ન ચિંતવે, એ સત્ય આ દૃષ્ટાન્તના ચિંતનમાંથી ચળાઈને હૃદયને સ્પર્શે છે.

રાજગૃહી નગરીમાં એક ભિખારી ત્રણ ત્રણ દિવસથી ટૂકડા રોટલા માટે ભિખ માગતો ફરે છે, પણ તેનું ભિક્ષા પાત્ર ખાલીને ખાલી જ રહ્યું. કોઇ તેને બોલાવીને ભિક્ષા આપનારૂં ન નીકળ્યું તેથી તે વૈભારગિરિ પર જઇને બેઠો.

થોડી વારે તેણે પર્વતની તળેટીમાં ઉજાણી કરવા આવેલા માણસોની ભીડ જોઇ. એટલે નીચે ઉતરીને તે ત્યાં ગયો અને તેમની પાસે રોટલાની ભિખ માંગી, પણ તેના પાપના ઉદયથી કોઇને તેના તરફ દયા બતાવીને રોટલો આપવાની વૃતિ ન થઈ.

પોતાની આવી ઉપેક્ષાથી ભિખારી ઉશ્કેરાઇને બબડવા લાગ્યો કે, આ બધા માણસો પેટ ભરા છે. મારા જેવા દુ:ખી તરફ પણ તેમને દયા નથી આવતી. માટે તેમને કોઇક ઉપાયે મારી નાખું તો મારી દાઝ વળે.

આમ બબડતો તે પુનઃ પર્વત પર ચઢ્યો ત્યાં મોટી એક શિલા પડી હતી, તેણે તળેટીમાં ઉજાણી કરતા માણસો ઉપર ગબડાવવાની કોશિષ કરવા જતાં તે પોતે જ તે શિલા નીચે ચગદાઈને મરણ પામ્યો અને દુર્ગતિમાં ગયો.

આ દૃષ્ટાન્તનો સારાંશ એ છે કે માણસે મુશ્કેલીના પ્રસંગે ધીરજ રાખીને વિચારવું જોઈએ કે, અત્યારે જે કાંઈ મુશ્કેલીઓ મને નડી રહી છે, તે મારા પોતાના જ કોઈ ભવના પાપોનું ફળ છે. માટે મારે તેમાં બીજાને દોષપાત્ર ન ગણવા જોઈએ પણ વધુ દૃઢતાપૂર્વક ધર્મકરણી કરીને પાપના પંજામાંથી મુક્ત થવું જોઈએ

બીજો અગત્યનો મુદ્દો એ છે કે આંગણે આવેલા યાચકની આપણે સરિયામ ઉપેક્ષા ન કરવી જોઈએ. યથાશક્તિ દાન એ તો આર્યકુળનો ઉજળો સંસ્કાર છે. જમાનાવાદના ઘોડાપુરમાં તે સંસ્કાર ન તણાઈ જાય તેની કાળજી આપણે રાખવી પડશે.

વળી આ દૃષ્ટાન્તમાં ખાસ એ તારવવાનું છે કે કોઈનું પણ અહિત ચિંતવવાની અધમ પાપ વૃત્તિ સરવાળે પોતાનું જ અહિત કરે છે.

પોતાને રોટલો નહિ આપનાર માણસોને મારી નાખવાની ઉગ્ર પાપવૃત્તિનું જે ભયંકર પરિણામ ભિખારીને ભોગવવું પડયું તે જોયા તેમજ જાણ્યા પછી, એવો કયો હીનભાગી માણસ એ ભિખારી જેવા પાપી વિચારોને સેવવા તૈયાર

થાય ? એ ગંભીર પ્રશ્ન પૂછીને આપણે આપણી જાતને ઢંઢોળવી જોઈએ કે જેથી પ્રતિકૂળ સંયોગોમાં આપણે ચિત્તની સમતુલા જાળવીને એવા પાપથી બચી શકીએ

શ્વાન વૃત્તિ છોડીને સિંહવૃત્તિ કેળવવી એ દુર્લભ માનવ-ભવનું યથાર્થ સન્માન છે, એ હકીકતનું પણ આપણને આ દૃષ્ટાન્ત સચોટ ભાન કરાવે છે.

પાપના ઉદય સમયે પાપી વિચારો સેવવાથી પાપ જ પુષ્ટ થાય છે. માટે સત્કર્મનું સેવન કરીને પાપની જડને ઉખેડી નાખવામાં શક્તિનો સદુપયોગ કરવો જોઈએ.

ભિખારી જેવી દુર્દશાથી બચવા માટે આપણે દાનવૃત્તિ અને પ્રવૃત્તિમાં સદાય આગળ રહેવાના મનોરથ સેવતા રહીએ.



# ૬૮ સાચું સુખ અંદર છે

સુગંધ પોતાની નાભિમા રહેલી કસ્તુરીમાથી આવતી હોવા છતા, એ સુગંધ બીજે ક્યાંથી આવી રહી છે એ ભ્રમમા કસ્તુરીઓ મૃગ ગાઢ જંગલમા દોડી-દોડીને થાકી જાય છે, પણ પોતાની નાભિમાં આંખ કેન્દ્રિત કરતુ નથી તેમ સુખ આત્માની અંદર છે છ્તા સુખની શોધમા બહારને બહાર ભટકતા માણસને સુખ માટે આત્મા તરફ વાળનારૂ આ દૃષ્ટાન્ત પ્રેરક તેમજ ઉપકારક છે

માલપુર ગામમાં એક કઠિયારો રહેતો હતો રોજ સવારે ઉઠી જંગલમા જાય અને પરસેવો પાડી, લાકડાં કાપી લાવી તે વેચીને પોતાનુ ગુજરાન માંડ માંડ ચલાવે.

એક દિવસ જંગલમાં એને એક સાધુ મળ્યા. સાધુના દર્શને તેનુ દિલ ઠર્યું. પગે લાગીને તેણે કહ્યુ બાપજી, સુખી થવાનો ઉપાય બતાવો. બાપજીએ કહ્યુ કે તારે સુખી થવુ હોય તો તું જંગલના અંદરના ભાગમાં જવાનુ ચાલુ રાખ બસ એટલુ જ કહીને સાધુતો આગળ ચાલતા થયા

કઠિયારો ભારે શ્રદ્ધાળુ હતો. તેણે સાધુના શબ્દોને મહામૂલા રત્નો જેવા ગણીને હૃદયના કબાટમા સઘરી લીધા, અને વળતી સવારે, તે તો કુહાડો લઈ ઉપડ્યો અને જંગલમાં ખૂબ આઘે નીકળી ગયો. ત્યા તેને મીઠી સુગંધ આવી એટલે તે અટક્યો, અને અનુમાન કરી લીધું કે

આ ચંદનનું વન છે. એક વૃક્ષ પર કુહાડાનો ઘા કર્યો તો તેનું અનુમાન સાચું પડ્યું. ચંદનકાષ્ઠનો. ભારો ઉપાડી હરખાતો હરખાતો શહેરમાં આવ્યો સારી કિંમતે ભારો વેચી નાખ્યો.

જંગલમાં વધુ ઊંડે જવાના સાધુના શબ્દો યાદ કરતો કઠિયારો બીજે દિવસે ચંદનવનથી પણ આગળ ગયો. તો ત્યાં તેણે તાંબાની ખાઈ જોઈ, ઉપડે તેટલું તાંબુ તે નગરમાં લઈ પાછો ફર્યો, અને તેના સારા દામ ઉપજાવ્યા. ત્રીજે દિવસે જંગલમાં વધુ આગળ જતાં ચાંદીની ખાણ મલી અને ચોથે દિવસે સોનાની ખાણ તેની નજરે પડી. પાંચમા દિવસે આગળ જતાં હીરા મળ્યા. રોજ એક એકથી અધિક લાભ મળતા હવે તે દરિદ્ર મટીને મોટો ધનવાન બની ગયો.

પોતે કૃતજ્ઞ હોવાથી પોતાને સુખી થવાનો ઉપાય બતાવ-નારા સાધુજી તેને વારંવાર યાદ આવે છે, એવામાં ફરી એક વાર તેને સાધુજીનો ભેટો થઇ ગયો. સાધુજીને જોતાંવેંત તે તેમના પગમાં પડ્યો, અને બોલ્યો, બાપજી, આપની કૃપાથી હું હવે ઘણો સુખી થઇ ગયો છું, હવે મારે કોઈ વાતની કમી નથી. આપનો ઉપકાર હું કદી નહિ ભૂલું. હવે આ બધા ધનનો સદુપયોગનો માર્ગ બતાવો.

સહેજ હસીને પ્રસન્ન મુદ્રાથી મહાત્મા બોલ્યા, પણ ભાઇ ! હીરાની ખાણ આગળ તું અટકી કેમ ગયો ? સાચું સુખ તો હજુ ઘણું આઘું છે.

મહાત્માની વાત ન સમજતાં કઠિયારાએ પૂછ્યું, “બાપજી” આપ શું કહો છો તે મને સમજાતું નથી.

એટલે તેને સમજાવતા મહાત્મા બોલ્યા કે સોનુ હીરા વગેરે તો તને બહારના જંગલના ઊંડાણમાં જવાથી મળ્યા; પણ તેનાથી મળેલુ સુખ તો અલ્પકાળનુ છે. દુઃખને વધારનારૂં છે સાચું સુખ મેળવવા માટે તો તારે આત્માના ઊંડાણમાં જવું જોઇએ.

મહાત્મા પર અનન્ય શ્રદ્ધાવાળા કઠિયારાએ તેમ કરવાની તૈયારી બતાવી એટલે તેમણે આત્મ-સાધનાનો સાચો રાહ બતાવ્યો. એ રાહ પર ચાલીને તેણે હીરા મોતી પણ ન આપી શકે એવું આત્માનું શાશ્વત જ્ઞાનાદિ સુખ પ્રાપ્ત કર્યું.

સાચું અને ટકાઉ એવું શાશ્વત સુખ તો આત્માની અંદર છે. તે બહાર ક્યાંય નથી, આત્મા જ્ઞાનાદિ સુખ પાસે બહારના મોટામાં મોટા ગણાતા સુખો પણ ક્ષુદ્ર જેવાં જ છે.

આ દૃષ્ટાંતમાં ઊંડે જવાની જે વાત છે તે ખૂબજ મહત્ત્વની છે.

આપણે સહુ સુખ અને સાનુકૂળતાની શોધમાં બહારની દુનિયામાં રખડપટ્ટી કરવામાં કોઇ કચાશ નથી રાખતા કેટલાક તો જાનના જોખમે દરિયા ખૂંદવા પણ નીકળી પડે છે. તેમ છતાં આપણા સહુનો એ અનુભવ છે કે એ રીતે પણ સાચું સુખ સાંપડતું નથી અને સુખ આપનારી મનાતી જે સામગ્રી પ્રાપ્ત થાય છે તે સામગ્રી તો આપણને સાચા સુખની શોધમાં આગળ વધતાં અટકાવનારી સાબિત થાય છે.

મતલબ કે સાચું સુખ અંદર છે. આત્મામાં છે આત્મ-રમણતામાં છે, આત્માના ગુણોની ખીલવણીમાં છે. એટલે આપણે પણ કઠિયારાની જેમ આત્માના પ્રદેશોમાં ઊંડે જવુ

જોઈએ ત્યાં જઈને સ્થિર થઇશું ત્યારે જ આપણને સમજાશે કે સાચું સુખ એટલે શું ?

આત્મામાં રહેલા અનંત સુખના એક લાખમા ભાગ જેટલું પણ સુખ, ત્રિભુવનની સઘળી સમૃદ્ધિ એક સાથે આપણને એકલાને મળી જાય તો પણ આપણને નથી મળવાનું એ એક હકીકત છે. અને તેનું સબળમાં સબળ પ્રમાણ શ્રીતીર્થંકર પરમાત્માનું જીવનચરિત્ર છે ત્રિભુવનની સઘળી શ્રેષ્ઠતમ સામગ્રી તેઓશ્રીના ચરણકમળમાં આળોટતી હોય છે. તેમ છતાં એ બધામાં આંખ પણ માંડ્યા સિવાય તેઓશ્રી આત્માના અસલ સ્વરૂપમાંજ નિમગ્ન રહે છે.

આ ઉપરથી આપણે પણ એ બોધ લેવાનો છે કે સાચા સુખનું ધામ આત્મા છે. આત્મામાં ઉંડે ઉતરવાથી સંસારના કાદવમાં ઉંડે સુધી ખુંચી જઇને દુઃખી થવાની દુર્દશામાંથી ઉગરી જઇશું.

પાણી ભરીને આવતી સરખી વયની સાહેલીઓ માહોમાંહે વાતો કરતી હોય છે, ત્યારે પણ તેમનું ધ્યાન તો માથા ઉપરના બેડામાં હોય છે, તેમ સંસારમાં રહેવું પડે ત્યારે પણ આપણે ધ્યાન તો આત્મામાં જ રાખવું જોઇએ.

શ્રી જિનાજ્ઞાને સામે રાખીને પંચ પરમેષ્ઠિઓના જાપ સ્મરણ, પૂજન, વંદન, ધ્યાન આદિના આલંબનથી આત્મામાં ઉંડે ઉતરી શકાય છે. આ રીતે જયારે આપણે બહારથી અંદર જઇશું, ઉંડે ઉતરીશું ત્યારે જ સાચો અને શાશ્વત આનંદ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થઇશું.

## ૬૯ સુખની ચાવી

ધન માટે વલખા માગ્વા, હાયવોય કરવી, અનીતિ આચરવી, ન કરવાના ધંધા કરવા એમા માણસાઇ નથી. એવો ઉપદેશ આપણે અનેકવાર સાભળ્યો તો છે, છતા સતોષ કે જે સુખનું પ્રબળ કારણ છે, તેની સાથે પાકી પ્રીતિ બાધવામા પાછા પડીએ છીએ, તે સંતોષને પોતાના જીવનનો અલંકાર બનાવીને એક પડિત કેવુ સરસ જીવન જીવે છે, તેનું વર્ણન આ દૃષ્ટાન્તમા છે

એક નગરમાં કથાકાર એક પંડિત રહેતો હતો તેને ઈચ્છા થઈ કે રાજાની સભામા જઇને કથા કરૂ એમ વિચારી રાજા પાસે જઇને રાજસભામાં કથા કરવાની તેણે માગણી કરી. શરૂઆતમાં તો રાજાએ ના કહી, પણ મત્રીએ આગ્રહ કર્યો ત્યારે રાજાએ હા કહી અને પડિતજીને પૂછ્યુ, કે કથા કરવાનું આપ શુ લેશો ?

એટલે પડિતે કહ્યુ, કે એની ચિંતા કરવાની જરૂર નથી. જે ભાગ્યમાં હશે તે મળી રહેશે

પડિતની વાત સાંભળીને રાજાએ તેને એક જ રૂપીઓ આપવાનો નિર્ણય કર્યો.

સભામા કથા શરૂ થઈ શ્રોતાઓને તેમા રસ પડ્યો. તેમણે પંડિતની પ્રશંસા કરી અને કહ્યું, કે મહારાજ, કથા ચાલુ જ રાખજો, અમને તેમાંથી ઘણું શિખવા મળે છે.

શ્રોતાઓના આગ્રહથી પંડિતે સાત દિવસ સુધી કથા કરી
અને આઠમા દિવસે તેની સમાપ્તિ કરી.

રાજાએ અગાવના પોતાના નિર્ણય મુજબ પોથી ઉપર
એક જ રૂપીઓ મૂક્યો. પ્રસન્નતાપૂર્વક સહેજ પણ કચવાટ
સિવાય પંડિત તે રૂપીઓ લઇને ચાલતા થયા રાજા જેવા
રાજાએ સાત દિવસની કથાના બદલામાં મને ફક્ત એક
રૂપીઓ આપ્યો તે સારૂં ન કર્યું, એવો કોઇ વિચાર તેના
મનમાં ન જાગ્યો કારણ કે સંતોષ ગુણ તેણે પચાવ્યો હતો.
પંડિતજી રૂપીયો લઇને બજારમાં ગયા રૂપીઆનું સીધુ-સામાન
લઇ, ઘેર જઈ તે પોતાની પત્નીને આપ્યું.

સાત દિવસની કથા પછી પંડિતજી પ્રસન્નતા અને
સંતોષપૂર્વક રૂપીઓ લઇને વિદાય થયા. તે જોઇને રાજાનું
દિલ દ્રવી ગયું તેને સમજાઇ ગયું, કે પંડિત સાચો સંતોષી
છે. આવા સંતોષી નરને મેં માત્ર એક જ રૂપીઓ આપીને
રવાના કરી દીધો તે પાપ કર્યું છે. તે પાપનું મારે ખરેખર
પ્રાયશ્ચિત કરવું જોઇએ. પ્રાયશ્ચિત કરવા માટે તેણે એક
કોળું મંગાવીને અંદર સોના મહોરો ભરી બંધ કરી દીધું
અને સવારમાં જે પહેલો યાચક પોતાની પાસે આવ્યો તેને
પ્રેમથી આપી દીધું.

યાચકનું ભાગ્ય નાનું હતું એટલે તેણે કોળું એક કાછી-
આને ચાર પૈસામાં આપી દીધું. એવામાં પેલા કથાકાર પણ
એજ કાછીઆને ત્યાં કોળું ખરીદવા આવ્યા. પૂજનમાં મૂકવા

માટે તેમને કોળું જોઇતું હતું, કાછીઆએ એજ કોળું તેમને બે આનામાં આપી દીધું.

પંડિતજી કોળું લઇને ઘેર ગયા કોળું પૂજન માટે જોઈતું હતું તેથી ઝીણવટથી જોતાં કોળું દોષવાળુ લાગ્યું. તેની ઉપર છરીનો ઘા દેખાણો જ્યારે પૂજનમાં અખંડ કોળુ જોઇએ એટલે તે કોળું શાક માટે રાખી લીધું ગોરાણી કોળુ સમારવા બેઠાં, તો અંદરથી સોનામહોરો નીકળી. તેમણે પોતાના પતિને બોલાવીને વાત કરી.

પંડિતે કહ્યુ, કે કુદરતની કળા અજબ છે. આપણે તો ભલો સંતોષ. સોનામહોરો મળી છે, તો આપણા સત્કાર્યોમાં વેગ આવશે. બાકી એનાથી સંસારના રંગરાગ તો ન જ વધારાય. સંતોષનો પ્રભાવ કોઈ અનેરો જ છે. તે જેના જીવનમા આવી જાય છે તેના મનની શાન્તિ અને જીવનની સ્થિરતા સદા સલામત બની જાય છે દુન્યવી પદાર્થોની પ્રાપ્તિમાં પ્રારબ્ધ કર્મ પણ ઘણો મોટો ભાગ ભજવે છે.

પંડિતજીએ કર્મના આ નિયમને બરાબર પચાવ્યો હતો. તેથી તેઓ બાહ્ય પદાર્થોની પ્રાપ્તિ અપ્રાપ્તિમાં સ્વસ્થ રહી શકતા હતા.

સંતોષી નર જે મળે તેમાં સંતોષ માને છે. તેના મુખમાથી આટલું ઓછું મળ્યુ એવો ઉદ્ગાર નીકળતો નથી.

અસંતોષી મનુષ્યને ગમે એટલું મળે તો પણ સંતોષ થતો નથી. ન મળ્યાના અસંતોષ એ માનવીના દુઃખનું

પ્રધાન કારણ છે, કારણ કે આ પ્રકારનો અસંતોષ–તેને જે મળ્યું હોય છે તેનું પણ સુખ ભોગવવા દેતો નથી અને પ્રત્યેક અવસ્થામાં તેને અશાન્તિ જ રહે છે.

સાત દિવસ સુધી કથા કરી અને તેના બદલામાં ખુદ રાજાએ કથાકારને એક જ રૂપીઓ આપ્યો, છતાં આ પંડિત સંતોષથી એ રૂપીઓ લઈને પ્રસન્નતાપૂર્વક ચાલતા થયા તે એમ બતાવે છે કે ઊંડી ધર્મશ્રદ્ધા સિવાય આવો સંતોષ જીવનમાં પ્રગટતો નથી.

'ભાગ્યમાં હશે તે મળશે' એમ બોલવું સહેલું છે પણ એ બોલને પાળવાનું કામ તો સંતોષી જ કરી શકે છે.

અસંતોષ આગ જેવો છે. કરોડોની સંપત્તિવાળો પણ અસંતોષી વધુ મેળવવા માટે જ વધુ મેળવવાની બળતરા કરતો હોય છે.

પંડિત જેવાં જ સંતોષી તેમની પત્ની પણ હતાં. ઓછું વધતું જે કાંઇ મળે છે તે પુણ્ય અનુસાર મળે છે, એ સત્ય તેમને પણ પચી ગયું હતું માટે દુઃખમાં પણ બંને સુખી હતાં.

સુખની ચાવી સંતોષ છે. દુઃખની મા અસંતોષ છે.

સંતોષી બનવા પુણ્ય પાપના પ્રકારો સમજવા પડે, ધર્મશ્રદ્ધા ખીલવવી પડે. ધર્મકરણી કરવી જોઇએ. પાપના માર્ગે મળતા ધન તરફ આંખ પણ ન માંડવી જોઈએ.

સંતોષરૂપી ધન એ જ મનુષ્યને સદાને માટે સુખી બનાવી શકે છે.

## ૭૦ બગલાનું ધ્યાન

કહેવત છે કે, " સોનું કમીને, માણસ વસીને " એનો એ અર્થ થાય છે કે સોનુ ચોકખુ છે કે ભેળસેળ વાળું તેનું પારખુ કસોટી ઉપર ઘસવાથી થાય છે, અને સામો માણસ ભલો છે કે ભયકર તેની ખાત્રી તેની સાથે રહેવાથી થાય છે. દૂરથી જોતા તે ભલા જેવો દેખાતો હોય માટે 'ભલો' ન માની લેવાય.

આ લઘુ દૃષ્ટાન્ત આ વિષય ઉપર સુંદર પ્રકાશ કે કે છે

વનવાસ દરમ્યાન ફરતાં-ફરતાં રામ અને લક્ષ્મણ પંપા સરોવર પાસે જઈ પહોચ્યાં સરોવરમાં ઊભેલા શાન્ત બગલાઓને જોઇને રામે લક્ષ્મણને કહ્યુ,—

પશ્ય લક્ષ્મણ પંપાયાં, બકં પરમધાર્મિકમ્ ।
મન્દમન્દ પદે ધત્તે, જીવાનાં પાપ શંકયા ॥

ભાવાર્થ.- હે લક્ષ્મણ આ પંપા સરોવરમાં તું જો તો ખરો કે ધર્મિષ્ઠ બગલાઓ પોતાના પગ નીચે કોઈ જીવ ચગદાઈ ન જાય તે ખાતર કેવા ધીમે-ધીમે પગલા ભરે છે ?

આ સાંભળી એક માંછલી બોલી —

બકઃ કિં વર્ણ્યતે રામ ! યેનાહં નિષ્કુલીકૃતા ।
સહવાસી હિ જાનીયાત્ ચારિત્ર્યં સહવાસિન ॥

ભાવાર્થ .- હે રામ ! બગલાંનુ ક વર્ણન માટે કરો છો ? એણે તો અમારા નાશ

નાંખ્યું છે. સહવાસી જ સહવાસીના ચારિત્ર્યને યથાર્થ રીતે જાણી શકે છે.

સામાન્ય જણાતો આ પ્રસંગ ખુબજ મહત્વની વાત કહી જાય છે. બગલો જળમાં શાન્ત રહે છે તેમજ ખૂબજ હળવેથી ચાલે છે, તેનું કારણ તેની દયાળુતા નથી, પણ દાંભિક્તા છે, કારણ કે જો તે અવાજ કરે યા ઝડપથી પગલાં ભરે તો માછલાં છટકી જાય, માછલાંને ચાંચમાં ઝડપી લેવાની તેની આ ચાલાકીને લક્ષ્યમાં લઈને બહારથી સીધા જણાતા પણ ભીતરમાં વાસનાઓ વડે ખદબદતા સ્વાર્થી માણસોને પંડિત પુરૂષોએ "બગ ભગત" તરીકે ઓળખાવેલા છે.

વાત સાચી છે, કારણ કે માણસના હૈયાને વાંચ્યા પછી જ તેના ચારિત્રની સાચી સમજ પડે છે. એવા પણ દાખલા મોજુદ છે કે બહારથી ભક્ત જેવા જણાતા માણુસો અંદરથી સ્વાર્થ પરાયણ હોય છે. ભક્તિ એ હૈયાનો વિષય છે. કેવળ બાહ્ય પ્રવૃત્તિ ઉપરથી તેનું માપ નીકળી શકતું નથી.

હા, એટલું ખરૂં કે ભદ્ર પ્રકૃતિના માણસો પ્રાયઃ બહાર દેખાતા હોય છે, તેવા જ ભીતરમાં પણ હોય છે.

પણ આ વાત બધાને લાગુ નથી પડતી. દુનિયાને છેતરવાના સાધન તરીકે ભક્તિનો ઉપયોગ કરવો એ ઘણી જ અધમ વૃત્તિ છે.

બગલાનો દંભ કોઈને પસંદ નથી. તેવી રીતે આપણે પણ આપણા હૈયાં બરાબર તપાસી લેવા અને નક્કી કરવું જોઈએ કે તેમાં બગલાવૃત્તિ તો છૂપાઇને બેઠી નથી ને? એવું લેશ પણ જણાય તો તે માર્ગથી તરત પાછા ફરવું જોઈએ.

આપણા ધ્યાનના વિષયભુત હોણુ છે. એ સ્પષ્ટ થવું જ જોઇએ અને તેમાં જો મોહરૂપી માછલું વસેલું હોય તો તેને હઠાવી ઉત્તમ સાધ્યને મનમાં વસાવીને મોક્ષની અમૃતકળાની સ્થાપના કરવી જોઇએ.

પરમપદના ધ્યાન વડે જ જીવન ચરમ ગતિનું અધિકારી બને છે. સ્વાર્થનું ધ્યાન તો જીવને સંસારમાં રઝળાવે છે. માટે પરમાત્માને ભજીને માનવજીવનને આપણે સાર્થક કરીએ!



# ૭૧ કુહાડાનો હાથો

---

નાનકડા આ પ્રસંગનો મર્મ ઊંડો છે. ઇતિહાસ એ વાતની સાક્ષી પૂરે છે કે મોટા મોટા રાજા-મહારાજાઓના પતનમાં તેમના ભાઈ, ભત્રીજા અને ભાણેજોએ મોટો ભાગ ભજવ્યો હોય છે. આ જ મુદ્દાનું સમર્થન આ દૃષ્ટાન્ત કરે છે જે વાંચી-વિચારીને આપણે આપણા જ ભાઈઓના અહિતમાં ભાગ ન લેવાનો નિશ્ચય કરવો જોઈએ.

---

એક વૃદ્ધ માણસ લુહારની દુકાન પાસેથી પસાર થતો હતો. દુકાનમાં કુહાડાનો મોટો ઢગલો જોઈને વૃદ્ધે પૂછ્યું કે, ભાઈ આટલા બધા કુહાડા કેમ બનાવ્યા છે?

લુહારે કહ્યું, કે રાજાનો હુકમ છે, થોડા દિવસમાં પાસેનું આ આખું વન કાપવાનું છે.

આ સાંભળીને વૃદ્ધ વનમાં ગયો. ત્યાં જઈને વનને સંભળાવતાં બોલ્યો, કે જાણો, છો કે રાજા સાહેબે આ આખું વન કાપી નાખવાનો હુકમ કર્યો છે? અને એ કામ કરવા માટે હજારો કુહાડા બનાવવાનો હુકમ આપ્યો છે.

વને કહ્યું કે અરે, એ બિચારા કુહાડાનો શો ભાર છે કે અમને ઇજા પણ કરી શકે?

આ વાતને ચારેક માસ વીતી ગયા. વૃદ્ધ ફરીથી જંગલ તરફ ગયો, તો અડધું જંગલ કપાઈ ગયેલું જોયું તેનાથી ન રહેવાયું, તેણે તરત જંગલને કહ્યું, કે કેમ ભાઈ, ખુબ હામ ભીડતા તા ને? જોયું ને કુહાડાએ તમારી કેવી દશા કરી?

વને રડતે અવાજે કહ્યું, કે ભાઇ શું કરીએ અમારા જ ભાઇઓ એ કુહાડાના 'હાથા' બન્યા, નહિતર એ કુહાડાની શી મજાલ હતી કે અમને કાપી શકે?

એક કવિએ ગાયું છે કેઃ-

નહિ અન્ય ધાતુ કાષ્ટ કે, પાષાણ કાપે લોહને;
પણ જુઓ છીણી લોખંડની, પોતાતણું પોતે હણે.

સારાંશ કે વનવૃક્ષનું લાકડું જ કુહાડાનો હાથો બનીને વનનો વિનાશ કરે છે, તેમ માણુસો પણ સ્વાર્થ, દ્વેષ વગેરે દોષોથી પ્રેરાઇને બીજા માણસોના હાથા બનીને પોતાના જ જાતિ ભાઇઓનું અહિત કરતા હોય છે.

આ મોટી નબળાઈથી આપણે સાવધ રહેવાનું છે આપણા ભાઇઓની પ્રગતિ, સમૃદ્ધિ વગેરે જોઇને દ્વેષનો શિકાર ન બનતા સ્નેહ દાખવવો જોઇએ આપણુને દુઃખ નથી ગમતું તેમ બીજાઓને પણ નથી ગમતું, એ હકીકત સ્વીકારીને આપણે સહુના હિતસ્વી બનવું જોઇએ.

અંગ્રેજોનો હાથો બનીને ભારતની પ્રજાનું અહિત કરનાર અમીચંદનું નામ લેતાં પણ સૂગ અનુભવનારા આપણે જાણતાં-અણજાણતાં કોઈના 'અમીચંદ' ન બની જઈએ તેની પૂરી કાળજી રાખવાની છે.

સ્વાર્થથી ખદબદતી આ દુનિયામાં સ્વાર્થ સાધનારાઓ અને તકવાદીઓનો તોટો નથી. એવા કોઈની જાળમાં આપણે ન ફસાઇ જઇએ તેની કાળજી સાથે આપણે જીવવું જોઇએ.

જ્ઞાની ભગવંતો ફરમાવે છે કે જે જીવ સ્વાર્થના હાથમાં રમે છે તે ગમે તે પળે સ્વાર્થ સાધકોનો હાથો પણ બની શકે છે.

આ હકીકતને ધ્યાનમાં રાખીને જીવન જીવીશું તો જ જીવ્યું સાર્થક ઠરશે.

દુનિયામાં કુહાડા જેવા માણસો તો છે જ પણ જો તેમને 'હાથા' ન મળે તો 'ઘા' ન કરી શકે, માટે આપણે કોઇ પાપનો 'હાથ' યા 'હાથો' ન બની જઇએ એ ખાસ સાર આ દૃષ્ટાન્તમાંથી ગ્રહણ કરવાનો છે.



## ૭૨ શુભાશુભ વિચારની અસર

એક બીજાના સાગ યા નઠારા વિચારની અસર એક બીજાને થતી હોય છે. જેમ જીભથી બોલાએલા સાગ-નરસા શબ્દની સારી-નરસી અસર બીજાને થતી હોય છે. તેમ મનમા ઉદ્‌ભવેલા સાગ યા નરસા વિચારની અસર પણ સામી વ્યક્તિને થાય છે

આ હકીકતને સ્પષ્ટ કરતુ આ દૃષ્ટાન્ત વાચ્યા-વિચાર્યા પછી આપણને અશુભ વિચારથી સર્વથા દૂર રહેવા માટે અને શુભ સકલ્પમા સ્થિર થવા માટે ઉપયોગી નીવડશે

---

એક વૃદ્ધ માતા અને દીકરી એ બન્ને પગપાળાં પરગામ જઈ રહ્યા હતા ચાલતાં-ચાલતાં દીકરી થાકી ગઇ. માએ કહ્યુ, ઠેર જો કોઇ સાધન મળે તો તને બેસાડી દઉં. એટલામા એક ઊંટવાળો ત્યાથી પસાર થયો. ડોસીએ તેને ઊભો રાખીને કહ્યુ કે, ભાઈ! મારી દીકરીને તારા ઊંટ ઉપર બેસાડીને પાસેના ગામ સુધી લઈજા ગામના ગોદરે ઉતારી દે જે અને હુ પણ એટલામા પાછળ-પાછળ આવી પહોચીશ.

ઉંટવાળાએ કહ્યુ 'ના, માજી મારાથી એ નહિ બને' અને ચાલતો થયો.

થોડે દૂર ગયા પછી ઉંટવાળાને વિચાર આવ્યો, 'રે મૂરખ તેં આ શું કર્યું'? દાગીના સાથેની યુવતીને ઉપાડી જવાની સુદર તક ફરી કયારે મળશે?

બરાબર આ જ પળે ડોસીમાનો માંહ્યલો બોલી ઉઠ્યો, 'સારૂં જ કર્યું કે એકલી દીકરીને અજાણ્યા સાથે ન મોકલી.'

મા-દીકરી આસ્તે આસ્તે ચાલી રહ્યાં છે. હજી ખાસો રસ્તો કાપવાનો છે. તેવામાં એ જ ઉંટવાળો તેમની નજરે પડ્યો પાપ બુદ્ધિથી પ્રેરાઇને તે તેમની રાહ જોતો ઊભો હતો તેણે ડોસીને કહ્યું, કે માજી, લાવો તમારી દીકરીને ઉંટ પર બેસાડી પાસેના ગામ સુધી લઇ જાઉં, બિચારી બહુ થાકી ગઈ જણાય છે".

ડોસીએ કહ્યું, 'કે ભાઈ. એ પળ ગઈ. હવે તું એ ઉંટ-વાળો નથી, હવે હું એ માજી નથી. માટે તું તારા રસ્તે પડ.

અનોમન સાક્ષીની કહેવતને આ દૃષ્ટાન્ત સચોટ રીતે પુરવાર કરે છે.

ડોસી અને ઉંટવાળાના મનમાં એક જ સમયે જે વિચાર જન્મ્યો તે કોઇ આકસ્મિક ઘટના નથી અથવા તો ચમ-ત્કારની બાબત નથી. પરંતુ એક બીજાના શુભાશુભ વિચારની એક બીજા પર થતી શુભાશુભ અસરનું સૂક્ષ્મ ગણિત તેના મૂળમાં રહેલું છે.

ઉંટવાળાના પાપી વિચારની તીવ્રતાએ ડોસીના મનો-પ્રદેશને એવો ધક્કો લગાડ્યો કે તેમને તે જ સમયે દીકરીને તેની સાથે એકલી ન મોકલી તે સારૂં કર્યું" એ વિચાર સ્પર્શી ગયો.

વિચાર એ પણ એક પદાર્થ છે અને તેની અસર પણ થતી હોય છે વિચાર સારો હોય છે તો સારી અસર ફેલાવે છે, વિચાર ખરાબ હોય છે તો ખરાબ અસર ફેલાવે છે.

વિચાર એટલે 'કાંઈ નહિ' કેવળ વિચાર એટલે 'ઝાંઝવાનુ જળ' એમ બોલી નાખવા માત્રથી વિચારની સારી માઠી અસરમા કોઇ ફેર પડતો નથી, પણ મોટુ નુકસાન એ થાય કે કે માણસ શુભ વિચારમા રહેલી શક્તિમા શ્રદ્ધા સ્થાપવાથી વ ચિત રહી જાય છે

પદાર્થ વિજ્ઞાન કહે છે કે પાણી કરતાં વધુ શક્તિ વરાળમાં હોય છે તેમ અધ્યાત્મ વિજ્ઞાન કહે છે કે વાણી કરતા પણ વધુ શક્તિ વિચારમા હોય છે

માટે ગમે તેવા વિચાર કરીને જીવનને બરબાદ ન કરવુ જોઇએ, પણ સૌના ભલાના વિચાર વડે જીવનને આબાદ બનાવવું જોઇએ મનથી શુભ સ કલ્પ, કલ્યાણ સંકલ્પ, શિવ સ કલ્પ કરવા જોઇએ મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ આ ચાર ભાવનાથી ભાવિત થનાર આત્મામા યાવત્ મોક્ષ લક્ષ્મી પણ પ્રગટી શકે છે

પણ વિચારનો બગાડ આચારને બગાડે છે. આચાર એ વિચારનુ ઘન સ્વરૂપ છે.

સ્વાધ્યાય, જપ, ભક્તિ જ્ઞાન, ધ્યાન, સ્તવન, સ્તુતિ, ભાવના વગેરેમાં વિચારને પવિત્ર કરવાની અમાપ શક્તિ છે. માટે તેમાં આપણે પ્રણિધાનપૂર્વક પૂરતો રસ લઈને

મનને કસવાળું બનાવવું જોઈએ કે જેથી વિચાર-વિશુદ્ધ અખંડપણે ટકી રહે અને સ્વપરનું સાચું હિત સધાય.

જેના મનમાં શુભ વિચાર રૂપી કેશરી સિંહ વિદ્યમાન નથી હોતો તેના મનમાં દુષ્ટ વિચાર રૂપી મદોન્મત્ત હાથીનો પ્રવેશ સુલભ બની જાય છે, કે જે ગાંડો હાથી આત્માની ગુણની વાડીને ભાંગીને ખેદાન મેદાન કરી આત્માની ધરતીને ઉજ્જડ બનાવી દે છે. અને ગુણની વાડી લુંટાયા પછી આત્મા અનેક આફતોનો ભોગ બની જાય છે. એ બધી આફતોને ટાળવા માટે તથા ગુણરૂપી બગીચાને સદા નવપલ્લવિત લીલોછમ રાખવા માટે મનુષ્યે હંમેશાં પોતાના મનને શુભ ભાવનાથી વાસિત કરવું જોઈએ. અંતઃકરણમાં શુભભાવ રૂપી સૂર્યોદય થયા પછીજ રાત દિન આત્માના ગુણરત્નોને ચોરનારા અજ્ઞાનરૂપી તસ્કરોના ત્રાસમાંથી બચી શકાય છે.



# ૭૩ સમાધાન વૃત્તિ

કુદરત અને કર્મના ગણિતમા આસ્થાવાળો માણસ, પોતાના જીવનમા આવતા સારા યા માઠા પ્રસંગો વખતે ફુલાયા કે અકળાયા સિવાય પ્રસન્ન રહી શકે છે જો કે આ ગણિત ગહન છે. કેવળજ્ઞાની ભગવંતો જ તેના પારને પામી શકે છે. તેમ છતા આપણે તે ભગવંતોના વચન ઉપર વિશ્વાસ મૂકીને જીવન જીવીએ તો આપણે પણ હર હાલતમા સુખ માણી શકીએ

આ દૃષ્ટાંતમા ઉક્ત મુદ્દાનુ નિરૂપણ કરવામા આવ્યુ છે

---

રામનગરના રાજાને એક મંત્રી હતો. આ મંત્રી છાતી ઠોકીને કહેતો કે, જગતમાં જે કાંઈ બને છે, તે સારા માટે બને છે.

એક દિવસ રાજા દરબાર ભરીને બેઠા હતા ત્યાં તલવારોનો એક સોદાગર આવી ચઢયો. પોતાની પાસેની ઉત્તમ તલવારોમાથી એક તેણે રાજાને બતાવી તલવારની ધાર કેવી તેજ છે, તે પારખવા રાજાએ તેના પર આંગળી ફેરવી કે તરતજ ત્યાં ઊંડો કાપો પડી ગયો અને લોહી ધડ–ધડ વહેવા લાગ્યું મંત્રીએ ઉઠીને આંગળીએ પાટો બાંધતાં કહ્યુ કે, ' જે થાય છે, તે સારા માટે. '

મંત્રીનુ આ વાક્ય રાજાને માથાના ઘા જેવુ લાગ્યું. તે જ ક્ષણે મંત્રીને તેણે રજા આપી દીધી ' જે થાય એ તે સારા માટે. ' એમ બોલતો મં ી ઘેર

બીજે દિવસે રાજા શિકાર માટે જંગલમાં ગયો. એક હરણની પાછળ ઘોડો દોડાવતાં તે ખૂબ દૂર નીકળી ગયો. તેના સૈનિકો પાછળ રહી ગયા.

એકલો રાજા જંગલમાં ઊભો છે ત્યાં બુકાનીધારી ૨૦ લૂંટારા આવી પહોંચ્યા. રાજાને તેમણે બળજબરીથી પકડીને બાંધી દીધો અને પોતાના સરદાર પાસે લઈ ગયા.

રાજાને જોઈને સરદાર ખુશ થયો. કારણ કે તે આવા જ કોઈ બત્રીસ લક્ષણા પુરુષની શોધમાં હતો રાજાને લઇને તે પોતાના પંડિત પાસે ગયો.

રાજાને જોઈને પંડિત બોલ્યો કે આ પુરુષ છે તો સુલક્ષણો એટલે યજ્ઞમાં હોમીને માતાને પ્રસન્ન કરી શકીશું. પણ તેની એક આંગળીએ જે પાટો છે તે ખોલીને જોઈ લો કે તે આંગળી કપાયેલી તો નથી ને ? કારણ કે માતાને અખંડ વસ્તુ યા પ્રાણીનો જ ભોગ ધરવો પડે છે.

સરદારે પાટો ખોલીને જોયું તો આંગળીમાં ઊંડો વાઢો હતો. વાઢો જોઈને પંડિતે કહ્યું, કે આ માણસ આપણા કામનો નથી, તેને હમણાં જ તગડી મૂકો.

સરદારે રાજાને છોડી મૂકયો. પોતાના મંત્રીના શબ્દો–" જે થાય છે. તે સારા માટે " યાદ કરતો રાજા મોડી રાતે નગરમાં પાછો ફર્યો અને સવાર થતાં જ મંત્રીને આદરપૂર્વક તેડી લાવવા માટે પોતાના ખાસ માણસને મંત્રીને ત્યાં મોકલ્યો.

મંત્રી રાજ મહેલમાં આવ્યો, એટલે રાજા તેને પ્રેમથી ભેટી પડયો મંત્રીએ પૂછયુ કે સેવકને કેમ યાદ કર્યો ? એટલે રાજાએ પોતાની આપવીતી બધી કથા કહીને તેને પુન. મંત્રી પદે સ્થાપન કર્યો અને પોતે ઉતાવળમા મંત્રીને પદ ભ્રષ્ટ કરવાનુ જે પગલુ ભર્યું હતુ તે બદલ ખેદ વ્યક્ત કરી મંત્રીની ક્ષમા માગી

મંત્રીએ રાજાને કહ્યું કે હે રાજન્ ! જે થાય છે, તે સારા માટે થાય છે. તમે જો મને રજા ન આપી હોત તો હું પણ સર્વત્ર આપની સાથે ને સાથે રહેત અને મને પણ ભીલના સરદારની પાસે આપની સાથે લઈ જાત. આપની આંગળી તો કપાયેલી હતી, એટલે આપ તો યજ્ઞમાં હોમાવા માટે નિરૂપયોગી હતા, તેથી તે ભીલો મારોજ હોમ કરી નાખત. કારણ કે મારૂં અંગ અક્ષત હતું. હું તેમના કાર્યમા ઉપયોગી બની શકત અને એ રીતે કરૂણરીતે અકાળે મારો અગ્નિમાં બળી મરવાનો વખત આવત. માટે આપે મને મારા હોદ્દા ઉપરથી બરતરફ કર્યો એ પણ સારા માટેજ થયુ છે. માટે આપને ખેદ કરવો યુક્ત નથી જે થાય છે તે સારા માટે થાય છે. મંત્રીની વાત સાંભળીને રાજાનો ખેદ ચાલ્યો ગયો અને રાજા પણ પ્રસન્ન થયો.

આ દૃષ્ટાન્તને મામુલી ન ગણતા, જે થાય છે, તે સારા માટે એ વાક્ય વાચવામાં જેટલુ સહેલુ છે. તેટલુ જ પચાવવામાં અઘરૂં છે. કારણ કે દુન્યવી સારા લાગતા બનાવને તો આપણે ' સારા ' માટે માની લઈએ છીએ, પણ માઠા

જણાતા બનાવ વખતે આમ વિચારવું તે આપણા માટે તો લગભગ અશક્ય જેવું બની રહે છે.

પણ ઊંડેથી વિચારીએ તો આપણા કાબુ બહારના બનાવો વખતે 'હાયવોય' કરીએ છીએ, તો પણ તે બનાવ બદલાઈ નથી જતો, એવો આપણા સહુનો અનુભવ છે.

આ અનુભવમાંથી આપણે એ બોધપાઠ લેવાનો છે કે, હર હાલતમાં સમભાવ જાળવવો, એ સુખી જીવન જીવવાની સાચી કળા છે.

કુદરત અને કર્મનું ગણિત ગહન છે. એટલે આપણે તેનું રહસ્ય ઉકેલવાની માથાકૂટમાં ન પડતાં, ધર્મના કલ્યાણકર સ્વરૂપની આરાધનામાં જ ઓતપ્રોત થવું જોઇએ.

જેને ધર્મ પચ્યો હોય તેજ મનુષ્ય આ વાક્યને વફાદાર રહી શકે છે. દુન્યવી હર એક સારા માઠા પ્રસંગે જેની બુદ્ધિ સમભાવથી ભાવિત રહી શકે છે અર્થાત્ કોઇને કોઈ અપેક્ષાએ જેઓ પોતાની સમાધાન વૃત્તિને ટકાવી શકે છે, તેમણે ખરેખર સમગ્ર ઉપદેશનો સાર પ્રાપ્ત કરી લીધો છે, એમ કહી શકાય કારણ કે સકલ શાસ્ત્રનો ટુંકમાં ટુંક સાર "સમાધાન વૃત્તિ" છે. આ સમાધાન વૃત્તિ સર્વ પ્રકારના સુખોનું મૂળ છે. તેને સર્વ પ્રકારના સુખોની અદ્વિતીય ચાવી પણ કહી શકાય.

જે આત્માઓ દરેક સંયોગોમાં પ્રસન્નતા ટકાવી શકે છે, જીવનની જેમ મોતને પણ પ્રસન્નતાપૂર્વક આવકારી શકે છે અને કોઈપણ સંયોગોમાં સમતા ભ્રષ્ટ નથી થતા, આવા સમતાના સ્વામી વીર પુરૂષોને સદા પ્રણામ હો !!!

# ૭૪ અર્જુનમાળીની સમતા

ક્રોધ અને આક્રોશભર્યાં કડવા જે વેણુ સાભળીને સામાન્ય માણુસો ધુઆંકુંઆ થઈ જતા હોય છે, તે જ વેણુને સમતાપૂર્વક ઝીલીને કલ્યાણુકામી આત્માઓ પોતાના કર્મની નિર્જરા કરતા હોય છે.

એક સમયનો માનવ-હત્યારો માણુસ પણુ પરમાત્માના વચનમા વિશ્વાસ મૂકી સયમી બનીને આક્રોશ પરિષહને સમતાપૂર્વક સહન કરતો કર્મ નિર્જરા કરીને કેવી નિર્મળ આત્મદશાને પામે છે તેનું વર્ણુન આ દૃષ્ટાંતમા છે

---

મહારાજા શ્રેણિકના પાટનગર રાજગૃહમાં અર્જુનમાળી નામે યુવાન પોતાની પત્ની બધુમતી સાથે સુખે રહેતો હતો

નગરની બહાર અર્જુનમાળીની માલિકીનો સુંદર એક બગીચો હતો. અર્જુનમાળી રોજ સવારે પોતાની પત્ની સાથે ત્યાં ફૂલ વીણુવા જતો અને તે ફૂલ વડે ત્યાં આવેલા મોગરપાણી યક્ષના મંદિરમાં જઈને યક્ષની પૂજા કરતો હતો

બગીચો નગર બહાર આવેલો હોવાથી ત્યા વિલાસી છ મિત્રોની એક ટોળી પણુ અવારનવાર ફરવા આવતી હતી

એક સવારે આ મિત્રોની નજર અર્જુનમાળીની રૂપવતી યુવાન પત્ની બધુમતી ઉપર પડી અને તેઓ તેના તરફ આકર્ષાયા ફૂલો વીણુતી બંધુમતીને એ ચીને તેઓ દૂર લઈ ગયા.

એમ વિચારી તેમણે સાગારી અણુસણુ લીધું. અને ત્યાં જ કાઉસ્સગ ધ્યાને ઊભા રહ્યા. બસ એટલામાંજ ત્યાં અર્જુનમાલી વાવાઝોડાની જેમ ધસી આવ્યો. હાથમાંથી ગદા શેઠ ઉપર પ્રહાર કરવા ઊંચકી, પણ આ શું ? ગદા હવામાંજ રહી ગઈ ! હાથ શેઠ તરફ ન વળ્યો. પ્રભુ શ્રી મહાવીર અરિહંતના ધ્યાનમાં એકતાન બનેલા શેઠની અંદર–બહાર દિવ્યતાનું જે અભેદ્ય કવચ સ્થપાયું હતું તેને ભેદવામાં અસમર્થ યક્ષ, અર્જુનમાળીના શરીરમાંથી નીકળી, શેઠને પ્રણામ કરી સ્વસ્થાને ચાલ્યો ગયો. અને અર્જુનમાળી ધરતી પર ઢળી પડ્યો. શ્રી અરિહંતના પ્રભાવે ઉપસર્ગના વાદળાં વરસ્યા વિના જ વિખરાઇ જવાથી કાઉસ્સગ પારીને સુદર્શનશેઠ, અર્જુનમાળી પાસે ગયા. બેહોશ હાલતમાં પડેલા માળીના માથે તેમણે હેતભીનો હાથ ફેરવ્યો. છ માસનો ભૂખ્યો, તરસ્યો અર્જુનમાળી માંડ માંડ બેઠો થયો અને શેઠને પુછ્યું, "આપ ક્યાં જઈ રહ્યા છો ?" શેઠે કહ્યું ત્રણ જગતના નાથ શ્રી મહાવીર પરમાત્માના દર્શન કરવા જાઉં છું અને તેમના જ પરમ પ્રભાવથી તારા શરીરમાં રહેલો યક્ષ મને હણવાને અસમર્થ બનીને ચૂપ ચાપ રવાના થઇ ગયો. માટે તે પ્રભુજીના પ્રત્યક્ષ દર્શનનો અમાપ લાભ લેવા તું પણ મારી સાથે ચાલ"

અકળાતો પીડાતો અર્જુનમાળી પણ શેઠની સાથે દેવાધિદેવ મહાવીરપ્રભુના દર્શન કરવા માટે ચાલવા લાગ્યો. દેવ નિર્મિત સમવસરણની મધ્યે સ્ફટિકના સિંહાસન પર

બિરાજીને દેશના દેતા દેવાધિદેવ ભગવાન મહાવીરના દર્શનથી 'અર્જુનમાળીનું' દિલ ઠરીને હેમ જેવું થઈ ગયુ.

શેઠના આનંદની સીમા ન હતી પ્રભુમુખે ક્રોધના કટુ વિપાકની તથા ક્ષમા ધર્મના અદ્‌ભૂત સામર્થ્યની દેશના સાંભળીને અર્જુનમાળીના દિલમાં પોતે આચરેલા પાપના પશ્ચાત્તાપની આગ પ્રગટી, તેનુ મન સંસારમાંથી ઉઠી ગયું વૈરાગ્ય વાસિત હૈયે તેણે પ્રભુજીને પૂછયું કે હે દયાળુ નાથ ! મેં ઘણા માણસોને હણીને ભારે પાપ બાંધ્યું છે તે પાપથી છુટવાનો રસ્તો કયો ?

ત્યારે દેવાધિદેવે ફરમાવ્યુ કે, હે અર્જુનમાલી દીક્ષા લઈ, યથાશક્તિ તપપૂર્વક આ રાજગૃહીમાંજ સમતાપૂર્વક રહીશ તો જરૂર તારા પાપ છુટશે.

પ્રભુની વાત માથે ચઢાવી, દીક્ષા લઈ અર્જુન મુનિ છઠ્ઠના પારણે છઠ્ઠ કરવા લાગ્યા. પારણે ગોચરી વહોરવા નીકળતા મુનિને જોઇ નગરજનો તેમને ન કહેવાના કટુવચનો કહેવા લાગ્યા. કોઇ કહે છે આ માનવ-હત્યારાના પાતરામાં તો પથરા જ નાંખવા જોઈએ તો વળી બીજો કહે છે કે આ એ જ પાપી છે જેણે વિના વાંકે મારાં સગાં ભાઇને હણ્યો હતો. માટે એને તો ગોચરી અપાય જ નહીં. એને તો જીવતા જ સળગાવી દેવો જોઇએ.

આમ તીખા, ધારદાર, વચન બાણોની સતત વર્ષા વચ્ચે પણ અર્જુનમુનિ સમતાપુર્વક નગરમાં ગોચરીએ નીકળે છે.

અને આ આક્રોશ પરિષહને પુરી પ્રસન્નતાપૂર્વક સહન કરે છે. નથી તેમને કોઈ તરફ ક્રોધ જાગતો, નથી દ્વેષ–પરિણામ પેદા થતો. ઉલ્ટાનું એ તો એમ જ માને છે કે આ નગરીના માણસો ખરેખર દયાળું છે કે મારા જેવા હત્યારાને હથિયારો વડે હણવા દોડી આવતા નથી. મારાં પાપ જોતાં મને નગરજનો મારી નાખે તો તેમાં પણ અજુગતું કંઇ નથી. કારણ કે મેં અધમાઅધમ અનેક નિરપરાધી જીવોને હણ્યા છે.

આવી અનુપમ સમતામાં સ્નાન કરતાં અર્જુન અણગાર છ માસના અંતે ઘાતી કર્મોનો ક્ષય કરી કેવળજ્ઞાન પામ્યા. અને આયુષ્યને અંતે શેષ કર્મોને ખપાવીને મોક્ષે સિધાવ્યા.

આ દૃષ્ટાંત બતાવે છે કે. પાપીમાં પાપી માણસ માટે પણ ઉદ્ધારનો પૂરેપૂરો અવકાશ પ્રભુ શાસનમાં છે જ. શરત એટલી જ છે કે તેને પોતાના પાપનો પાકો પસ્તાવો થવો જોઇએ "પાપ કરવા જેવું નથી જ" એ શાસ્ત્રવચન ગળે ઉતરી જવું જોઇએ.

જળ અને સાબુ વડે બાહ્ય મેલ કપાઇ છે. તેમ અહિંસા, સંયમ અને તપ વડે આંતર મળ કપાય છે.

વિચારો! અર્જુનમાળીએ ૧૨૬૦ માણસોની નિષ્ઠુરપણે હત્યા કરી હતી. છતા તે તરી ગયો. પણ ક્યારે? જ્યારે એને પ્રભુના સાચા ભક્તનો ભેટો થયો અને પ્રભુ પાસે જવાનું સદ્ભાગ્ય સાંપડ્યું ત્યારે. દુઃસાધ્ય દર્દથી

પીડાતો માનવી, જે ઉત્સુક્તાપૂર્વક વૈદ યા ડાકતર પાસે દોડી જાય છે, તેના કરતાં પણ ચઢીયાતી ઉત્સુકતાપૂર્વક, પાપથી લેપાએલા આપણે પણ જો દેવ-ગુરૂ-ધર્મના શરણે દોડી જઇએ તો પાપથી જરૂર છુટી જઇએ

દેવ-ગુરૂ-ધર્મના શરણમાં રહેવાથી જીવને જે શાતાનો અનુભવ થાય છે, તે શાતા ચક્રવર્તીના પદ પર પણ અનુભવવા નથી મળતી

નાનુ કે મોટુ કોઇ પણ દુષ્કૃત એ પાપ છે. તેનાથી છુટવા માટે આપણે સુકૃતમાં મન પરોવવું જોઇએ તપ, જપ, સ્વાધ્યાય દયા, દાન, ગુરૂસેવા, દેવભક્તિ આદિ સુકૃતોમા પાવરધા બનવુ જોઇએ

અર્જુનમાળી જેવો માનવ-હત્યારો તરી ગયો તો હુ શા માટે તરી ન શકુ ? એ પ્રશ્ન પોતાની જાતને પુછીને આપણે પણ તરવા માટે અર્જુનમાળીએ અપનાવેલ શ્રેષ્ઠ માર્ગ પર ચાલવુ જોઇએ, તો આપણી મુક્તિને કોઈ નહિ અટકાવી શકે

અર્જુનમાળીની સમતા આપણા જીવનની મુડી બનો આપણી શ્રદ્ધાનુ કેન્દ્ર બનો!



# ૭૫ પ્રણામ મિત્ર

નિત્ય મિત્ર સમ દેહડી, સ્વજન પર્વ સહાયરે,
જિનવર ધર્મ ઉગારશે, જેમ તે વંદનિક ભાયરે.

આ ત્રણ પ્રકારના મિત્રોનું સ્વરૂપ આ વાર્તામાં છે અને તેમાં સાચો મિત્ર પ્રણામમિત્ર જ છે. તે સ્પષ્ટ કરવામાં આવ્યું છે.

સાચા મિત્રની વ્યાખ્યા કરતાં એક કવિએ મિત્રને ઢાલની સાથે સરખાવ્યા છે. કવિએ પોતાના કાવ્યમાં જણાવ્યું છે કે–

'મિત્ર એસા કીજીએ, ઢાલ સરીખા હોય;
સુખમેં સદા પિછે રહે, દુઃખમેં આગે હોય.'

આવા ઢાલ સરીખા મિત્રને પ્રણામ–મિત્ર યાને નમસ્કાર–મિત્ર પણ કહે છે.

આ મિત્રના મદદ કરવાના સ્વભાવનો સચોટ મહિમા આ વાર્તામાં ગુંથાએલો છે.

ન્યાય પ્રેમી એક રાજાને દીર્ઘદૃષ્ટિવાળો એક કારભારી હતો. અનેક રાજાઓના જીવન–ચરીત્રો વાંચ્યા વિચાર્યા પછી તેને સમજાઈ ગયું કે રાજાની મૈત્રી હાથીના કાન જેવી ચંચળ હોય છે. રીઝે તો ગામના ગામ આપી દે, અને ખીજે તો માથું ઉતારી લે. આજે તો આ રાજા મને સીધી નજરે જુએ છે, પણ કાલે ઉઠીને ખફા નજર કરે તો તે આપત્તિમાં મારૂં કોણ? માટે મારે થોડા મિત્રો કરવા જોઇએ.

આમ વિચારીને કારભારીએ પોતાની સાથે બેસનાર માણસોમાંથી એક માણસની સાથે મિત્રતા બાંધી અને તે એટલે સુધી કે ખાવું, પીવું, હરવું-ફરવું, રમત-ગમત એ દરેકમાં મિત્રને સાથેને સાથે જ રાખે જરાવાર પણ જુદો ન જ પડવા દે

પણ એક કરતાં બે સારા, એમ વિચારીને તેણે બીજા એક માણસની સાથે પણ દોસ્તી બાંધી. તેઓ વારે-પર્વે એક-બીજાને મળે, સુખ-દુઃખની વાતો કરે અને છુટા પડે. આ મૈત્રી પહેલા મિત્ર સાથેની મૈત્રી જેટલી ગાઢ નહોતી

આ બને મિત્રો અણિના વખતે ફરી જાય તો મુશ્કેલી થાય, એમ વિચારીને તેણે ત્રીજો પણ એક મિત્ર કર્યો આ મૈત્રી અવાર નવાર એક-બીજાને મળીને માત્ર પ્રણામ કરવા પૂરતી હતી.

કારભારી પહેલા મિત્રને નિત્ય મિત્ર નામે ઓળખતો હતો. બીજાને પર્વ મિત્ર કહેતો હતો. ત્રીજાને પ્રણામ મિત્ર નામે બોલાવતો હતો.

આ નામ તેણે તેમની સાથેના સંબંધ અનુસાર પાડ્યાં હતાં.

કારભારી દીર્ઘદૃષ્ટિવાળો હતો. એટલે તેણે આ ત્રણે મિત્રો કેવા ખાનદાન છે, તેનું પારખું કરવાનો વિચાર કર્યો.

પોતાની જાતને મુશ્કેલીમાં મૂકવાની એક યુક્તિ ગોઠવીને તે રાજા પાસે ગયો અને વિનંતી કરી કે આજે રાજકુંવરને મારે ત્યાં જમવા મોકલો. મંત્રી પ્રત્યે લાગણી હોવાથી રાજાએ વિનંતી સ્વીકારી. અને તેર વર્ષના પોતાના કુંવરને કિંમતી વસ્ત્રાલંકારો પહેરાવીને કારભારીને ઘેર મોકલ્યો. કારભારીએ કુંવરને સારી રીતે જમાડીને કુંવરની વયના જ પોતાના પુત્ર સાથે ઘરના ભોંયરામાં રમવા માટે મોકલી દીધો.

અગત્યનું આ કામ પતાવ્યા પછી તેણે પોતાની પત્નીને પિયર મોકલી દીધી. અને પછી જેના પેટમાં વાત ટકે નહીં એવા એક નોકરને બોલાવીને કહ્યું કે, આજે મારા હાથે મોટો એક અનર્થ થઈ ગયો છે. કિંમતી દાગીનાના લોભે મેં રાજકુમારને મારી નાખ્યો છે. હવે હું રાજાને શું જવાબ આપીશ તે સમજાતું નથી. કારણ કે હું પોતે જ આગ્રહ કરીને કુંવરને ઘેર લાવ્યો હતો. હવે રાજા મને મારી નાખશે તે નક્કી છે. માટે હું ઘર છોડીને ગમે ત્યાં ભાગી જાઉં છું, ઘર તું સંભાળજે.

નોકરને આ રીતની વાત કરીને કારભારી નિત્યમિત્રને ઘેર પહોંચ્યો. કારભારીનો ઉદાસ ચહેરો જોઇને નિત્યમિત્રને અનેક વિચાર આવ્યા. શું રાજા એના ઉપર કોપ્યા હશે? શું એનું કોઈ નિકટનું સગું મૃત્યુ પામ્યું હશે? આ રીતે નિત્યમિત્ર અનેક પ્રકારના વિચારમાં અટવાયો. એટલામાં કારભારી તેને ઘરના ઓરડામાં લઈ ગયો અને ગળગળા થઇને બોલ્યો, મિત્ર! હું એક મહાન મુસીબતમાં મૂકાયો છું.

બચવાની આશાએ તારી પાસે આવ્યો છું. મારૂં નસીબ વાંકુ કે મને કુંવરની હત્યા કરવાની કુબુદ્ધિ થઇ, પણ હવે શું થાય ? રાજાને ખબર પડશે એટલે મારા બાર વાગી જશે. માટે જો તું આસરો આપે તો તારો આભાર.

કારભારીના મુખથી આ વાત સાંભળીને નિત્યમિત્રે કહ્યું કે તું તો રાજાનો ગુન્હેગાર છે. રાજકુંવરનો ખૂની છે. એટલે હું તને આસરો નહિ આપું ભલા માણસ, આવો મોટો અપરાધ કરીને તારે મારે ત્યાં આવવું જ નહોતું કારણ કે આમાં તો તુય મરે અને મારે ય મરવુ પડે

નિત્યમિત્રના આ જવાબથી ડઘાઇને કારભારી કહે છે, કે ભાઈ ! આપણી રોજની દોસ્તી સાથે રહેતા, સાથે ખાતા-પીતા અનેક વાતો કરતા, તે બધુ તું ભૂલી ગયો ? અત્યારે તું સાથ નહિ આપે તો મારૂં શુ થશે ? એ વિચાર તારે કરવો જોઇએ

નિત્યમિત્ર બોલ્યો આપણી દોસ્તી, સાથે ઉઠવા-બેસવા તેમજ ખાઇપીયને ટોળટપ્પા કરવા પૂરતી હતી પણ એથી વિશેષ નહિ. માટે તને ખૂનીને આસરો આપવાની મારી કોઈ તૈયારી નથી, અને જે આસરો આપી શકે તેને ત્યાં પહોંચી જા અહીં રોકાઇને મને મુશ્કેલીમાં ન મૂક. જો તું તરત નહિ ખસે તો મારે તને ધક્કો મારીને બહાર કાઢવો પડશે. મારી તાસીર જ એવી છે કે હું સુખમાં તારો મિત્ર છું. દુઃખમાં હું જ તારો પ્રથમ નંબરનો શત્રુ છુ એમ તું જાણ.

હવે અહીંતો આસરાના ફાંફાં મારવા નકામાં છે. એમ વિચારીને હતાશ કારભારી ત્યાંથી નીકળીને પર્વમિત્રને ઘેર પહોંચ્યો

પર્વમિત્રે તેને આવકાર આપીને આવવાનું કારણ પૂછ્યું. તેના જવાબમાં કારભારીએ પોતાની કરમ કહાણી કહી સંભળાવી અને મદદની માંગણી કરી.

કારભારીની વાત સાંભળીને પર્વ મિત્ર બોલ્યો કે આપને મદદ કરવી તે મારી ફરજ છે. પણ આપ રહ્યા રાજાના ગુન્હેગાર એટલે હું લાચાર છું. જો આપનો ગુન્હો સાધારણ પ્રકારનો હોત તો હું જરૂર મદદ કરત.

પર્વમિત્રના આ જવાબથી કારભારી સજ્જડ થઈ ગયો. આસુંભીની આંખે તે બોલ્યો, કે હે મિત્ર! શું આપણી મૈત્રી સાવ ઉપર છલી હતી? એક બીજાને માત્ર મળવા પૂરતી હતી? યાદ કર એ દિવસો કે જયારે આપણે સાથે બેસીને સારી સારી વાતો કરતા હતા. શું આપણી એ વાતો માત્ર સમય પસાર કરવા પૂરતી જ હતી?

પર્વમિત્રે કહ્યું, દોસ્ત તારી વાત હું સમજુ છું પણ મારે મારી શક્તિનો પણ વિચાર કરવો પડે ને? જો અત્યારે હું તને આસરો આપું તો તારી સાથે હું પણ બરબાદ થઈ જાઉં અને મારે આસરે રહેલા મારાં બૈરી છોકરા પણ રખડતાં થઈ જાય. માટે મને માફ કર. તને સહાય કરવા જતાં મારા આશ્રીતોને દુઃખમાં મૂકતો તેમને હું અન્યાય દઉં.

પર્વમિત્ર પણ અગ્નિના સમયે સગો ન થયો એટલે કારભારી ત્યાંથી વિદાય થયો તે વખતે પર્વમિત્ર તેને શેરીના નાકા સુધી વળાવવા ગયો અને અફસોસ વ્યક્ત કરતા બોલ્યો હુ હતભાગી આપને ખરા સમયે સાથ ન આપી શકયો તેનુ મને ખુબ દુઃખ થાય છે. એમ વિવેક દર્શાવીને પર્વમિત્ર પાછો ફર્યો અને કારભારી પ્રણામમિત્રને ઘેર ગયો.

કારભારીને ભેટી પડતાં પ્રણામમિત્ર બોલ્યો, ધન ભાગ્ય કે આજ તમારી ભક્તિનો અવસર મળ્યો એ તો કહો, કે આજ એકાએક કયાંથી ભૂલા પડ્યા ? મારા જેવુ કામ હોય તે નિઃસંકોચપણે ફરમાવો.

ખેસથી મોં લુછતા કારભારી બોલ્યા, મિત્ર ! હું રાજાનો અપરાધી છુ. રાજકુમારનો ખૂની છુ. રાજાના કોપથી બચવા તારા આસરે આવ્યો છુ તારી 'હા' માં મારૂ જીવન છે: 'ના' મા મોત છે માટે તું મને આસરો આપ કારભારીની વાત સાંભળીને પ્રણામમિત્ર બોલ્યો, કે વાંધો નહિ તારે ગભરાવાની કોઇ જરૂર નથી હુ તારો મિત્ર છું અને મિત્રની ફરજ હુ સમજુ છુ , જ્યાં સુધી મારા દેહમા પ્રાણ છે, ત્યાં સુધી હું તારી રક્ષા કરીશ તું મુસીબતમા છે એ સમાચાર મને પહેલા મળ્યા હોત તો હુ દોડીને તારી મદદે આવી જાત. પણ હવે જ્યારે તુ સામે ચાલીને મદદ માગવા આવ્યો છે, ત્યારે હુ તને મદદ ન કરૂ તો મારૂ નામ લાજે. આપણી મૈત્રીને કાળો ડાઘ લાગે હવે તુ અહીં નિરાતે રહે. હુ જીવું છું ત્યાં સુધી તારે કોઈ ભય રાખવો નહિ.

મિત્ર હો તો તમારા જેવા હોજો. એમ કહીને કાર-ભારીએ નિરાંતનો દમ ખેંચ્યો.

આમ કારભારી પ્રણામમિત્રને ત્યાં આશ્વાસન અને આશ્રય પામ્યો, પણ તેના નોકરના પેટમાં વાત ન ટકી. કારભારી જેવો ઘર છોડીને આસરાની શોધમાં નીકળ્યો, તેવો જ તે દોડીને રાજા પાસે ગયો અને બધી વાત કહી. તેથી રાજા રાતો પીળો થઈ ગયો. પોતાના સૈનિકોને બોલા-વીને કારભારીને પકડી લાવવાનો હુકમ કર્યો.

સૈનિકો કારભારીને ઘેર ગયા, તો દરવાજે તાળું જોયું, એટલે મહોલ્લાવાળાને પૂછીને તરત નિત્યમિત્રને ત્યાં ગયા. ત્યાં તપાસ કરતાં કારભારીનો પત્તો ન લાગ્યો, એટલે ત્યાંથી પર્વમિત્રને ઘેર જઇને પૂછપરછ કરી. પર્વમિત્રે કહ્યું, કે એ મારે ત્યાં મદદની આશાએ આવ્યો તો હતો, પણ કુંવરનો ખૂની જાણીને મેં તેને ઊભો પણ રહેવા ન દીધો. હવે તમે એની તપાસ પ્રણામમિત્રને ત્યાં કરો, કદાચ ત્યાં મળી જાય.

એટલે સૈનિકો પ્રણામમિત્રને ઘેર ગયા. તેણે કહ્યું કે-કારભારી મારે ત્યાં નથી. સૈનિકોએ કડકાઈથી કહ્યું કે હોય તો આપી દે, નહિતર ગુનેગાર બનીશ અને ભારે સજા ખમવી પડશે. છતાં પ્રણામમિત્ર ઢીલો ન પડ્યો. જરાપણ ગભરાયા સિવાય તેણે કહી દીધું કે મારા ઘરમાં કારભારી નથી. માટે તમે બીજે જાઓ. પણ જો નીકળશે તો માર્યો જઇશ, એમ કહીને સૈનિકો નિરાશ થઇને રાજા પાસે પાછા આવ્યા. રાજાએ કારભારીનો પત્તો આપનારને મોટું ઈનામ પવાનો ઢંઢેરો પીટાવ્યો.

આમ ત્રણે મિત્રોની કસોટી કરવાનું નાટક ભજવી લીધા પછી કારભારીએ પ્રણામમિત્રને કહ્યું કે તમારી આત્મીયતા જોઈને હું ઘણો ખુશ થયો છુ હવે એક કામ કરો રાજા પાસે જઈને કહો કે કારભારીનો પત્તો હુ આપુ પણ આપ કારભારીને ગુનેગાર ગણો છો તે બરાબર નથી કારણ કે રાજકુમાર તો સહીસલામત છે તેમનું ખૂન કારભારીએ કર્યાની જે વાત આપે સાંભળી છે તે પાયા વગરની છે. આપની આજ્ઞા હોય તો રાજકુમાર અને કારભારીને આપની સમક્ષ હાજર કરૂં.

નિડર પ્રણામમિત્ર તરત રાજા પાસે ગયો અને કારભારીએ કહેલી સઘળી વાત રાજાને જણાવી એટલે રાજાએ કુમાર તથા કારભારીને હાજર કરવાની આજ્ઞા કરી

પ્રણામમિત્ર રાજાની આજ્ઞા લઈને ઘેર પાછો ફર્યો અને કારભારીએ કુમારને ભોયરામાંથી બહાર કાઢીને પોતાની સાથે લઇને રાજા પાસે પહોંચી ગયો.

કુમારને સલામત જોઈને રાજાએ કારભારીને પૂછ્યું કે આ બધું શું નાટક છે? એટલે કારભારીએ સઘળો ખુલાસો કરીને રાજાના મનનું સમાધાન કર્યું. અને તે દિવસથી નિત્યમિત્ર અને પર્વમિત્રની સોબત છોડી દઇને, પ્રણામમિત્ર સાથેની મૈત્રીને ગાઢ બનાવી દીધી.

આ વાતો માર્મિક છે. તેનો સાર ખરેખર ઉપકારક છે

કારભારી તે જીવ સમજવો.

નિત્યમિત્ર તે શરીર સમજવું.

પર્વમિત્ર તે સગાંવહાલા સમજવાં.

પ્રણામમિત્ર તે ધર્મ સમજવો.

રાજા તે કાળ સમજવો.

શરીર સાથે આપણે નિત્યનો સંબંધ છે. રાત દિવસ આપણે તેને સંભાળીએ છીએ. સમય થતાં તેને ખવરાવીએ છીએ તેમજ નવરાવીએ છીએ તેની તકલીફ દૂર કરવા માટે દાકતરોને ત્યાં દોડીએ છીએ, સગા ભાઈ કરતાં અધિક સ્નેહ તેને આપીએ છીએ. તેની સાથેની મૈત્રીને ટકાવી રાખવામાં કોઈ કચાશ રાખતા નથી. તેમ છતાં કાળ રૂપી રાજા કોપે છે, ત્યારે આ શરીર બેવફા બનીને આપણી મૈત્રીને ઠુકરાવી દે છે. એક સેકંડમાં આપણો સંગ છોડી દે છે. આપણે જંગલમાં હોઈએ કે ટ્રેઈનમાં–પણ ત્યાંથી આપણને ઘર સુધી સાથ આપવા જેટલી પણ સહાનુભૂતિ બતાવતું નથી. કાળરૂપી રાજાથી ડરીને તે તત્કાલ આપણો સાથ છોડી દે છે, થોડા સમય માટે સાથ આપવાની આપણી વિનંતીને હસી કાઢે છે.

તો આ મૈત્રી કેવી કહેવાય? એક પક્ષીય જ ને? એક હાથની તાળી જેવી જ ને? આપણે તેને સાચવીએ, સંભાળીએ છતાં એ આપણી મુદ્દલ દરકાર ન રાખે, એક મિનિટમાં મોં ફેરવીને ઉભું રહે. તો કયો શાણો માણસ ધર્મને ભૂલીને

આવી મૈત્રી પાછળ હિવાનો બને? કોઈ જ, નહિ. માટે જ શરીરને તપ-જપ શીલ-સદાચાર સત્કર્મ સંયમ-સ્વાધ્યાયમાં જોડી દેવાની વાત પર ભાર મૂકાયો છે. ધર્મમાં સહાય કરે તો જ શરીરનું માપસરનું પોષણ વ્યાજબી છે નહિ તો દુશ્મનને પોષવા જેવું છે.

હવે જોઈએ પર્વમિત્રનુ સ્વરૂપ.

પર્વમિત્ર એટલે વારે-તહેવારે મળતાં સગાવહાલા આપણે ભલે તેમને 'સગા' અને 'વહાલાં' કહીને મલકાતા હોઈએ પણ એ સગપણ અને વહાલપમાં એકાંતે આત્માનું હિત કરવાની તાકાત નથી આ બધા સબ ધો માત્ર વહેવાર પૂરતા મર્યાદિત છે નિત્યમિત્ર શરીર આપણો સાથ છોડી દે છે; એટલે આ સગાઓ પણ શેરી સુધી વળાવીને પાછા વળે છે તેમજ તેમાંના કેટલાક સ્મશાન સુધી સાથે રહે છે. પણ તેમને 'આપણા' તો નજ કહેવાય આપણુ તો તે જ છે કે જે દેહ પડવા પછી આપણી સાથે રહે,-આપણને સાથ આપે માટે જ કહ્યુ છે કે 'તેરા હે સો તેરી પાસે, અવર સબ અનેરા' અને તેથીજ દેહમા હુ પણાની મતિને મિથ્યા મતિ કહી છે સગાઓમાં 'મારા' પણાની સમજને મિથ્યા સમજ કહી છે. જીવનો સાચો સગો તો પ્રણામમિત્ર જ છે. કે જે કાળરૂપી રાજાના કોપથી કંપ્યા સિવાય જીવની મદદમાં ઉભો રહે છે અને શરીર છુટી ગયા પછી પણ જીવ સાથેની મૈત્રીને બરાબર દીપાવે છે પરલોમાં પણ જીવનુ હિત કરે છે.

પ્રણામમિત્ર એટલે નમસ્કારમિત્ર, ધર્મમિત્ર. કારણ કે ત્રણ લોકમાં પ્રણામ યાને નમસ્કારને પાત્ર શ્રી પંચ પરમેષ્ઠિ ભગવંતો છે. તેમની સાથે મૈત્રી બાંધનારનું સદા મંગળ થાય છે. કાળરૂપી રાજા પણ તેનું કશું બગાડી શકતો નથી.

શ્રી પંચ પરમેષ્ઠિ ભગવંતો ભાવ દયાથી ભરેલા છે. તેમના આચારમાં અહિંસા ઓતપ્રોત છે. તેમના વિચારમાં વિશ્વહિત વણાએલું છે. તેમના શ્વાસોશ્વાસમાં બધા જીવોના કલ્યાણનું ગીત સદા ગૂંજતું હોય છે. તેઓ સર્વ જીવોને સ્વતુલ્ય જુએ છે, જાણે છે તેમજ તેમની સાથે તુલ્ય વ્યવહાર રાખે છે. માટે તેમને જીવ માત્રના સાચા સગા કહ્યાં છે. અને તેઓ સર્વ કાળમાં આ સગપણને સાચવે છે. તેમને મન દઇને સંભારનારની મદદે પહોંચી જવામાં તેમનાથી ચઢીઆતા કોઈ સગા ત્રિભુવનમાં છે નહિ, થયા નથી અને થશે નહિ.

માટે આપણે સહુએ નિત્યમિત્ર રૂપ શરીર અને પર્વમિત્ર રૂપ સગા વહાલામાં જ એકાંતપણે અટવાયા સિવાય, આ નમસ્કારમિત્ર–પ્રણામમિત્ર સાથેની મૈત્રીને મજબુત બનાવવી જોઇએ.

આ મૈત્રીને મજબુત બનાવવા માટે મન, વચન અને તનને તેમની સેવામાં જોડી દેવા જોઈએ.

આ સેવાના ફળરૂપે આપણને એક દિવસ જરૂર મુક્તિના 'મેવા' માણવા મળશે અને જ્યાં સુધી મુક્તિરૂપી

મેવાની મિઠાશ માણવા નહિ મળે ત્યાં સુધી પણ આપણાં જીવનમાં આનંદ, મંગળ, સંતોષ, સદ્ભાવ તથા મરણ વખતે શાન્તિ, સમાધિ અને મર્યા બાદ પરલોકમાં બોધિ અને સદ્ગતિ પ્રાપ્ત કરાવનાર થશે.

સાચો સગો તે કહેવાય કે જે હર હાલતમાં આપણી સાથે રહે. આપણને સાથ આપે. સંકટમાં આપણને સહાય કરે સાનુકૂળ સમયમા આપણી બુદ્ધિને બગડવા ન દે.

આવો સગો તે ધર્મ છે, શ્રી પંચ પરમેષ્ઠિ ભગવંતો છે. તેમને પ્રણામ નહિ કરીએ તો આપણા નસીબમાં જન્મ-જરા ને મૃત્યુનો માર જ રહેશે, મુશ્કેલીઓના વા-વટોળ રહેશે.

વિચારો ! શરીર સાથેની દોસ્તી સરવાળે શો લાભ કરે છે ? કાંઈ જ નહિ, જો તેને શ્રી પંચ પરમેષ્ઠિ ભગવંતો સાથેની દોસ્તીમાં નથી જોડયું હોતું, તો તે માત્ર ગંદકીનું જ ઘર બનીને દુર્ગતિનું કારણ બની રહે છે. શરીર પામ્યા નું સાચું ફળ તેને ધર્મ માર્ગમાં જોડવું એટલું જ છે. તે જ રીતે જો આપણે ધર્મને વિસારીને માત્ર સગા વહાલાના વ્યવહારિક સંબંધમાં અટવાઈ પડીએ છીએ તો આપણે આપણી દુનિયામાં સાચા ધર્મ પ્રકાશને પ્રવેશ કરવા દેવા માટેની જોગવાઈ બંધ કરી દઈને જીવનને એક અંધારા ઓરડા જેવું બનાવી દઈએ છીએ, ધર્મને બાધ ન આવે એટલો જ વ્યવહાર ઉચિત છે. માટે આપણા બધા સગપણોનું મધ્યબિંદુ ધર્મ બનવો જોઈએ—નવકાર બનવો જોઈએ

પર તેઓ ચિંતન કરી રહ્યા હતા. રાજવીપણું એ મારૂં અસલ સ્વરૂપ નથી, એ સત્યમાં રાજા અડગ શ્રદ્ધાવાળા હતા. તેમના સ્વભાવમાં જીવદયા એવી સુંદર રીતે વણાઈ ગઈ હતી કે તેમને જગતના બીજા જીવો તરફ સ્વતુલ્ય ભાવ રહેતો હતો, એટલે કે જીવદયાના પાલનમાં તેઓ અજોડ લેખાતા હતા.

એક વાર દેવ સભામાં ઈન્દ્ર મહારાજે મેઘરથ રાજાની જીવદયાની પ્રશંસા કરતાં કહ્યું કે, કોઈ માનવ તો શું પણ દેવ યા દાનવ પણ આ રાજાને જીવદયાના પાલનમાંથી ચલિત કરી શકે તેમ નથી. ધન્ય છે તેમની જીવદયાને.

સભામાં બેઠેલા એક મિથ્યાત્વી દેવથી આ પ્રશંસા સહન ન થઈ. રાજાની જીવદયાની કસોટી કરવાનો નિર્ણય કરીને તેણે પોતેજ એક સાથે બાજ અને પારેવાનાં રૂપ ધારણ કર્યાં.

ભયથી થરથરતું અને પાંખો ફફડાવતું પારેવું આગળ ઉડે છે. તેની પાછળ તેને હણવા માટે બાજ સડસડાટ જઇ રહ્યું છે, એમ કરતાં બન્ને પંખી મેઘરથ રાજા પાસે આવી પહોંચ્યાં.

ભયથી ફફડતું કબુતર પોતાના રક્ષણ માટે રાજાના ખોળામાં લપાઈ ગયું ને મનુષ્યની ભાષામાં બોલ્યું કે હે દયાળુ રાજા! હું તમારા શરણે આવ્યું છું. રાજાએ વહાલથી કબુતરના શરીરે હાથ ફેરવ્યો.

એટલે કબુતરનાં પછવાડે બાજ પક્ષી પણ તરત ત્યાં રાજા પાસે આવીને બોલ્યું કે, ઘણી મહેનતે માંડ હાથ ચડેલા મારા ભક્ષ્યને હે રાજા! મને પાછો સોંપી દો.

રાજાએ કહ્યું કે આ કબુતર મારે શરણે આવ્યું છે, માટે તને હું પાછુ ન સોંપી શકું. શરણે આવેલાનું રક્ષણ કરવુ એ મારો ધર્મ છે. વળી તુ એ વિચાર કર કે તને જેમ તારો જીવ વહાલો છે, એમ આ પારેવાને એનો જીવ વહાલો હોય એ સ્વાભાવિક છે.

બાજ પંખી બોલ્યું કે હે રાજન ! જેમ તે પારેવું તમારે શરણે આવ્યું છે, તેમ હું પણ મારા ભક્ષ્યની પાછળ પાછળ તમારા જ પાસે આવેલ છુ માટે મારૂં ભક્ષ્ય મને આપી દો, નહિતર હું ભૂખે મરી જઇશ. કારણ કે સિંહ અને સિચાણો ( બાજ પક્ષી ) દિવસો સુધી ભુખ્યાં રહે છે તો પણ અન્ન કે ઘાસ નથી ખાતા, માંસ જ અમારો આહાર છે. માટે ધર્મ–અધર્મનો વિચાર છોડીને તમારા ખોળામાં રહેલા કબુતરને મારા હવાલે કરો.

રાજા કહે છે કે, હવે કબુતર તો તને કોઈપણ સંયોગમાં નહિ મળે કારણ કે તે મારે શરણે આવેલું છે, પરતું જો તું સાચે જ ભૂખ્યું હોય તો આ કબુતરના વજન જેટલું માંસ હું તને મારા શરીરમાંથી કાઢી આપુ, તે ખાઇને તું તારી ક્ષુધા શમાવ

બાજરૂપ ધારી દેવ રાજાની વાત સ્વીકારી લીધી એટલે રાજાએ ત્રાજવા મંગાવ્યા. ત્રાજવાના એક પલ્લામાં કબુતરને બેસાડયું અને બીજા પલ્લામાં રાજા મેઘરથે પોતાની સાથળ કાપીને માંસ મૂકયું. પરંતુ કબુતરના રૂપમાં રહેલા દેવે

પોતાનું વજન વધારી દીધું એટલે દયાશૂરા રાજાએ પોતાના દેહના બીજા ભાગો કાપીને તે પલ્લામાં મૂકી દીધા, તેમ છતાં કબુતર વાળું પલ્લું નમતું જ રહ્યું. એટલે રાજા પોતે સામા પલ્લામાં બેસી ગયા. રાજાને આમ ન કરવા પ્રધાનો તેમજ સભાજનોએ ઘણા વિનવ્યા, પણ રાજા એકના બે ન થયા. કારણ કે તેમને નાશ પામવાના સ્વભાવવાળા શરીર કરતાં શાશ્વતી જીવદયા વધુ વહાલી હતી.

રાજા મેઘરથના આ ભવ્ય ત્યાગ અને દયાથી પક્ષીરૂપ-ધારી દેવ પણ અચંબો પામ્યો. તેણે જ્ઞાનબળે જોયું તો રાજાના જીવદયાના પરિણામ ખુબ જ ઊંચા લાગ્યા

રાજા મેઘરથના દૈવત આગળ દેવ ઝૂકી ગયો. તેણે પોતાની માયા સંકેલી લીધી બંને પંખી અલોપ થઈ ગયાં અને દેવે પોતાનું રૂપ ધારણ કરીને રાજાને નમસ્કાર કર્યા. તેમજ રાજાની ક્ષમા યાચીને દેવલોકમાં પાછો ફર્યો.

ત્યાર પછી કેટલાક વર્ષ સુધી ન્યાયપૂર્વક રાજ્ય ચલાવી, સંસારના સ્વરૂપની અસારતાથી વૈરાગ્ય પામી, રાજા મેઘ-રથે પોતાના પુત્રને રાજ્ય સોંપીને દીક્ષા લીધી.

દીક્ષા લઇને મેઘરથ મુનિ શાસ્ત્રાભ્યાસ તેમજ આત્મ-રમણતામાં પરોવાયા. ટુંક સમયમાં ૧૧ અંગનો અભ્યાસ પુરો કરી તેમણે શ્રી તીર્થંકર પરમાત્માના આત્માને છાજતી રીતે વીસ સ્થાનકની વિધિપૂર્વક આરાધના કરી. ત્રણ જગતના

બધા જીવોને શાસનના રસિયા ( સવિ જીવ કરૂં શાસન રસી ) બનાવવાની ઉત્કૃષ્ટ ભાવદયા ભાવતાં તીર્થંકર નામકર્મની નિકાચના કરી.

આયુષ્ય પૂરૂં થતાં કાળ કરીને મેઘરથ મુનિના આત્માએ સર્વાર્થસિદ્ધ વિમાનમાં દેવભવ ધારણ કર્યો.

આ વિમાનના દેવો નિયમા એકાવતારી હોય છે અને ૩૩ સાગરોપમનું આયુષ્ય, આત્મરમણતામાં સાર્થક કરે છે તે રીતે મેઘરથ મુનિરાજનો આત્મા પણ ૩૩ સાગરોપમનું આયુષ્ય પૂરૂં થતાં ત્યાંથી ચ્યવીને હસ્તિનાપુર નગરના રાજા અશ્વસેનના મહારાણી અચિરાદેવીની કુક્ષિમાં પુત્રપણે અવતર્યા પરમ કલ્યાણકારી પરમાત્માના જન્મ સાથે જ નગરીમાં ફેલાઈ ગએલો મરકીનો રોગ શાન્ત થઈ ગયો તે જોઈને તેમના માતા-પિતાએ તેમનુ નામ શાન્તિનાથ રાખ્યું

નામ જેવા જ ગુણના માલિક શ્રી શાન્તિનાથસ્વામી યુવાવસ્થા થતા પિતાની ગાદી પર બિરાજમાન થયા, અને સ્વ પરાક્રમ-બળે છ ખંડ પૃથ્વીને જીતી ચક્રવર્તી બન્યા.

ચક્રવર્તીની અફાટ રિદ્ધિ-સિદ્ધિ વચ્ચે પણ પ્રભુ જળકમળવત્ નિર્લેપ રહીને ન્યાયપૂર્વક રાજ્ય ચલાવતા હતા.

પ્રભુનો દીક્ષાકાળ નજીક આવ્યો જાણી, લોકાન્તિક દેવોએ પ્રભુ પાસે આવી વર્ષીદાન દેવાની વિનંતી કરી. અપ્રમત્ત પ્રભુએ સળંગ એક વર્ષ સુધી દાનની સરિતા વહાવી પછી ચક્રવર્તીની સઘળી રિદ્ધિ સિદ્ધિનો સાપ કાંચળી ઉતારે તે રીતે ત્યાગ કરી દીધો અને અનેરા ઉલ્લાસમય વાતાવરણ વચ્ચે દીક્ષા અંગીકાર કરી.

દીક્ષા લઈને ઠેરઠેર વિચરતા પ્રભુએ સ્વ-પુરૂષાર્થ બળે ઘાતી કર્મોનો ક્ષય કરીને લોકાલોક પ્રકાશ કેવળજ્ઞાન ઉપાર્જ્યું. પછી સ્વયં સંબુદ્ધ પરમાત્માએ દેવ રચિત સમવસરણમાં બિરાજીને તીર્થની સ્થાપના કરી અને મુક્તિલક્ષી ધર્મની દેશના આપી.

આ રીતે જગતના જીવોને ધર્મનો પ્રકાશ પીરસીને પરાર્થ વ્યસની શ્રી શાન્તિનાથ પરમાત્મા આયુષ્ય, નામ આદિ અઘાતી કર્મો ખપાવીને મોક્ષે સિધાવ્યા.

૧૬ મા શ્રી શાન્તીનાથ ભગવાનની આ કથામાંથી જે સાર ગ્રહણ કરીને ગાંઠે બાંધવા જેવો છે તે ખરેખર સ્વ-પર હિતકારી હોઇને અહીં તે રજુ કરવામાં આવે છે.

તે સાર એ છે કે, જીવદયાનું જીવ સાટોસટ પાલન કરવામાં જ જૈનત્વની જીવંત જયોત જગતમાં ફેલાઈ છે. ફેલાઈ રહી છે અને ફેલાશે.

વિચારો, મેઘરથ રાજાએ જીવદયા પાળવાના અવસરને કેવો દીપાવ્યો? તે સમયે ન તેમણે દેહની પરવા કરી, ન રાજ્ય સુખની ખેવના રાખી. તેમણે ધાર્યું હોત તો બાજ પંખીને એક હાકોટામાં ઉડાડી શકયા હોત, પણ એ માર્ગ તેમણે ન લીધો. કારણ કે તેમ કરવામાં પણ જીવદયાનું ગૌરવ હણાતુ હતુ, એટલે તેમણે બાજ અને કબુતર ઉભયને ન્યાય મળે એવો ઉત્તમ માર્ગ સ્વીકારીને પોતાના દેહની મુરછાંને ઉતારી દીધી.

આપણા જીવનમા આવા અનેક ધર્મસંકટો આવતાં હોય છે, તે વખતે આપણે સ્વાર્થના પક્ષે રહીએ છીએ કે ધર્મના પક્ષે રહીએ છીએ તે આપણે ગંભીરતાપૂર્વક વિચારવું જોઇએ.

સ્વાર્થ આંધળો છે તેના પડખે ચઢવાથી જીવનના મહાન આદર્શોનું મોત થઈ જાય છે અને ખાલી ખોખા જેવું શરીર શેષ રહે છે

શુ કીડી કે કુંજર, શું બાજ કે કબુતર, શું રાય કે રંક, શું સબળ કે નિર્બળ, દરેકને પોતાનો જીવ વહાલો હોય છે એમ સમજીને આપણે જીવદયા પાળવામાં પૂરા શૂરા બનીને જગતમા શ્રી જૈન શાસનની પ્રભાવના કરતા રહીએ! જીવદયાના પાલન વડે દીપતા જૈન ધર્મને જીવ દયાના પાલન વડે વધુ દીપ્તિમંત બનાવીએ! જીવહિંસાની પ્રવૃત્તિઓથી ત્રિવિધે દૂર રહીએ અન્યને પણ એ પાપ પ્રવૃત્તિથી બચાવવા શક્તિ મુજબ સદા પ્રયત્નશીલ રહીએ

